

# જ્યોત અને જ્વાળા

દ્વિતીય દર્શન

જ્યોત



# જ્યોત અને જ્વાળા

## દ્વિતીય દર્શન: જ્યોત

[અદ્ભુત-રસ-યુક્ત નવલકથા]

પ્રેમ પ્રેમ સબ હી કહત
પ્રેમ ન જાન્યો કોય,
જો પૈ જાનહિ પ્રેમ કો
મરૈ જગત ક્યોં રોય ?

ચુનીલાલ વર્ધમાન શાહ.

લેખક તથા પ્રકાશક
ચુનીલાલ વર્ધમાન શાહ
સારંગપુર, તળીયાની પોળ
અમદાવાદ



સોલ એજંટ
કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે
ન્યુસ એજંટ, બુકસેલર એન્ડ પબ્લીશર
રતનપોળને નાકે, ગાંધી રોડ, અમદાવાદ

પ્રથમ આવૃત્તિ
ઇ. સ. ૧૯૩૨
......
મૂલ્ય ૧૦ આના

મુદ્રક
ઇંદ્રવદન બળવંતરાય ઠાકોર
પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ
જેઠાભાઈની પોળ, ખાડીયા
અમદાવાદ

# અનુક્રમ

# પ્રકરણ ૧ લું

## બ્રાહ્મણ અને તેનો દીકરો !

ઈશ્વરસિંહનું મરણ થયું. મંદારગઢે સાત દિવસ સુધી શોક પાળ્યો. આઠથી ચૌદમા દિવસ સુધી રોજ મોટાં મોટાં બ્રહ્મભોજન થયાં. પંદરમે દિવસે મહંતે કચેરી ભરી અને શોકાવનત વદને સામંતો, સરદારો અને શહેરીઓની મધ્યમાં તેણે સૌને જણાવ્યું કે—" રાજકાર્ય કેવું હોય તે મેં જોયું–જાણ્યું નથી, તે મારો વિષય નથી, પરન્તુ મહારાજાએ જ્યારે મારી ઉપર અને રાણી વિજ્જુલકુંવર ઉપર બધો ભાર મૂક્યો છે અને રાજકન્યા વિલાસકુંવરનું તથા રાજ્યની પુત્રવત્ પ્રજાનું પાલન કરવાનું સોંપ્યું છે, ત્યારે તે ભાર ઉપાડ્યા વિના અને સદ્ગત મહારાજાને વચન આપ્યા પ્રમાણે રાજ્યકારભાર ચલાવ્યા વિના અમારો છૂટકો નથી. તમારી સૌની મદદથી જ અમે પ્રજાનું પાલન કરી શકીશું અને પ્રજાને ન્યાય આપી તેનું રક્ષણ કરી શકીશું. મારૂં તો રોજનું કાર્ય જ દેવસેવાનું છે, પરન્તુ હવે તે દેવસેવા છોડીને પ્રજાસેવા કરવાનું પ્રાપ્ત થયું છે તો હું પ્રજાસેવાને જ દેવસેવા માનીને સંતોષ પામીશ." મહંતના આવા ઉદ્ગારોની લોકો ઉપર જબ્બર અસર થઈ. કચેરીમાં કાળા પડદાની પાછળ બેઠેલી અને કાળા પોશાકમાં સજ્જ થએલી રાણી વિજ્જુલકુંવરને પણ લાગ્યું કે મહંત જબરો ખેલાડી છે અને પોતાની વાણીવડે લોકોનાં મન પર અસર કરવાની કળામાં તે પૂરેપૂરો નિપુણ છે.

મંત્રીશ્વર, સેનાપતિ અને રાજ્યના બીજા અધિકારીઓને રાજાએ જીવતાં જ મહંતની આજ્ઞામાં રહેવાનું ફરમાન કરેલું હતું અને તે બધા પોતાની આજ્ઞાની બહાર જાય તેમ નહોતું તેવી મહંતને પ્રતીતિ હતી. રાજ્યનો ખજાનો વિશ્વાસુ માણસોની દેખરેખ હેઠળ હતો અને

ખજાનાનાં તાળાંની કુંચીઓ મહંતે વેળાસર પોતાના હાથમાં લીધી હતી. આ રીતે મહંતને કશી ખટપટ કે અશાંતિ થવાનો ભય રહ્યો નહોતો. બે ચાર દિવસ બડા બજરંગમાં જઇને આરામ લેવાનો તેનો વિચાર હતો, પરંતુ કચેરી ભરીને પોતાના અમલની ઘોષણા કર્યા પૂર્વે તે જઇ શકે તેમ નહોતું. એ ઘોષણા હવે થઇ ચૂકી અને પ્રજામાં સંતોષ વર્તાઇ રહેલો તેને લાગ્યો, એટલે તુરત તે આઠ પાલખી ઉંચકનારા અને બીજા આઠ સૈનિકો લઇને બડા બજરંગ જવા નીકળ્યો.

આસપાસનાં નાનાં મોટાં અનેક ગામોમાંથી બ્રાહ્મણો અંદારગઢમાં બ્રહ્મભોજન માટે આવેલા હતા, તેઓ હવે પોતપોતાને ગામ પાછા ફરતા હતા. માર્ગમાં આવા બ્રાહ્મણોનાં ટોળે ટોળાં જોવામાં આવતાં હતાં અને મહંતની પાલખી જોવામાં આવતાં તેઓ "જય બજરંગ"નો ઘોષ કરતા હતા. મહંત પણ સામો તેવો જ પ્રત્યુત્તર વાળતો હતો.

પાલખી ઉંચકનારાઓ વખતોવખત બદલાતા જતા હતા અને પાલખીમાં મહંતને ઉંચકીને તેઓ કોઇ કોઇ વાર દોડતા પણ હતા. પર્વતની ધારોમાં થઇને માર્ગ જતો હતો છતાં ઘણી આવજાથી માર્ગ સરળ અને સીધો થઇ ગએલો હતો. આગળ જતા બે માણસો મહંતની પાલખીને પોતાની પાછળ આવતી જોઇને માર્ગ ખુલ્લો કરીને બાજુએ ઊભા રહ્યા અને પાલખી આવી પહોંચતાં તેમણે અવાજ કર્યો: "જય બજરંગ!" મહંતે જવાબ વાળ્યો: "જય બજરંગ!" પાલખી તો જોસભેર આગળ વધ્યે જ જતી હતી.

"ઓ બાપજી! ઓ બાપજી! જરા પાલખી થોભાવો, મારી વાત તો સાંભળો!" એમ કહેતો પચાસેક વર્ષની ઉમરનો એક બ્રાહ્મણ અને તેની પાછળ તેનો જુવાન છોકરો આગળ જતી પાલખીની પાછળ દોડ્યા. પાલખી તો થોભી નહિ પણ દોડવાથી તેઓ તેની નજીક જઇ પહોંચ્યા. બ્રાહ્મણ દોડવાથી હાંફતો હાંફતો હાથ જોડીને બોલ્યો: "બાપજી! મારે એક વિનતિ કરવાની છે."

"પણ અહીં વગડા વચ્ચે વિનતિ હોય? બડા બજરંગ આવજે." એમ કહી મહંતે તેની ઉપર ધ્યાન આપ્યું નહિ અને પાલખી ચાલી ગઈ. બ્રાહ્મણો પાછળ બડબડતા જ રહ્યા.

તે જ સાંજે બડા બજરંગ પહોંચી મહંતે પોતે બજરંગની આરતી ઉતારી. એ કાર્યમાંથી પરવારીને મહંત પોતાના આશ્રમ તરફ વળતો હતો, ત્યાં પેલા બેઉ બ્રાહ્મણો પહોંચ્યા. વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો: "બાપજી! મારી વિનતિ!"

"તું અહીં આવ્યો?"

"હા બાપજી! આપની પાલખીની પાછળ હું અને આ મારો દીકરો બેઉ દોડાદોડ આવ્યા છીએને!"

"ઠીક, બોલ, તારે શું કહેવાનું છે?"

"બાપજી! હું બ્રાહ્મણ છું અને આ જુવાન દિકરો કેવળ અભણ છે, તેને આપ અહીં મંદિરમાં રાખો અને કંઇ પૂજાપાઠ કરતાં શીખવો તો આ ગરીબ બ્રાહ્મણ ઉપર પરમ ઉપકાર થાય."

"કોણ, આ તારો દીકરો છે? અલ્યા, આવડો મોટો થયો ને કશું ભણ્યો નહિ? રસોઇ કરતાં આવડે છે?"

છોકરાએ ડોકું ધુણાવીને હા કહી.

"ઠીક. તો તું તારા દીકરાને અહીં મૂકતો જા, તેને અહીં રાખીશું અને તેનું કલ્યાણ થશે તેમ કરીશું." એમ કહી મહંતે જવા માંડ્યું.

"અરે બાપજી! જરા ઊભા રહો! એક બીજી વાત!"

"વળી શું છે?"

બ્રાહ્મણે આસપાસ નજર કરી અને પછી ધીમેથી કહ્યું: "બાપજી! આપ હવે મંદારગઢના રાજા થયા."

મહંત હસ્યો અને તુચ્છકારથી બોલ્યો: "એટલે શું તને રાજ્યનો એકાદ કકડો હું આપી દઉં, એવી તારી ઇચ્છા છે?"

બ્રાહ્મણ ધીમે અને સખ્ત સ્વરે બોલ્યો : "હા! મને દાનગઢ સોંપી દો, દાનગઢ ઉપર મારો હક્ક છે!"

મહંત થ્થમક્યો. તે બોલ્યો : "તું કોણ છે?"

"હું છું જોધમલ અને આ છે મારો દીકરો કીશનમલ! હું ધીંગાણું કરવા આવ્યો નથી, માટે તમે કશી ચિંતા કરશો નહિ; પણ જો અમને પકડવા કાંઇ યત્ન કરશો તો યાદ રાખજો કે અહીં મારાં હથીયારબંધ દોઢ સો માણસો છે!"

"હેં!" મહંત ચમકી ગયો.

"હા. ઇશ્વરસિંહજી જીવતા હતા, ત્યાંસુધી મારા બહારવટાને તેમણે ન્યાય ન આપ્યો; હવે તમે રાજા થયા છો, તે વખતે હું તમને વિનતિ કરૂં છું કે મને મારૂં દાનગઢ પાછું આપો અને મારૂં બહારવટું શમાવો. મારે બીજું કશું જોઇતું નથી." જોધમલે થોડા જ શબ્દોમાં પોતાની માંગણી રજુ કરી.

"જોધમલ! તું જબરો તો ખરો, પણ એવી રીતે તને તારૂં ગામ પાછું સોંપીને મારાથી સમાધાની ન થાય." મહંતે કહ્યું.

"ન થાય, તો થયું! દાવાનળ સળગી ઉઠે ત્યારે સમાધાની કરવા આવજો. અત્યારે તમે નહિ માનો એમ હું જાણતો'તો!" કીશનમલ એકદમ અકળાઇને બોલ્યો.

"તું વચ્ચે ન બોલ, છોકરા!" મહંતે જરા ગંભીરતાથી કહ્યું.

જોધમલ બોલ્યો : "હું સમજું છું કે તમારે તાબાના ઠાકોરોમાં તમારો પ્રતાપ બેસાડવો છે, પણ બહારવટીયા ઉપર પ્રતાપ બેસાડવાનો ન હોય, મહંત સાબ!"

"તે જોઇશું!"

"સારૂં, જોઇ લેજો! રામરામ!" એમ કહી જોધમલ અને કીશનમલ મંદિરની બાજુએ જતા માર્ગે બહાર નીકળવા લાગ્યા.

એટલામાં મહંતે પોકાર કર્યો : "પકડો! પકડો એ બેઉ બહારવટિયાને!"

રાત્રિનો સમય હતો પણ હજી બહુ રાત ગઇ નહોતી. મંદિરના રક્ષકો અને બીજા માણસો એકદમ જોધમલ અને કીશનમલની તરફ તેમને પકડવાને દોડ્યા.

"હત્! મહંત! છેવટ છાનો ન રહ્યો?" એમ કહેતાં જ જોધમલે હોકારો કર્યો અને પચાસ બ્રાહ્મણોનું ટોળું બહારથી ધસી આવ્યું. વસ્તુતઃ તેઓ બ્રાહ્મણો નહોતા, પણ જોધમલના જેવા જ બ્રાહ્મણવેશધારી બહારવટીયા હતા! મંદિરના રક્ષકો જોધમલની પાસે પહોંચે તે પહેલાં તો તેણે અને કીશનમલે મોટી કટારો કાઢીને ધીંગાણું મચાવવાની તૈયારી કરી વાળી હતી. ધસી આવેલા વેશધારી બ્રાહ્મણો એ બેઉ બાપ-દીકરાની આસપાસ ઘેરાઇને તેનું રક્ષણ કરવા ઊભા એટલે મંદિરના રક્ષકો આગળ વધતા થંભી ગયા!

મહંતને એમ લાગ્યું હતું કે જોધમલ પોતાના દોઢ સો માણસો તૈયાર હોવાનું કહીને નકામો પોતાને ડરાવી રહ્યો છે. હવે તેને લાગ્યું કે ખરેખર તેનાં માણસો અહીં હતાં; તે ગભરાયો અને "એને જવા દો, જવા દો!" બોલતો દોડીને આશ્રમમાં ભરાઈ ગયો!

"હત્ બાયલા!" કીશનમલ બોલ્યોઃ "તેં અમારી પરીક્ષા કરી! બડા બજરંગની ધજા હેઠળ અમારે લોહી નથી રેડવું, નહિતો તારા શા ભાર છે કે તું જીવતો જાય?"

"મહંત સાબને માટે કુવેણ ન બોલાય બેટા!. એ તો રાજ્યના રક્ષણહાર છે; એમાં તેમનો શો વાંક? હવે આપણે ચાલો!"

આખું ટોળું વિદાય થઇ ગયું. રક્ષકો, બ્રાહ્મણો અને બીજા માણસો મ્હોં વિકાસીને જોઇ રહ્યા. પાછળથી રક્ષકોની વધારાની ટોળી આવી પહોંચી પણ બહારવટીયાની પુંઠ પકડવામાં કાંઇ સાર નથી એમ જોઇને મહંતે તેમને કશી આજ્ઞા ફરમાવી નહિ, પણ તેને ચિંતા થવા લાગી કે જોધમલનો ત્રાસ હવે વધ્યા વગર રહેશે નહિ, માટે તુરતમાં જ તેને જેર કરવાના યત્નો આરંભવા જોઇએ.

# પ્રકરણ ૨ જું

## ચિંતાનો ભાર.

મહંત હનુમંતપ્રસાદ કુટિલ નીતિમાં નિપુણ હતો અને પોતાનું આંતર્ જીવન તે એ નીતિને લીધે જ ખુલ્લું પડવા દીધા વિના પોતાનો યોગી તરીકેનો પ્રભાવ ચોમેર જમાવી શક્યો હતો. તેનો એ પ્રભાવ એટલો વિસ્તર્યો હતો કે લૂંટારા જોધમલને પણ મહંતના જીવનની કાળી બાજુ વિષે કશો સંશય નહોતો. તે એને પવિત્રાત્મા જ માનતો હતો, અને તેને આશા હતી કે જ્યારે તેના હાથમાં રાજ્યવહીવટ આવ્યો છે ત્યારે એ પવિત્ર પુરૂષ પોતાને ન્યાય આપશે અને દાનગઢનું પરગણું પોતાને પાછું સોંપશે; આ કારણથી તેણે બીજી કોઇ રીતે લાગ ન ફાવતાં મહંતને બ્રાહ્મણવેશે મળવાનો જોગ સાધ્યો હતો; પરન્તુ તેણે રાખેલી આશા પાર પડી નહિ.

વિલાસી પુરૂષ હમેશાં ભીરૂ હોય છે. કાયાનું સંરક્ષણ કરવાની વૃત્તિ તેનામાં પ્રબળ હોય છે. મહંતે જોયું કે એકસાથે દોઢ સો લૂટારાનું જૂથ બ્રાહ્મણવેશે બડા બજરંગમાં પેસી ગયું હતું, ત્યારથી તેનું હૃદય ધડકી ઉઠયું હતું. તે ઉદાસ બની ગયો હતો અને હવે બડા બજરંગમાં રહેવું એ જોખમભરેલું છે તે તેના ધ્યાનમાં આવી ગયું હતું. રાજ્યવહીવટની સાથે તેની ચિંતા અને સ્વસંરક્ષણ માટેનો ભય એ બેઉ પોતાને શિરે પડયાં હતાં તેનું હવે તેને ભાન થવા લાગ્યું. તે લૂટારાઓના હાથમાંથી બચવાને નાસીને આશ્રમમાં ભરાઇ ગયો અને થોડી વાર પોતાના યોગભુવનમાં બેસીને પછી શય્યાગૃહમાં પેઠો. ત્યાં તેની નવયૌવના રમણી તેનો સત્કાર કરવાને અભિનવ વેશમાં તૈયાર હતી. તેનું નામ પણ તેની રમણીયતાને અનુસરતું–સુંદરી જ હતું.

“ અહો મહંત સાહેબ ! તમે મને બહુ દિવસે સંભારી ! ” મંદ સ્મિત કરતાં આવીને સુંદરીએ મહંતના કંઠપ્રદેશમાં પોતાના બાહુને ભીડાવ્યો. પરન્તુ મહંતના મસ્તિષ્ક ઉપર આજે ચિંતાનો ભાર

હતો! તે કશું નહિ બોલતાં કેવળ શુષ્ક ભાવથી સુંદરીના કંઠપ્રદેશમાં બાહુનું આરોપણ કરીને પલંગ ઉપર બેઠો.

"આજ કેમ ઉદાસ છો?" સુંદરીએ પૂછ્યું.

"સહેજ; તું જાણે છે ને હવે મારા શિર પર મંદારગઢના રાજ્યકાર્યભારનો બોજો પડ્યો છે."

"હું કશું જાણતી નથી; રાજાજી મરણ પામ્યા કે શું?"

"હા, તેને તો પંદર દિવસ થઇ ગયા."

"અહીં મને એ ખબર કોણ આપે? તમારી મૂગી દાસીઓ મને કેવી રીતે એ વાત સમજાવે?"

"મેં તને કહ્યું હતું કે રાજાએ મારા ઉપર રાજ્યવહીવટનો ભાર નાંખ્યો છે."

"હા, પણ રાજા મરણ પામ્યા અને તમારે શિરે એ ભાર પડ્યો તેની મને ખબર નથી; પણ તેમાં આટલી બધી ઉદાસીનતા? મને આટલે દિવસે મળ્યા, છતાં તમારા મ્હોં પર જાણે નૂર નથી!"

"રાજ્યવહીવટના ભારની એક ચિંતા અને હવે બીજી ચિંતા મંદારગઢમાં જ હમેશાં રહેવાની."

"શું?!" સુંદરી ગંભીર થઇને બોલી: "શું મને અહીં કેદમાં રાખીને તમે મંદારગઢમાં રહેશો?"

"છૂટકો નથી. રાજ્યકાર્યભાર ત્યાં રહ્યો, એટલે અહીં રહી શકાય નહિ." મહંત બોલ્યો.

"રાજા તો ગમે ત્યાં બેઠા બેઠા કારભાર ચલાવે છે અને તમે અહીં રહીને કારભાર ન ચલાવી શકો?"

"અહીં એક બીજો ભય છે. લૂટારાઓ હવે વધુ તોફાને ચડવાનો સંભવ છે. અહીં જ હમણાં તોફાન થતાં થતાં રહી ગયું."

"શું લૂટારા અહીં આવ્યા હતા?"

"હા! વેશ પહેરીને દોઢ સો માણુસ આવ્યા હતા. આજસુધી કોઇ વાર લૂટારા બડા બજરંગમાં આવ્યા નહોતા, તે આ પહેલી

વાર આવ્યા; પણ તેમણે કશું તોફાન કે લૂટફાટ કરી નહિ એટલું ઠીક થયું. આથી પણ મારે સહીસલામતી માટે હવે મંદારગઢ રહેવું પડશે."

"તો મૂને પણ મંદારગઢ લઈ જવી પડશે; હું અહીં એકલી પુરાઈ રહેવાની નથી." સુંદરીએ મ્હોં ચડાવીને કહ્યું.

"અહીં જેવી વ્યવસ્થા છે, તેવી ત્યાં ક્યાંથી બને?"

"મહંત મટીને રાજા થયા, હવે લડાઇઓ પણ કરશો, પછી મને કેદમાં રાખી મૂકવાની શી જરૂર છે?" સુંદરીએ દલીલ કરી.

મહંત ચૂપ બેસી રહ્યો.

"અને મારી પણ શી જરૂર છે? મારા જેવી તમને ઘણીએ મળી રહેશે. રાજાની રાણીઓ તમારે માટે તૈયાર હોય, પછી મારી શી જરૂર હોય?" એમ કહેતાં સુંદરીએ રોષ પ્રકટાવ્યો.

"ઘેલી! મારૂં રહસ્ય તારા સિવાય બીજું કોઇ જાણતું નથી. શું મંદારગઢમાં રહીને હું મારો પ્રભાવ ઓછો થાય એમ વર્તું ખરો?"

"તો પછી તમે ત્યાં રહો, અને હું અહીં એકલી રહીને પેલી મૂગી દાસીઓ સાથે માથું ફોડયા કરૂં, એમ જ શું તમારૂં કહેવું છે? એ નહિ બને, મહંત સાહેબ! મને છૂટી કરો, એટલે હું ફાવશે ત્યાં જઇશ!"

"એમ અધીરી ન થા; તને ગમશે એવો કાંઈ તોડ કાઢીશું."

"તોડ બીજો કશો કાઢવાનો નથી; કાંતો તમારે અહીં રહેવું અને કાંતો મને મંદારગઢ લઇ જવી. હું અહીં એક દિવસ પણ એકલી રહેવાની નથી, સમજ્યા? તમારી આ ભયંકર કેદનું દુઃખ વિસારે પાડીને હું જરા મનમનાવતી થઇ, ત્યારે તમે પાછા મને કેદમાં પૂરીને ચાલ્યા જાઓ, તે બનશે નહિ." સુંદરીએ મનોભાવ સ્પષ્ટ કર્યો.

"હમણાં તો હું થોડા દિવસ અહીં જ રહેવાનો છું, પછી વાત."

તે વખતે તો મહંતે એ વાત ટાળી દીધી, પરન્તુ સુંદરીની વ્યવસ્થાની એક વધુ ચિંતા હવે તેના મગજમાં પેઠી.

જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ મહંતને લૂટારાઓના હલ્લાનો વધુ ને વધુ ભય લાગવા માંડયો. તેણે એક ઊંટસવાર સાથે

સેનાપતિ ખડ્ગસિંહ ઉપર પત્ર લખીને મોકલ્યો, જેમાં લૂટારા જોધમલવાળા બનાવની બધી વાત જણાવી અને તે સાથે સેનાપતિને સૂચના કરી કે લૂટારાઓને જેર કરવાની તૈયારી કર્યા વિના હવે ચાલી શકવાનું નથી. વળતો ખડ્ગસિંહનો જવાબ આવ્યો કે "પાંડુપુરનો ઠાકોર બખ્તાવરમલ સેનાની કાંઈ કાંઇ તૈયારીઓ કરી રહ્યો હોય એવી છૂપી બાતમી અત્રે મળી છે, માટે આપ હવે ત્યાં વધુ વખત નહિ રોકાતાં તુરત અત્રે પધારશો."

આ પ્રમાણે વધુ ને વધુ ચિંતાઓ મહંતના મનને ઘેરવા લાગી. બખ્તાવરમલ તો રાણી વિજ્જુલકુંવરનો ભાઈ થાય અને જો તે સેના તૈયાર કરી રહ્યો હોય તો તેનો ઇરાદો મંદારગઢ ઉપર ચડાઈ કરવાનો હશે અને રાણી વિજ્જુલકુંવરની તેમાં શામેલગીરી હશે એવું અનુમાન કરતાં મહંતને વાર લાગી નહિ. રાજ્યવહીવટમાં પોતાની સાથે વિજ્જુલકુંવરને શામેલ રાખવામાં પોતે ભૂલ કરી હતી એમ મહંતને લાગ્યું; તે સાથે એમ પણ લાગ્યું કે જો તેને શામેલ ન રાખી હોત રાજ્યવહીવટનો અર્ધો અધિકાર પણ કદાચ પોતાના હાથમાં ન આવ્યો હોત. હવે તાબડતોબ મંદારગઢ જઇને વિજ્જુલકુંવર કઇ બાજી રમી રહી છે તે જાણવાની ચિંતા મહંતના અંતરમાં પેઠી. આ વખતે થોડા માણસો સાથે મંદારગઢ જવામાં તેને જોખમ લાગ્યું. લૂટારાઓની હીલચાલથી તે સ્હેજ ખાઇ ગયો હતો અને હવે તો પોતે લૂટારાઓની સાથે પ્રકટ વૈર બાંધ્યું હતું એટલે તેને પોતાની સલામતીનો પૂરો ભય ઉત્પન્ન થયો હતો. આ કારણથી સો હથીયારબંધ માણસોની ટુકડીને સાથે રાખીને તે મંદારગઢ પહોંચ્યો. મંત્રીશ્વર અને સેનાપતિને એકાન્તમાં બોલાવીને તેમની સાથે ખાનગી મસલત ચલાવી. વિજ્જુલકુંવરની કશી હીલચાલ કોઈના જાણવામાં આવી નહોતી, પરન્તુ પાંડુપુરમાં સેનાની તૈયારીઓ આગળ વધી રહી હતી તે બાતમી તો સાચેસાચી હતી એમ મહંતના જાણવામાં આવ્યું. વિજ્જુલાને આ સંબંધી પૃચ્છા કેવી રીતે કરવી? મહંતને ઉંડો વિચાર થઇ પડ્યો.

તેણે સેનાપતિની સલાહ લીધી, મંત્રીશ્વરની સલાહ લીધી, પરન્તુ તેમની કોઇની સલાહ મહંતના કામમાં આવે એવી નહોતી. તેઓ વિજ્જુલાને જેટલે અંશે ઓળખતા હતા તે કરતાં વધુ અંશે મહંત વિજ્જુલાને ઓળખતો હતો. થોડા જ પરિચયમાં મહંત વિજ્જુલાની દક્ષતા અને યુક્તિનૈપુણ્ય પિછાણી ગયો હતો અને તેની સાથે કામ લેતાં પૂરી ખબરદારી રાખવી જોઇએ એ તેના ધ્યાનમાં હતું.

એક દિવસ એમ ને એમ વિચારમાં ચાલ્યો ગયો, પરન્તુ મહંતને કશો માર્ગ સૂઝ્યો નહિ. તે સમયમાં વિજ્જુલાની સાથે એકાદ મેળાપ થઇ ગયો હતો પણ તે પ્રસંગની વાતચીતમાં કશી વિશિષ્ટતા નહોતી. વિજ્જુલાના વદન ઉપર હજી વૈધવ્યના શોકનો ગાઢ પડદો પથરાઇ રહેલો હતો અને તેનું દુઃખમિશ્રિત વદનગાંભીર્ય એવા પ્રકારનું હતું કે કશી ગંભીર બાબતનો પ્રશ્ન મહંત તેને પૂછી શકે તેમ નહોતું.

વિજ્જુલાના દિલનું રહસ્ય સમજવા માટે મહંતને એકાંતની જરૂર જણાઇ, અને એ એકાંત રાત્રિના સમય સિવાય અન્ય સમયે મળવાનો સંભવ નહોતો. તેણે સેવક સાથે વિજ્જુલાને સંદેશો કહાવ્યો: "રાજ્યકાર્યના સંબંધમાં મારે તમને એકાદ વાર એકાંતમાં મળવું છે, તો જો તમે મને એકાદ પ્રહર રાત્રિ ગયા પછી મારા નિવાસસ્થાનમાં મળો તો ઠીક, નહિતો તમે કહો તો હું રાત્રે અંતઃપુરમાં તમારી પાસે આવું." વિજ્જુલાએ સંદેશાનો વળતો જવાબ આપ્યો કે "હું જ તમને રાત્રે તમારે સ્થાને મળીશ." મહંતને એ વાત ગમી, કારણકે પોતાના જ સ્થાનમાં બરાબર વાતાવરણ જમાવીને વિજ્જુલાનું દિલ પારખી લેવાની પોતાને વધારે અનુકૂળતા મળશે એવી તેની ગણત્રી હતી.

રાત્રિ પડી, પ્રહર વીતી ગયો, મહંત વિજ્જુલાની રાહ જોતો એક દર્ભાસનપર બેસી, હાથમાં માળા લઇ, માળાના મણકા ફેરવ્યા કરતો હતો; પરન્તુ મનમાં તો રાજ્યકાર્યભારની વિધવિધ ચિંતાઓના મણકા જ ફર્યા કરતા હતા !

## પ્રકરણ ૩ જું

### મહંતની વિકારવશતા.

દ્વાર ઉઘડયું. કાળાં વસ્ત્રોમાં સજ્જ થએલી વિજ્જુલાએ મહંતના નિવાસના ખંડમાં પ્રવેશ કર્યો અને પોતાની સાથે આવેલી દાસીને તેણે બહાર બેસવાનું સૂચવીને પાછું દ્વાર બંધ કર્યું. મહંતના હાથમાં ફરતી માળા પડી ગઇ અને તે ઉઠી વિજ્જુલાને સામો લેવા આવ્યોઃ "આવો રાણીજી!"

"હા, મહંત સાહેબ! આપ મને મળવા આવો તે કરતાં હું જ આપને મળવા આવું એ મને વધારે યોગ્ય લાગ્યું, એટલે હું અહીં આવી." વિજ્જુલાએ વિનયશીલતાભર્યો જવાબ આપ્યો.

"ઠીક કર્યું; જુઓને, હવે તો તમારી ઉપર અને મારી ઉપર અસાધારણ બોજો પડયો છે, એટલે કે રાત્રે કે દિવસે વારંવાર આપણને મળવું પડશે." એમ કહેતાં મહંત પોતાના દર્ભાસન પાસે પહોંચ્યો અને તે ઉપર બેઠો.

તેની સામે જ ગોઠવાતાં વિજ્જુલા બોલીઃ "આપ ખરી વાત કહો છો. રાજ્યકાર્યને પ્રસંગે આપણને મળવું પડે તે અનિવાર્ય છે. પણ મહંત સાહેબ! લૂટારાઓ બડા બજરંગ પર હલ્લો લાવ્યા હતા ત્યારે તમે તેમને પકડયા કેમ નહિ?"

"દોઢ સો લૂટારા હતા અને બડા બજરંગમાં તેમની સાથે લડી શકે તેટલા માણસો જ નથી એટલે તેમને શી રીતે પકડી શકાય? પણ હવે અહીંથી સેના મોકલીને એ લૂટારાઓને બરાબર સજા કરવી જ પડશે અને તે માટે મેં સેનાપતિને સૂચના કરી છે."

"મારા મનમાં તો એમ થયા કરે છે કે એ પીટયા જોધમલને દાનગઢનું પરગણું પાછું દીધું હોય તો શી ફીકર છે?"

"રાણીજી! તમે તો ભોળાં છો! ડોસી મરે તેનો ભો નથી

પણ જમ ઘર જોઈ જાય તેનો ભો છે! જોધમલને મહારાજાએ પોતાનાં જીવતાં હાનગઢ પાછું આપ્યું નહિ, અને આપણે જો તેને હાનગઢ પાછું આપીએ તો તાબાના ઠાકોરોના મનમાં શું થાય? તેઓ તો એમ જ સમજે કે આપણો કારભાર ઢીલો છે એટલે તેઓ પણ આપણને ખંડણી આપવાનું બંધ કરે અને સ્વતંત્ર થવાનો વિચાર કરે; એટલે આપણો પ્રતાપ પાડવા આપણે એ લૂટારાઓને સંતોષવાનો વિચાર છોડી દેવો જોઈએ. મંત્રીશ્વર અને સેનાપતિ પણ મારા જ વિચારના છે; છતાં......"

વિજ્જુલા અધવચથી બોલીઃ "નહિ, નહિ, તમારો સૌનો વિચાર તેવો હોય, તો મારો કશોએ વાંધો નથી. હું ગમે તેવી તોએ સ્ત્રીજાત, મને એ રાજકારભારની ગુંચોની શી ખબર પડે?"

"ત્યારે રાણીજી! જેવાં તમે છો, તેવો જ હું છું. મેં કયે દિવસે રાજ્ય કર્યું'તું કે મને તમારા કરતાં વધુ ખબર પડે? તમે તો રાજાજીનું પાસું સેવ્યું છે, મહારાજાનો તમારા ઉપર અથાગ પ્રેમ હતો, તમે રાજ્યકાર્યભાર તો ચલાવ્યો નહિ હોય પણ જોયો તો હશે, પણ મેં તો દેવસેવા કર્યા સિવાય આખા જન્મારામાં બીજું શું કર્યું છે?"

"મહંત સાહેબ! મેં રાજાજીનું પાસું સેવ્યું છે તેથી મને રાજ્યકાર્યભારનો કાંઇક અનુભવ હશે એમ આપ માનો છો, પણ તેમાં આપ ભૂલો છો. મેં જીવનભર રાજાજીની સેવાભક્તિ જ કરી છે, તેમને મારા માથાના મુકટ તરીકે સ્થાપીને જ સંતોષ મેળવ્યો છે."

"એટલે?"

"એટલે એ જ કે તેમની સેવાભક્તિમાંથી મને રાજ્યકાર્ય જોવા કે વિચારવાનો કદાપિ અવકાશ જ મળ્યો નથી. મેં તેમાં ચિત્ત પણ પરોવ્યું નથી."

મહંત વિચારમાં પડી ગયો. તેની આંખો જોરથી ઉઘાડમીંચ થવા લાગી. તેમાં વિલક્ષણ તેજ ચમકવા લાગ્યું. વિજ્જુલા બાડી આંખે તે બધું જોઈ રહી.

"આજે હું આ નવી વાત તમારી પાસેથી સાંભળું છું. તમે રાજાજીને તમારી ઇચ્છાથી પરણ્યાં હતાં—"

"તે ખરી વાત, પણ તે રાજ્યકાર્યભાર માટે નહિ; રાજાજીની સેવા માટે અને ખાસ કરીને મંદારગઢના મહારાજાના ચારિત્ર્યનાં દૂષણોની જે અનિષ્ટ છાપ ચોમેર પડી હતી તે ભૂંસી નાંખવાને તથા તેમને સુમાર્ગે વાળવા માટે." વિજ્જુલાએ જણાવ્યું.

"ત્યારે મહારાજાના પાછલા જીવનમાં જે પ્રભુભક્તિની છાપ પડી હતી, તેમનું હૃદય સુકોમળ થયું હતું, તે શું તમારે લીધે જ? અમે તો કાંઈક બીજું જ માનતા હતા."

"શું?"

"રાજાજી વૃદ્ધ થયા એટલે શિથિલ થયા અને તેથી તેમનો જીવનક્રમ કાંઈક બદલાયો–સુધર્યો, એવું આજે પણ ઘણા લોકો સમજે છે."

"નહિ, તે મારી સેવાભક્તિ અને સદ્બોધનું ફળ હતું. એમનું જીવન સુધારવા સિવાય બીજી કશી ઝંખના મેં રાખી નથી." વિજ્જુલાએ પોતાના કથનની છાપ મહંત ઉપર શી પડે છે તે જોવાને અત્યારસુધી નીચી રાખેલી દૃષ્ટિને સહેજ ઉંચી કરી.

"ત્યારે–ત્યારે–" જરા અચકાતો મહંત બોલ્યો: "તમે હજી જીવનની માત્ર એક જ દિશાનો અનુભવ લીધો: પતિની સેવાભક્તિનો."

"હા, તેમ જ. બીજું કશું મને જ્ઞાન નથી. રાજ્યકાર્યભારમાં તમારી સાથે મેં પણ સાથે રહેવાની માંગણી કરી તે માત્ર વિલાસને માટે જ. મને કાંઇ રાજ્યકાર્યભાર ચલાવતાં આવડતો નથી."

"અહાહા! પતિ માટેનો તમારો ત્યાગ ખરેખર અપૂર્વ છે! રાણીજી! મારા જેવો બ્રહ્મચારી પણ તમારા પાદારવિંદનું પૂજન કરે તેમાં કાંઇ જ આશ્ચર્ય નથી." એમ કહેતાં ખરેખર મહંત વિજ્જુલાના પગનો સ્પર્શ કરતો તેને નમી પડ્યો.

વિજ્જુલા એકદમ ખસી ગઈ અને હસીને બોલી: "હાં, હા, મહંત સાહેબ! આ શું કરો છો? આપના જેવા પરમ યોગી મારા જેવી એક ક્ષુદ્ર સ્ત્રીને નમન કરે તેથી તો હું પાપમાં પડું!"

"નહિ, નહિ, તમારા અપૂર્વ ત્યાગની પૂરેપૂરી કલ્પના પણ હું કરી શકતો નથી. એક વૃદ્ધ અને શિથિલ ગાત્રવાળા રાજાના જીવનને સુધારવા માટે જ એક કુમારિકા તેને પરણે અને પોતાના યૌવનનું બલિદાન આપે તે શું જેવો તેવો ત્યાગ છે? સુકન્યા વૃદ્ધ ચ્યવન ઋષિને પરણી હતી, પરંતુ પછી ચ્યવન ઋષિ ઔષધોપચારથી પુનઃ યુવાન થયા હતા અને સુકન્યાનું જીવન આશાભરિત થયું હતું; પણ તમારૂં જીવન? તમારો ત્યાગ?!" મહંત એ ઉદ્ગારો કાઢતાં સ્તબ્ધ જેવો બની ગયો.

વિજ્જુલા હસીને બોલી: "મહંત સાહેબ! તમને એમાં ત્યાગ શો દેખાયો? મને તો લાગ્યું નથી કે મેં કાંઈ મોટો ત્યાગ કર્યો હોય."

"તમે ત્યાગ કર્યો છે-અપૂર્વ ત્યાગ કર્યો છે એમ હું ચોક્કસ માનું છું. તમારી ઉમર પચીસેક વર્ષની હશે?"

"હા, લગભગ તેટલી જ. કેમ પૂછવું પડ્યું?"

"તમારા મુખ ઉપર હજી હું કૌમાર્ય ચમકતું જોઉં છું." મહંતે ઠાવકું મ્હોં રાખીને કહ્યું.

"તેમાં નવાઈ શી છે? મેં વિલાસની સ્પૃહા રાખી નથી; પતિની સેવામાં મને વિલાસનું સ્મરણ પણ થયું નથી, મહંત સાહેબ!"

"પરંતુ હવે તમને માનસિક યાતના વેઠવી પડશે, રાણીજી!"

"એ પણ તમારી ભૂલ છે; વિષયવાસનાએ મને કદાપિ પરવશ બનાવી નથી, અને બનાવી શકશે નહિ. આપે પણ વિષયવાસના ઉપર જય મેળવ્યો છે. શું આપને તેમ કરતાં બહુ માનસિક યાતનાઓ વેઠવી પડી છે?" વિજ્જુલાએ ચતુરાઈભર્યો પ્રશ્ન કર્યો.

"ખરેખર, મેં તો એ વાસનાને જીતવા માટે તેની ઉપર બહુ પ્રહારો કર્યો છે અને અત્યંત સંયમસાધનાને અંતે હું કુરૂપ સ્ત્રીઓમાં કે સ્વરૂપવતી લલનાઓની મધ્યમાં વિકારરહિત રહી શકું છું; પણ તમારે તો રાજવિલાસની વચ્ચે રહીને સંયમસાધના કરવી પડે તે અત્યંત ક્લિષ્ટ કાર્ય છે; અને તેટલા માટે જ હું પુનઃ તમને આ

વખતે નમન કરૂં છું!" પુનઃ મહંત વિજ્જુલાના પગને સ્પર્શતો તેને નમી પડ્યો. આ વખતે વિજ્જુલા જરાએ પાછી ખસી નહિ પણ મંદ મંદ હસી રહી. તેને મહંતના ઉષ્ણ હાથના સ્પર્શમાં વિકાર લાગ્યો.

"મહંત સાહેબ! હવે બહુ થયું. રાખો! આપણે રાજ્યકાર્યની વાતોમાંથી કેવળ જૂદી જ વાતો ઉપર ચડી ગયાં. કહો, મને આપે શા માટે બોલાવી છે?" વિજ્જુલાએ મહંતને મુખ્ય વાર્તાનું સ્મરણ કરાવ્યું.

"હા, આપણે જૂદી જ વાતે ચડી ગયાં ખરાં, પણ આપણો વખત નકામો ગયો નથી. આટલું મન મૂકીને આપણે આજે પહેલી જ વાર વાતો કરી છે, અને આપણે હવે સાથે રહીને જ રાજ્યકાર્ય કરવાનું છે એટલે બહુ અંતર રાખવું કામનું પણ નહિ. હું શું કહેતો હતો? હા, પેલું–વળી પાછું ભૂલી ગયો–"

"બરાબર મન સ્થિર રાખીને સંભારો એટલે યાદ આવશે."

"મારૂં મન તો સ્થિર જ છે, પણ યાદ આવતું નથી–હા, શું?" મહંત બે હાથે મસ્તક દબાવતો વિચારમાં પડી ગયો.

ચતુર વિજ્જુલા સમજી ગઇ કે મહંતના મસ્તિષ્કમાં વિકારનો ઉભરો ચડ્યો હતો અને તેની સ્મૃતિ શિથિલ બની ગઇ હતી. પણ વિકારવશ પુરૂષની સમીપે વિજ્જુલા ભયભીત થઇ જાય તેવી નહોતી. તે મજબૂત મનની હતી. વાસના તેને મુગ્ધ કરે તેમ નહોતું. તેને પોતાની મનોદઢતાનો વિશ્વાસ હતો. તે બોલી: "મહંત સાહેબ! આપે આપની સ્મરણશક્તિ મારા પગમાં જ ધરી દીધી હોય તેમ લાગે છે; કહો તો હું હવે જઉં અને વળી સાંભરે ત્યારે મને ફરીથી મળવા બોલાવજો."

"કદાચ હું જ કાલે મળવા આવું તો?"

"તોપણ ફીકર નથી." એમ કહેતાં વિજ્જુલા ઉઠી અને મનમાં ને મનમાં હસતી ચાલી ગઈ.

## પ્રકરણ ૪ થું.

कामात्संजायते क्रोधः ।

વિષયવિકાર મનુષ્યને પરવશ બનાવી મૂકે છે અને તેને કૃત્ય–અપકૃત્યનું ભાન રહેતું નથી, એ સત્ય કોણ જાણતું નથી? મહંતના મસ્તિષ્કમાં વિકારનો ઉભરો ચડ્યો હતો તે વિજ્જુલાએ જ્યારથી જાણ્યું હતું ત્યારથી તેની ખાત્રી હતી કે મહંત પોતાને ભ્રષ્ટ કરવાની દાનતનું દર્શન કરાવ્યા વિના રહેશે નહિ. બીજે દિવસે અંતઃપુરમાં આવીને પોતાને મળવાનું મહંતે માંગી લીધું હતું તે ઉપરથી તેને ખાત્રી હતી કે રાત્રિને સમયે તે અંતઃપુરમાં આવશે અને કાંઇ કાંઈ ચેનચાળા કરશે. વિજ્જુલા ચપળ સુંદરી હતી, માનિની હતી, ધૂર્ત હતી, કપટપટુતામાં પારંગત હતી, પરન્તુ દુરાચારને માર્ગે તે કદાપિ વળી નહોતી. મહંતની પાસે તેણે જે કહ્યું હતું કે 'વિષયવાસનાએ મને કદાપિ પરવશ બનાવી નથી' તે સત્ય હતું. વૃદ્ધ પતિની પત્ની થવાથી તેનું કૌમાર્ય અખંડ રીતે જળવાઇ રહ્યું હતું. વિષયસ્વાદ તેણે ચાખ્યો નહોતો અને તેથી તે ઉન્મત્ત થઇ ન હતી. એ દિશાએ વળવાનો તેની વૃત્તિને અવકાશ મળ્યો નહોતો અને તે દિશાએ તેની રૂચિ જાગૃત થઇ નહોતી. આથી જે ક્ષણે મહંતમાં વિકાર જાગેલો તેણે જાણ્યો ત્યારે સ્વાભાવિક રીતે જ તેને મહંત ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો. મહંતની ધૂર્તતાને તો તેણે ઘણી વહેલી ઓળખવા માંડી હતી. રાજાજીના મૃત્યુ પૂર્વે રાજ્યનો વહીવટ પોતાના એકલાના હાથમાં રહે તેવી તેની ઇચ્છા પરથી તેની નિઃસ્પૃહતાના દંભનો પરિચય તેને થયો હતો, પરન્તુ તે આવો વિષયી હશે એ કલ્પના તેને આવી નહોતી. યોગી અને બ્રહ્મચારી તરીકેની તેની જે છાપ જનતામાં હતી તે ઉપરથી વિજ્જુલા તેને વિષયી માનવાને તત્ક્ષણ દોરાય તેમ નહોતું; પરન્તુ હવે તેને સમજાવા લાગ્યું કે મહંત કપટી, ધૂર્ત અને દ્રવ્યલોભી જ નથી પણ

વિષયીએ છે ! પરંતુ એ અતુલ મનોબળવાળી સુંદરી તેનાથી ડગી જાય તેવી નહોતી. મહંતે બીજે દિવસે અંતઃપુરમાં આવવાની ઇચ્છા જણાવી તેથી વિજ્જુલા ભયભીત થાય તેમ નહોતું. તેણે ખુશીથી મહંતને અંતઃપુરમાં આવવાની રજા આપી હતી. અંતઃપુરમાં આવીને તે પોતાને લોભાવવાનો—ફસાવવાનો યત્ન કરશે તેવું તેનું અનુમાન હતું અને તે ખોટું નહોતું.

દોઢેક પ્રહર રાત્રિ ગયા પછી મહંત એક સેવકને સાથે લઇને મહાલયમાં અંતઃપુરવાળા ખંડો તરફ ચાલ્યો. વિજ્જુલા શય્યાગૃહમાં હતી, તેને દાસીએ ખબર આપી કે "મહંતસાહેબ મળવા પધાર્યા છે." પહેલાં તો વિજ્જુલાનું હૃદય આ ખબર સાંભળીને કંપ્યું, પરન્તુ તુરત તેણે ધૈર્ય એકત્ર કરીને દાસીને કહ્યું: "જા, તું મહંત સાહેબને દિવાનખાનામાં બેસાડ, હું ત્યાં વસ્ત્રો બદલાવીને આવું છું." દાસી જવા લાગી એટલે વિજ્જુલાએ તેને પાછી બોલાવીને કહ્યું: "સાંભળ, દિવાનખાનામાં હું અને મહંત રાજ્યકાર્ય વિષે વાતો કરવાનાં છીએ, એટલે તું મારી પાસે રહી શકીશ નહિ, પરન્તુ પાસેના ખંડમાં જ તારે બેસી રહેવાનું છે, કારણકે મને કદાચ તારૂં કાંઈ કામ પડે, સમજી?" દાસી એ સૂચન ધ્યાનમાં રાખીને ગઈ અને મહંતને દિવાનખાનામાં દાખલ કર્યા. અહીં દર્ભાસન નહોતું, એટલે મહંત દિવાનખાનાની મધ્યમાં પલાંઠી વાળીને બેઠો અને વિજ્જુલાની સૂચના મુજબ દાસી બાજુના ખંડમાં જઇને બેઠી. મહંતની સાથે આવેલા સેવકને તો દિવાનખાનાથી કેટલેય દૂર રાખવામાં આવ્યો હતો.

અંતઃપુરના આ દિવાનખાનામાં મહંતને મન કશી વિશેષતા નહોતી. અહીં જે સુખસામગ્રી હતી તે કરતાં વિશેષ સુખસામગ્રી તો તેના યોગાશ્રમના વિલાસભુવનમાં હતી. તે થોડી ક્ષણો ત્યાં વિજ્જુલાની રાહ જોઇને બેઠો, એટલામાં વિજ્જુલા આવી અને આવતાં વાંત બોલીઃ "મહંતસાહેબ ! આપ બહુ મોડા આવ્યા, જરા વહેલા આવ્યા હોત તો ?"

"તમે વહેલાં સૂઇ જતાં હશો, તેવી મને ખબર-નહિ, નહિતો

વહેલો આવત." મહંતે જવાબ આપ્યો. વિજ્જુલા દ્વાર બંધ કરીને મહંતની સામે આવીને બેઠી.

"કહો મહંત સાહેબ! પછી ગઈ કાલે તમે જે વાત વિસરી ગયા હતા તે હવે સાંભરી ?" વિજ્જુલાએ મનમાં હસતાં પ્રશ્ન કર્યો.

"હા, સાંભરી છે. તે વાત જરા ગંભીર પ્રકારની છે અને તે માટે તમારા સાચા દિલના ખુલાસાની જરૂર છે. પરન્તુ તે વાત હું તમને પૂછું, અને તમે ખુલાસો કરો, તે પહેલાં બીજી એક વાત તમારા મન ઉપર ઠસાવવાની જરૂર છે." મહંતે મ્હોં ઠાવકું રાખીને કહ્યું.

"કઈ વાત ?" વિજ્જુલાએ પણ એકસરખી ગંભીરતાથી પૂછ્યું.

"જુઓ, રાજ્યનો કાર્યભાર મારે ને તમારે એક દિલથી ચાલવવાનો છે. મારા ને તમારા દિલની વચ્ચે અંતર ન હોવું જોઈએ."

"હું એવું અંતર સમજતી જ નથી. જુઓને, ગઈ કાલે આપણે ખુલ્લા દિલથી જ વાતો કરી હતી ને ?"

"હા, અને તેથી જ હું અહીં આવી શક્યો છું; નહિતો રાત્રિને વખતે અંતઃપુરમાં હું તમને મળવા આવું તે માટે તમે પરવાનગી જ ન આપો, તે હું સમજું છું. તોપણ તમે અંતર તો રાખો છો, રાણીજી !" એમ કહેતાં મહંતના મુખમાંથી સ્મિત સરક્યું.

ગંભીર મુખ કરીને વિજ્જુલા બોલીઃ "તમે શું કહેવા ઇચ્છો છો, તે હું સમજી ગઈ છું, મહંત સાહેબ! ગઈ રાત્રે જ તમારૂં ચિત્ત હું પારખી ગઈ'તી, પરન્તુ વિજ્જુલકુંવરને હજી તમે ઓળખી શક્યા નથી. કરોળીયાની જાળમાં ફસાય તે માખીઓ તો જૂદી, એ તમે સમજી લેજો !"

આ જવાબ સાંભળતાં મહંતને પરસેવો વળી ગયો. પોતાનું દિલ વિજ્જુલા પારખી ગઈ છે તે જાણતાં તે ગભરાયો ખરો, પરંતુ પોતાની સર્વોપરિ સ્થિતિ અને પોતાની પવિત્રતાની કીર્તિના જોરનો ખ્યાલ કરીને તે બોલ્યોઃ "રાણીજી ! હું તમને ફસાવવા આવ્યો નથી. તમે અકળાશો નહિ. મંદારગઢના રાજ્યની મજબૂતીનો આધાર મારા ને તમારા દિલની એકતા અને મજબૂતી ઉપર છે એ હું તમને સમજાવવા આવ્યો

છું. મારી અને તમારી વચ્ચે જેટલું અંતર તેટલી રાજ્યની અને તમારી પોતાની ખરાબી, તે તમારે સમજી લેવાનું છે. મારે તો કશું હતું નહિ અને કશું ખોવાનું નથી!"

"એ કદાપિ નહિ બને, બ્રહ્મચારીજી! આવી વાતો કરીને તમે તમારા બ્રહ્મચર્યને કલંકિત ન કરો. તમારી યોગકીર્તિનો જરા ખ્યાલ કરો અને તમે અહીં મારી પાસે શી વાત કરો છો તેનો વિચાર કરો. જો અન્ય કોઇ મારી પાસે આવું બોલે, તો હું તમાચો મારીને કાઢી મૂકું, પણ તમને હું શું કહું?"

"તમારા કોમળ હાથના મીઠા તમાચાની આશાથી તો હું અહીં આવ્યો છું. રાણીજી! લાવો, તમારો હાથ! તે હાથનો તમાચો ખાવા મારો ગાલ સળવળે છે!" એમ કહેતાં મહંતે વિજ્જુલાનું કાંડું પકડયું અને તેના હાથનાં આંગળાંનો પોતાના ગાલે સ્પર્શ કર્યો.

વિજ્જુલા સમજી ગઇ કે મહંત ખરેખર ઘેલો થયો છે અને તે બળાત્કાર કરશે, તો અંતઃપુરમાં ફજેતી થશે. તેનું અંતર ધ્રૂજી ગયું. તે બોલીઃ "મહંત સાહેબ! તમને વિષયનો જ્વર ચડ્યો છે, જરા ઠંડું પાણી પીઓ એટલે તમારૂં મગજ શાંત થશે." એમ કહેતાં વિજ્જુલા ઉઠી અને પાસેના ખંડમાં પાણી લેવા ગઇ.

પાસેના ખંડમાં જ દાસી બેઠી હતી. દાસીને તેણે કાનમાં કહ્યુંઃ "જા, સેનાપતિને બોલાવી લાવ!" દાસી ત્યાંથી સત્વર ગુપચુપ નીકળી પડી.

પાણીનો પ્યાલો મહંતની સામે ધરીને વિજ્જુલા બોલીઃ "લ્યો, જરા પાણી પીઓ, શાંત થાઓ, પછી તમે શાંત ચિત્તે વિચાર કરો કે તમે શું બોલી રહ્યા છો."

"પાણી મારે પીવું નથી, મારે તો તમારા ઓષ્ઠનું અમૃત પીવું છે અને તેટલા માટે હું આવ્યો છું. પણ જો તમે મને નિરાશ કરશો, તો ભૂલશો નહિ કે તમે તમારી ખરાબી કરી રહ્યાં છો. હું આ વ્યર્થ ધમકી આપતો નથી, પણ સાચું જ કહું છું."

"બસ કરો, મહંત સાહેબ! તમે મને એ ધમકીથી ડરાવી

નહિ શકો. હું તમને સાફ કહું છું કે જો તમે તમારૂં હિત ઇચ્છતા હો તો અહીંથી પાછા સિધાવી જાઓ, નહિતો તમારી યોગકીર્તિની મૂડી ક્ષણવારમાં જ વેરાઈ જશે, સમજ્યા?" વિજ્જુલાએ આંખ ફેરવીને આગળ કહ્યું: "અને જો આટલા માટે જ તમે મને મળવા આવતા હો તો હું તમને સ્પષ્ટ કહું છું કે ફરીથી તમે મને તમારૂં મ્હોં બતાવશો નહિ!"

મહંત ધૃષ્ટતાથી હસ્યો અને બોલ્યો: "આટલો બધો કોપ! તમારા કોપમાં મંદારગઢના રાજ્યની આહુતિ લેવાશે તેની તમને ખબર છે?"

"મંદારગઢના રાજ્યને કશું થવાનું નથી: એવી વ્યર્થ ધમકી મને ન આપો. કૃપા કરીને હવે આપ પધારો, નહિતો—"

"નહિતો શું? હું જઇશ, અત્યારે જઈશ, પણ પછી તમારે મારી પાસે પગ ઘસતાં આવવું પડશે તે ભૂલશો નહિ! રાણીજી! તમારી કપટનીતિ મારી જાણ બહાર નથી. રાજાજીને ફોસલાવીને તમે રાજ્યવહીવટમાં શામેલ થયાં છો, પરન્તુ તમારો દુષ્ટ હેતુ હવે મારી જાણની બહાર રહ્યો નથી, અને હું તમને ચેતવણી આપું છું કે હનુમંતપ્રસાદને છેડીને તમે સુખે જીવી શકવાનાં નથી!"

વિજ્જુલા આ શબ્દો સાંભળતાં ગભરાઇ ગઈ. તેના મન ઉપર કારમો વજ્રપાત થયો હોય તેમ તે સ્થિર–સ્તબ્ધ ઊભી રહી. મહંતને સામો જવાબ આપવાને એક શબ્દ પણ બોલવાનો તેને સૂઝ્યો નહિ. તેના દેહમાં કંપ હતો, તેની આંખોમાં ગભરાટ હતો, તેના કાળજામાં ભયનો થડકારો હતો, તેના પગ પાણી પાણી થઇ જતા હતા. તે ગભરાટની મારી ભોંયે બેસી ગઈ અને દીન વદને મહંતની ભેદભરી મુખમુદ્રા તરફ તાકી રહી.

એ જ ક્ષણે દિવાનખાનાનું દ્વાર ધકેલાયું અને સેનાપતિ ખડ્ગસિંહ આવીને ઊભો રહ્યો! તેની સાથે દસ સૈનિકો હતા.

---

# પ્રકરણ ૫ મું

## વિજ્જુલાનું છૂપું ધ્યેય

"મહંત સાહેબ! આપ અહીં ક્યાંથી?" આવતા વાંત ખડ્ગસિંહે પ્રશ્ન કર્યો.

"સેનાપતિ! તમે ઠીક આવી પહોંચ્યા!" મહંત પૂરી સાવધાનતાથી જરા પણ ગભરાયા વિના બોલ્યો: "હવે સાવધાન થવાનો વખત આવી ચૂક્યો છે. મંદારગઢની ખરાબી કરવાને કેવા પ્રપંચો ઘડાઇ ચૂક્યા છે તે મારી જાણમાં આવી ચૂક્યું છે. અત્યારે ને અત્યારે તમે કોઈ માણસને મોકલીને મંત્રીશ્વરને બોલાવો!"

"મધરાતને સમયે બિચારા વૃદ્ધ મંત્રીશ્વરને બોલાવવાની શી જરૂર છે? જે કાંઇ કહેવું હોય તે મને કહો, હું આપની સેવામાં હાજર છું." ખડ્ગસિંહે જવાબ આપ્યો.

"રાણીજી પ્રત્યેની મારી માનબુદ્ધિ હોવા છતાં હું કહી દઉં છું કે રાજ્યની ખરાબી કરવાના પ્રપંચમાં તે શામેલ થઇ ચૂક્યાં છે. બખ્તાવરમલ સૈન્યની તૈયારી કરે છે તે મંદારગઢ ઉપર હલ્લો લાવવા માટે જ. રોજ–રોજ અહીંની બધી બાતમી પાંડુપુર પહોંચે છે તે રાણી વિજ્જુલકુંવર દ્વારા જ. પાંડુપુરથી રોજ એક–એક સ્ત્રી સંદેશા લાવે છે અને લઈ જાય છે એવી મને બાતમી મળી છે અને જો હવે તમે સાવધ નહિ રહો તો રાજ્ય ઉંધું વળી જશે!" મહંતે ક્રોધના તરવરાટ સાથે કહ્યું.

"સેનાપતિ! એ બધી કલ્પિત વાત છે! જુઠ્ઠી વાત છે!" ધબકતે હૈયે રાણી બોલી. તેનું ધૈર્ય ક્યારનું ઉડી ગયું હતું.

ખડ્ગસિંહે રોષપૂર્વક રાણી સામે જોયું. પાંડુપુરમાં લશ્કરની તૈયારી થતી હતી એ બાતમી તો ક્યારની મળી ચૂકી હતી અને બખ્તાવરમલની બ્હેન વિજ્જુલા મંદારગઢ પર હલ્લો લાવવાના કાવતરામાં શામેલ હોય એ તદ્દન બનવાજોગ હતું. ખડ્ગસિંહ તિરસ્કારથી

બોલ્યો : "રાણીજી! મંદારગઢનો રાજ્યાધિકાર હાથમાં લઇને મંદારગઢની જ ખરાબી કરવા આવો ધંધો કરો છો?"

"સેનાપતિ! મહંત સાહેબ તદ્દન જૂઠું કહે છે. હું કાવતરાની વાત જાણતી નથી : મારી પ્રત્યે મહંતની દુર્બુદ્ધિ ઉત્પન્ન થઇ છે..."

"શાન્તમ્ પાપમ્! રાણીજી, બસ કરો! તમારૂં મુખ એવા શબ્દો બોલતાં શોભતું નથી. એથી તમારો અપરાધ ઢંકાઇ નહિ જાય." ખડ્ગસિંહ વિશેષ તિરસ્કાર વ્યક્ત કરતો બોલ્યો.

વિજ્જુલાના હાથ હેઠા પડી ગયા. પોતાની વ્હાર કરવા તેણે સેનાપતિને બોલાવ્યો હતો, પરન્તુ સેનાપતિ તો મહંતના શબ્દોથી ભરમાઇ ગયો અને તે મહંતની તરફેણમાં બોલીને ઉલટો વિજ્જુલાને દબાવી રહ્યો હતો. આ કારમી ગુંચવણનો જરા પણ ખ્યાલ વિજ્જુલાને આવ્યો નહોતો, એટલે તે અત્યારે ગભરાઇ ગઇ. તેનું મ્હોં પડી ગયું. એ પડી ગએલા મ્હોંમાં સેનાપતિ તેની અપરાધિતા વાંચવા લાગ્યો. તેણે મહંતને પૂછ્યું : "ત્યારે મહંત સાહેબ! આપ શો બંદોબસ્ત કરવાનું કહો છો?"

"તમારે ચાહે તે બંદોબસ્ત કરો; બંદોબસ્ત કેવો કરવો તેની મને સમજ પડે નહિ. બખ્તાવરમલ અને વિજ્જુલકુંવર વચ્ચેનો ગુપ્ત સંદેશાવહેવાર હવે એકદમ અટકી જવો જોઇએ અને કોઈ પણ અજાણ્યો પુરૂષ કે સ્ત્રી અંતઃપુરમાં આવે નહિ અને અંતઃપુરમાંથી કોઈ પણ માણસ બહારના અજાણ્યા માણસને મળે નહિ તેવો બંદોબસ્ત થવો જોઇએ." મહંતે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"વારૂ, હું અંતઃપુરની આસપાસ પહેરેગીરો મૂકીશ."

"અને તે પહેરેગીરો પૂરા વિશ્વાસુ હોવા જોઇએ. ખટપટ જાગી ચૂકી છે, કાવતરૂં રચાય છે, તે વખતે કોઇ પણ ડગમગતા મનનો માણસ તમારા બંદોબસ્તની અંદર ન હોવો જોઇએ."

"વારૂ, હું તે માટે પાક્કા માણસો ગોઠવીશ." ખડ્ગસિંહે કહ્યું.

વિજ્જુલા એકદમ ધ્રુસકતી બોલી ઉઠી: "શું તમે મને કેદ

કરવા માંગો છો ? રાજ્યવહીવટમાં મારો પણ અધિકાર છે; જોઉં છું કે મને કોણ કેદ કરે છે ?"

"અધીરાં ન થાઓ, રાણી સાહેબ ! જે શંકા અત્યારે મહંત સાહેબને ઉત્પન્ન થાય છે, તે શંકા અમને કેટલાક દિવસથી ઉત્પન્ન થઇ હતી. જ્યારથી અમે પાંડુપુરની લડાયક તૈયારીઓની વાતો સાંભળી હતી, ત્યારથી અમારૂં મન ઉંચું થયું હતું. રાજ્યવહીવટનો તમારો અધિકાર છે, પરંતુ તમે કાવતરામાં શામેલ થાઓ અને રાજ્યને ઉંધું વાળવા ઇચ્છો ત્યાંસુધી તમને એ અધિકાર ભોગવવા અમે નહિ દઇએ." સેનાપતિએ એ પ્રમાણે વિનયપૂર્વક બોલીને સ્પષ્ટતા કરી નાંખી. વિજ્જુલા પોતાના બધા પાસા ઉંધા પડેલા જોઈને ચૂપ બેસી રહી.

સેનાપતિએ પોતાની સાથે આણેલા દસ સૈનિકોમાંથી વિશ્વાસુ આઠ સૈનિકોને પસંદ કરીને તેમને અંતઃપુરનાં જૂદાં જૂદાં દ્વારો અને માર્ગો પર ગોઠવ્યા. તેમને તેમણે ફરમાવ્યું કે કોઈ પણ અજાણ્યાં સ્ત્રી પુરૂષને અંતઃપુરમાં જવા ન દેવાં, રાણી વિજ્જુલકુંવરને બહાર જવા ન દેવી અને તેની દાસીઓને બહાર જવા–આવવા દેતાં તેમની પાસેની વસ્તુઓની બરાબર તપાસ લેવી. આ પ્રમાણે ફરમાન કરીને મહંત તથા સેનાપતિ ચાલ્યા ગયા.

* * * *

"અહા ! મહંત કેટલો દુષ્ટ માણસ ! માત્ર હું એને વશ ન થઇ તેટલા માટે તેણે મને એક ભયંકર કાવતરામાં સંડોવાયલી બતાવીને સેનાપતિના કાનમાં ઝેર રેડ્યું ! હવે સેનાપતિ મંત્રીશ્વર અને બીજા સામંતોના કાનમાં ઝેર રેડશે અને મને અધિકારભ્રષ્ટ કરાવશે ! મહંતની દુષ્ટતાની વાત કોઇ માનતું નથી. મેં જ સેનાપતિને તેડવા દાસીને મોકલી હતી, મહંત મારી પાસે એકાંતમાં હતો અને સેનાપતિએ તેને પોતાની આંખે જોયો, છતાં મહંતની દુષ્ટતા ઉપર તેને જરાએ સંશય આવતો નથી, અને હું કાવતરૂં કરૂં છું એવી મહંતની વાત ઉપર તેને વિશ્વાસ આવે છે ! ઓ પ્રભુ, આ જગતમાં શું સાચ

નહિ જ તરતું હોય ?" આવી વિમાસણ કરતી વિજ્જુલા દિવાન-ખાનાની મધ્યમાં જ ચત્તીપાટ પડી રહી, અને ઊંડા વિચારમાં ગરક થઇ ગઇ.

દિવાનખાનાની મધ્યમાં એક પિત્તળનું ઝુમ્મર લટકી રહેલું હતું. એ ઝુમ્મરમાં કેટલીક નાની નાની દીવીઓ હતી અને દરેક દીવીમાં સાત–સાત દીવટો મૂકીને દીવા કરવાની વ્યવસ્થા હતી પરન્તુ તેમાંની માત્ર એક જ દીવીમાં ચાર પાંચ દીવા અત્યારે બળી રહ્યા હતા. વિજ્જુલા ચત્તી પડી પડી એ દીવાઓની ઉપર જ ધ્યાન ધરતી વિચારમાં ગુમ બની ગઇ હતી. તેની દૃષ્ટિ સમીપે અત્યારે તેની મુગ્ધાવસ્થા તરી આવી હતી.

બાર–તેર વર્ષની તેની વય હતી. પાંડુપુરના રાજમહાલયના આંગણામાં એક બાજુએ નાના બગીચામાં એક લતામંડપ હતો તેમાં પોતે પોતાની સખીઓ અને અંતઃપુરની દાસીઓની સમવયસ્ક છોકરીઓની સાથે સંતાકુકડી રમતી હતી. એક બાજુએ રેતીમાં વિજ્જુલાના ભાઇ અર્થાત્ પાંડુપુરનરેશ બખ્તાવરમલનો આઠ વર્ષનો પુત્ર કુંતલ અને બીજો પાંચ વર્ષનો પુત્ર અર્જુન રમકડાંથી રમતા હતા. એવામાં કુંતલ અને અર્જુન રમતા રમતા લઢી પડ્યા. એક લાકડાનો નાનો હાથી હતો તેની ઉપર અંબાડી હતી, તેની બેઉ ભાઇઓ વચ્ચે ખેંચાખેંચી ચાલી. નાનો પણ બળીયો અર્જુન કુંતલના હાથમાંથી અંબાડી સાથે હાથી ખેંચીને ચાલતો થયો એટલે કુંતલ ધ્રુસ્કે રડી પડ્યો. વિજ્જુલાને નાનો ભાઇ નહોતો એટલે આ બેઉ ભત્રીજાઓ ઉપર તેને બહુ વહાલ હતું. તે તેમને પોતાની પાસે રાખતી, પોતાની સાથે ફેરવતી, તેમને રમાડતી અને તેમની સાથે રમતી. કુંતલને રડતો જોઇને વિજ્જુલા રમત છોડી તેની પાસે દોડી આવી અને કુંતલને બાથમાં ઘાલીને છાનો રાખવા લાગી પણ કુંતલ છાનો રહેતો નહોતો. "મારો હાથી અને અંબાડી અર્જુન લઇ ગયો છે તે મને અપાવો" એ તેની ફરીઆદ હતી. વિજ્જુલા દોડીને અર્જુનને પકડી લાવી. અર્જુનને સમજાવવા માંડ્યો, પણ તેણે રમકડું કુંતલને

આપવાની ના કહી અને તેના હાથમાંથી ખુંચવી લેતાં તે રડવા લાગ્યો. આથી વિજ્જુલાએ તેને રમકડા સાથે જવા દીધો અને કુંતલને ફોસલાવીને છાનો રાખવા માંડ્યો: "જો, કુંતલ! ભલે અર્જુન એ હાથી લઇ ગયો, હું તને તેથીએ મોટો ને સારો હાથી અપાવીશ." પણ કુંતલને તો એ જ હાથી જોઇતો હતો. તે હીબકી હીબકીને રડવા લાગ્યો. વિજ્જુલાની સખીઓ એકઠી થઇ ટોળું વળીને ઊભી, તેમણે પણ કુંતલને સમજાવવા માંડ્યો પણ તે સમજ્યો નહિ અને રડવા લાગ્યો. વિજ્જુલાએ તેને રડતો બંધ કરવા માટે હવે લાલચો આપવા માંડી: "જો ભાઇ! હું તને એવા બે હાથી ને બે અંબાડીઓ અપાવું તો કેમ?" પણ એ બાળહઠ તેથી શમે તેમ નહોતું. "કુંતલ! મહારાજ કહેતા હતા કે એક મોટા સાચા હાથી ઉપર સોનાની અંબાડી મૂકી તેમાં તને બેસાડવાનો છે, તો તું તેમાં બેસીશ કે નહિ?" કુંતલ રોતો રોતો બોલ્યો: "જુઠું બોલો છો તમે, આપણે ત્યાં એવો સાચો હાથી જ ક્યાં છે?" વિજ્જુલા હસી પડી. કુંતલે પોતાની ખોટી ફોસલામણી પકડી પાડી તેથી તેને હસવું આવ્યું. "ત્યારે તેં સાચો હાથી જોયો છે કે?" વિજ્જુલાએ તેને રોતો અટકાવવા વાતે ચડાવવા માંડ્યો. કુંતલ બોલ્યો: "હા, મંદારગઢના રાજાને ત્યાં એવો હાથી અને અંબાડી છે, મેં જોયાં છે." વિજ્જુલા બોલી: "ત્યારે હેં ભાઈ! એ હાથી ઉપર તને બેસાડીએ તો કેમ?" "પણ મંદારગઢ આપણું રાજ્ય ક્યાં છે? એ તો ત્યાંના રાજાનું છે." વિજ્જુલા મુખમાંથી હાસ્ય રેલાવતી બોલી: "પણ મંદારગઢનું રાજ્ય આપણે જીતી લઇએ અને તને મંદારગઢનો રાજા બનાવીએ, તો પછી એ હાથી ઉપર બેસવાનું તને મળે ને?" કુંતલને હવે સંતોષ થયો. તે બોલ્યો: "હા, તો એ હાથી ઉપર હું બેસું." કુંતલ છાનો રહી ગયો. વિજ્જુલા અને તેની બધી સખીઓ ખડખડાટ હસી પડી. આ નાનો છોકરો મંદારગઢના રાજા થવાનું મળતાં લલચાઇને કેવો છાનો રહી ગયો એ જોઇને સૌને ખૂબ હસવું આવ્યું. એક સખી

બોલી: "વિજ્જુલાબાં! કુંતલકુમારનાં ફોઇ છો, તો હવે મંદાર-ગઢનું રાજ્ય અપાવો!" વિજ્જુલા બોલી: "હા, હા, કુંતલ તો મને બહુ વહાલો છે, મંદારગઢનું રાજ્ય તો શું પણ આખી દુનિયાનું રાજ્ય પણ અપાવું!" એમ કહી, કુંતલને આંગળીએ વળગાડી વિજ્જુલા તેને અંતઃપુરમાં લઇ ગઈ. કુંતલની માતા પાસે પહોંચતાં જ સખીઓએ હસતાં હસતાં વધામણી ખાધી: "રાણીજી! વિજ્જુલાબા કુંતલકુમારને મંદારગઢના રાજા બનાવવાનાં છે!" રાણી બોલી: "વ્હાલા ભત્રીજાને ફોઈ રાજા બનાવે તેમાં કાંઇ નવાઈ છે? મારા પિયર સમરગઢનો રાજા છે તેને ફોઇએ જ દત્તક લઇને રાજ્ય આપ્યું હતું ને?" વિજ્જુલાએ આ સાંભળ્યું તે જ ક્ષણે તેના અંતઃકરણમાં મહત્ત્વાકાંક્ષાનું બીજ રોપાયું. એ એક જ દિવસમાં વિજ્જુલાના મુગ્ધાભાવમાં મોટો પલટો થઈ ગયો. તેનો રમતીયાળ સ્વભાવ ઓસરી ગયો અને તે ગંભીર–વિચારશીલ બનતી લાગી. તેના મનમાં તે દિવસથી એ જ ઘટમાળ ફર્યા કરતી હતી કે પોતે કુંતલને મંદારગઢનો રાજા બનાવી શકે તેમ છે. મહિના પછી મહિના અને વર્ષો પછી વર્ષો વીતી જવા લાગ્યાં. વિજ્જુલા મુગ્ધાવસ્થા છોડીને તરૂણા-વસ્થામાં આવવા લાગી. તેના ભાઇ બખ્તાવરમલે વિજ્જુલાને પરણાવવા માટે રાજકુંવરની શોધ ચલાવવા માંડી, પણ વિજ્જુલાએ ભાભીને કહી દીધું કે મને પૂછ્યા વિના મારૂં લગ્ન નક્કી કરશો નહિ. એક બે કહેણ આવ્યાં તે વિજ્જુલાએ પસંદ ન કર્યા. જોતજોતાં તે સત્તર વર્ષની થઈ. તેની જુવાની હવે તેના દેહમાં ફૂલી સમાતી નહોતી; પરંતુ એ જુવાનીના ઉપયોગ તરફ તેનું ચિત્ત જ નહોતું. તેનું ચિત્ત તો મંદારગઢના રાજ્યમાં અને તે રાજ્ય પોતાના વહાલા ભત્રીજા કુંતલને અપાવવામાં લાગી રહેલું હતું. મંદારગઢનો રાજા અપુત્ર હતો, તેને માત્ર એક જ નાની પુત્રી હતી. તે વૃદ્ધ હતો, તેને ભવિષ્યમાં કશું સંતાન થાય એવો સંભવ ન હતો: એ બધા સંયોગોનો વિચાર કરતાં વિજ્જુલાને લાગ્યું કે જો પોતે ઇશ્વરસિંહને જ પરણે, તો ભવિષ્યમાં

મંદારગઢનું રાજ્ય કુંતલને અપાવી શકાય! મંદારગઢનું રાજ્ય જ તેના દિલની એક ગાંઠરૂપ બની ગયું. વૃદ્ધ પતિને પરણવાથી પોતાનું જીવન એળે જશે એ વિચાર તેને થતો જ નહોતો. યૌવનનાં પગલાં થઇ ચૂક્યાં હોવા છતાં યૌવનના ઉપભોગની લાલસા તેનામાં જન્મી નહોતી. તેને કોઇ પણ રીતે કુંતલને મંદારગઢનો રાજા બનાવવો હતો. એક વાર હસતાં હસતાં જે વેણ તેના મુખમાંથી નીકળ્યું હતું તે તેને સાચું કરી બતાવવું'તું, તે વેણની પૂર્તિને જ તે પોતાનું જીવનધ્યેય બનાવી ચૂકી હતી અને એ ધ્યેયની પાછળ તે પોતાના જીવનનું બલિદાન આપવાને તત્પર થઇ ચૂકી હતી! નાની વયમાં ઉચ્ચરાયલું એ વેણ આજે કોઇને સાંભરતું નહોતું. તે વખતની તેની સખીઓ અને દાસીઓ પરણીને પોતપોતાની સાસરે ગઈ હતી અને બાળકોની માતાઓ પણ બની હતી. વિજ્જુલાની ભાભી પણ એ વાત ભૂલી ગઇ હતી. પણ વિજ્જુલાના અંતઃકરણમાં તો એ મહત્ત્વાકાંક્ષાની જ્યોત બળ્યા જ કરતી હતી. એક વાર તેણે પોતાની ભાભીને કહ્યું: "ભાભી! જો તમારે મને પરણાવવી હોય, તો મારે મહારાજા ઇશ્વરસિંહને પરણવું છે અને વૃદ્ધાવસ્થામાં તેની સેવા કરવી છે!" વિજ્જુલાની આવી ઇચ્છા જાણીને રાણીને અને ખુદ બખ્તાવરમલને પણ નવાઈ લાગી. તે વખતે રાણીને વર્ષો પહેલાંની વાત સાંભરી આવી ખરી પણ તેણે પોતાના પતિ બખ્તાવરમલને તે વાત ન કરી. પોતાના પુત્ર કુંતલને માટે એક મોટા રાજા થવાનો યોગ આ રીતે ઉપસ્થિત થાય છે એવી મીઠી આશા તેના અંતરમાં ઉપજી અને તેણે તે દાબી રાખી. બખ્તાવરમલને તેણે વિજ્જુલાની ઇચ્છા મુજબ તેનું લગ્ન કરવાનો આગ્રહ કર્યો. બખ્તાવરમલે ઇશ્વરસિંહને કહેણ મોકલ્યું, ઇશ્વરસિંહે તે સ્વીકાર્યું અને વિજ્જુલા પરણીને મંદારગઢમાં આવી. તે પરણી ત્યારપછી સાતેક વર્ષ થયાં હતાં, પણ એ સાત વર્ષમાં મંદારગઢનું રાજ્ય કુંતલને અપાવવા સિવાય બીજા કશા ધ્યેય ઉપર તેનું ધ્યાન નહોતું! તેણે ઈશ્વરસિંહની સેવા કરી

હતી, તેનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યા હતા, વિલાસ ઉપર પ્રીતિ દાખવીને તેનો વિશ્વાસ જીત્યો હતો, પવિત્ર સતી અને સન્નારી તરીકે તેણે રાજ્યના કાર્યભારીઓ અને બીજાઓમાં નામના મેળવી હતી, પરન્તુ એ બધાની પાછળનું ધ્યેય એક જ હતું : કુંતલને માટે મંદારગઢનું રાજ્ય ! ઇશ્વરસિંહ મરણ પામ્યો, પોતે કુંતલને દત્તક લઇ શકે તેવી સ્થિતિ રહી નહિ, રાજ્યાધિકારમાંનો પોતાનો હાથ પણ નીકળી જાય તેવો યોગ હતો તે તેણે માંડ માંડ રાખ્યો અને મહંતની સાથે સાથે પોતાનો હાથ પણ વહીવટમાં રાખ્યો. તેમાં વળી આ નવી પરિસ્થિતિ પેદા થઈ! મહંતની દાનત દુષ્ટ થઈ, પવિત્રતા જાળવવા જતાં હાથમાંથી રાજ્યાધિકાર ચાલ્યો જવાનો ભય ઊભો થયો, ધ્યેયસિદ્ધિની આશા ડગમગવા લાગી, અને બાર વર્ષથી જે ધ્યેયનું રટન મનમાં રાખીને તપશ્ચર્યા કરી હતી તે એળે જવાનો સમય હાથવેંતમાં આવી લાગ્યો. વિજ્જુલા આ બધો ચિતાર મનમાં ને મનમાં ઘુંટતી મુંઝાઈ રહી હતી કે હવે શું કરવું ?

એ જ વિચારમાં દિવાનખાનામાંના ઝુમ્મરના બધા દીવા હોલવાઇ ગયા અને ચોપાસ અંધકાર વ્યાપ્યો, તોપણ વિજ્જુલા તો તેમ ને તેમ પડી રહીને અંતરમાંના અંધકારમાંથી અજવાળાનાં કિરણો પ્રકટાવવાને તરફડીયાં મારતી હતી.

---

## પ્રકરણ ૬ ઠું

---

### હારી !

જો ઇશ્વરસિંહે મરતી વખતે બધો રાજ્યાધિકાર વિજ્જુલાને જ સોંપ્યો હોત, તો વિજ્જુલાને પોતાનું છૂપું ધ્યેય પાર પાડવાની સંપૂર્ણ સગવડ મળત. તે કુંતલકુમારને દત્તક લઇને મંદારગઢનું રાજ્ય તેને સોંપી દેત. પરન્તુ તેની એ ધારણા પાર પડી નહિ. મહંત અને વિજ્જુલા બેઉના હાથમાં રાજ્યકાર્યભાર મુકાયો અને વિલાસનો

ભાવિ પતિ મંદારગઢનો રાજા થાય એવું ઠરાવ્યું. આવી વ્યવસ્થા થઇ છતાં વિજ્જુલા હારી નહિ. તેણે પોતાના મનથી એવું ઠરાવ્યું હતું કે કુંતલકુમાર વેરે જ વિલાસને પરણાવી દેવી, એટલે આપોઆપ મંદારગઢનું રાજ્ય તેને મળી જાય. ઇશ્વરસિંહના મૃત્યુ પછી તુરત જ તેણે પોતાની આ યોજના પાર પાડવા માટેની ખટપટ ચલાવી હતી. તેણે પાંડુપુર ખાતે પોતાના ભાઈ બખ્તારમલને સંદેશો કહાવીને એવી યોજના કરી હતી કે કુંતલકુમાર પોતે મંદારગઢ વિલાસની પાસે આવે, વિલાસની મુલાકાત લે, વિલાસની મનોગ્રંથિ છોડે, અને વિલાસ કુંતલને પસંદ કરે એટલે બેઉનું લગ્ન થઇ જાય; કદાચ વિલાસની પસંદગી તેની ઉપર ન ઊતરે તોપણ વિજ્જુલાને હિંમત હતી કે પોતે વિલાસને સમજાવી શકશે, અને જો તે ન સમજે તોપણ તેને દબાવીને બળાત્કારે પણ કુંતલકુમાર વેરે પરણાવી દેશે: આ હિંમતના જોર પર તેણે કુંતલકુમારને મંદારગઢ તરફ રવાના કરવા બખ્તાવરમલને સંદેશો કહાવ્યો હતો. પાંડુપુરમાં લશ્કરી તૈયારી થતી હોવાની જે બાતમી આવી હતી તે ખરેખર યુદ્ધ કરવા માટેના લશ્કરની તૈયારી નહોતી, પરંતુ કુંતલકુમારની સાથે રવાના કરવા માટે પાંચસો માણસોની દબદબાભરી સેના માટેની જ તૈયારી હતી. પરંતુ એ જ તૈયારી મંદારગઢમાં ઉલટા અર્થમાં સમજાઇ હતી. તે તૈયારીનો સાચો હેતુ હજી કોઇની જાણમાં નહોતો, એટલે મહંત અને સેનાપતિ તેવા કલ્પિત હેતુનો આરોપ વિજ્જુલા ઉપર મૂકવામાં ફાવ્યા હતા. આ જ કારણથી પોતાની છૂપી યોજનાના પાસા પોતા ઉપર ઉંધા પડેલા વિજ્જુલાને જોવા પડ્યા હતા.

પરંતુ એ ખરી વાત—કુંતલકુમાર વિલાસની મુલાકાતે આવવા ઇચ્છે છે અને પોતાની સાથે લાવવા માટેનાં માણસોની જ એ બધી તૈયારી હતી એ વાત—હવે વિજ્જુલા કોઇને પણ કહે, તો તે વાત માને કોણ? એક વાર તેની આસપાસ શંકાનું વાતાવરણ રચાઇ ગયું, તે વાતાવરણને વિદારવાને તે ગમે તેવી સાચી વાત કહે, તોપણ તે

માનવામાં ન આવે તે સ્વાભાવિક હતું. આથી વિજ્જુલાની મુંઝવણ બેવડી વધી. પોતે કાવતરાખોર મનાઇ તેનું તેને જેટલું દુઃખ થતું નહોતું તેટલું દુઃખ તેને પોતાનું ધ્યેય પાર પડ્યા વિનાનું રહી જાય, તેનું થતું હતું. વર્ષોથી જે ધ્યેયનું ચિંતન તેણે કર્યા કર્યું હતું, જે ધ્યેયની સિદ્ધિ માટે તેણે પોતાના જીવન–સુખની દરકાર કરી નહોતી, જે ધ્યેય પાર પડેલું જોવાને તેણે અસાધારણ સંયમ જાળવ્યો હતો, તે ધ્યેય આમ ક્ષણમાત્રમાં ફના થઇ જાય તેનું અપાર દુઃખ તેને કેમ ન લાગે?

તેને હવે પસ્તાવો થવા લાગ્યો. મહંતની દાંભિકતા તો તે ઘણી વહેલી સમજી ગઇ હતી. તેને પૂરી રીતે હાથમાં લીધા વિના એ ધ્યેય-સિદ્ધિનો સંભવ જ નહોતો, છતાં તેણે તેનાથી સ્વતંત્ર રીતે આ યોજના પાર પાડવાની હિંમત કરી, તેનો જ હવે તેને પસ્તાવો થવા લાગ્યો. આટલેસુધી પોતે બાજીને બગડવા દીધી તે માટે તેને પોતા પર ક્રોધ પણ ચડ્યો. મહંતની દુષ્ટતા કરતાં વધારે અપરાધિની તેને પોતાની મૂર્ખતા લાગવા માંડી. તેના અંતરમાં હવે સુબુદ્ધિ અને દુર્બુદ્ધિનો સંવાદ ચાલવા લાગ્યો.

દુર્બુદ્ધિઃ મૂર્ખ વિજ્જુલા! પારકું રાજ્ય પોતાના ભત્રીજાને અપાવવાની મહત્ત્વાકાંક્ષા તેં ધારણ કરી, ત્યારે શું તું જાણતી નહોતી કે તે માટે તો કાંઇ કાંઇ ખટપટો અને કાવાદાવા કરવા પડશે?

સુબુદ્ધિઃ એમાં તું મૂર્ખ શાની? અપુત્ર વૃદ્ધ રાજાને પરણવાને તું તૈયાર થઇ ત્યારથી જ તને ભત્રીજાને દત્તક લેવાની આશા હતી અને તે સ્વાભાવિક હતી. તેમાં ખટપટ કે કાવાદાવા કરવાની કશી જરૂર જ નહોતી. એ આશા પાર ન પડી, તો ભત્રીજાને રાજકુમારી વેરે પરણાવવાથી તેને રાજ્ય અપાવી શકાય, તે પણ સીધી વાત હતી. એ સીધી વાતો પાર ન પડે તો ભત્રીજાનાં જેવાં નસીબ!

દુર્બુદ્ધિઃ જા જા, છેવટે અબળા તે અબળાજ, અને અબળાની મતિ પાંનિયે! વૃદ્ધ રાજાને પરણીને યૌવન એળે જવા દીધું તે શું નસીબ ઉપર આધાર રાખવા માટે? નસીબ ઉપર. આધાર રાખવાનો

હોત તો જીવનનો આવો અસાધારણ ભોગ આપ્યો શામાટે? અને હવે બાજી બગડતી જાય છે, તો તે સુધારી લેવાને વધુ યત્ન શામાટે ન કરવો અને ધ્યેયની સિદ્ધિ ન કરવી?

સુબુદ્ધિ: અરે ઘેલી! સીધા યત્નો તું કરી ચૂકી, તે પાર ન પડ્યા. ધ્યેય એ રીતે સિદ્ધ થતું નથી, તો પછી હવે બીજા કયા યત્નો કરવાના રહે છે?

દુર્બુદ્ધિ: કેમ વળી? બીજા યત્નો થઈ શકે તેમ છે. મહંતનું મન મનાવીને પણ તેને હાથમાં લેવાથી બગડતી બાજીને સુધારી શકાય.

સુબુદ્ધિ: અરરર! એ તું શું બોલી? શું ધ્યેય સિદ્ધ કરવા માટે પવિત્ર જીવનને અપવિત્રતાના કાળા રંગે રંગવું? ભત્રીજો રહ્યો તેને ઘેર! તેને રાજ્ય ન મળવું હોય તો ભલે ન મળે, પણ ભત્રીજાને રાજ્ય મળે તેટલા માટે પાપાચરણ કરવું?

દુર્બુદ્ધિ: તારી વાત સાંભળીને મને હસવું આવે છે. પાપાચરણ એટલે શું? ઇશ્વરસિંહ તારા મનનો પતિ નહોતો, દેહનો પતિ તો થયો નહોતો; તું તારા ધ્યેયની પત્ની હતી; એ ધ્યેયને વફાદાર રહીને તું વર્તે તેમાં પાપ શું?

સુબુદ્ધિ: ધ્યેયને પાર પાડવા અનર્થ કરવો તેનું નામ જ પાપ.

દુર્બુદ્ધિ: પાપ અને પુણ્ય એ તો મનુષ્યોએ એક બીજાની અપેક્ષાએ કરેલી શબ્દરચના માત્ર છે. દિવસના પ્રકાશમાં જેને લોકો પાપ લેખે છે, તેને જ લોકો રાત્રિના અંધકારમાં પુણ્ય સમજે છે અને પછી એ કહેવાતા પાપની કે પુણ્યની જ્યારે ફળસિદ્ધિ થાય છે ત્યારે દિવસે કે રાત્રિએ લોકો તેને જરૂર પૂજે છે. આ જગતમાં ફળસિદ્ધિ એ વિજય છે અને પુણ્ય છેઃ ફળની અસિદ્ધિએ પરાજય છે અને પાપ છે; માટે પુણ્ય–પાપ કે અર્થ–અનર્થની કલ્પના કરવી એ જ નકામું છે.

સુબુદ્ધિ: ત્યારે ધર્મશાસ્ત્રકારો આ જે પાપ અને પુણ્ય, કાર્ય અને અકાર્ય, ધર્મ અને અધર્મ એ બધાની વ્યાખ્યાઓ બાંધીને લોકોને ઉપદેશ આપી ગયા છે, તેઓ શું જખ મારી ગયા છે?

દુર્બુદ્ધિ: હું એમ ક્યાં કહું છું ? પણ ધર્મશાસ્ત્રકારો જે કાંઇ કહી ગયા છે તે બધું નીતિશાસ્ત્રકારો માન્ય રાખતા નથી, તેનું કારણ એ છે કે ધર્મશાસ્ત્રકારોનો યુગ જૂદો હતો અને નીતિશાસ્ત્રકારોનો યુગ જૂદો હતો. વિદુરની નીતિમાં અને ચાણક્યની નીતિમાં ઘણોએ ફેર છે. આજનો નીતિશાસ્ત્રકાર યુગપલટા તરફ જોઇને જો નીતિશાસ્ત્ર રચે તો તે વિદુર અને ચાણક્યના નીતિશાસ્ત્ર કરતાંએ વળી જૂદું જ નીતિ-શાસ્ત્ર રચે. એટલે પાપ–પુણ્ય, ધર્મ–અધર્મ, કાર્ય–અકાર્ય કે નીતિ–અનીતિનો વિચાર શાસ્ત્રકારોની ગણત્રીને આધારે કરવા જતાં તો મનુષ્યને જીવવું જ મુશ્કેલ થઈ પડે; છતાં જીવવું તો છે જ, તો જીવન-ધ્યેયની સિદ્ધિ માટે મથન પણ કરવું જ જોઇએ !

સુબુદ્ધિ: ધાર કે તું મહંતને વશ થઇ, બગડતી બાજી સુધારી લીધી, તારી ધારણા પાર પડી અને તારા ભત્રીજાને રાજ્ય મળ્યું, તેથી તને શું મળ્યું ?

દુર્બુદ્ધિ: બસ, તારૂં જીવનધ્યેય ફળ્યું, એ જ તને મળ્યું ! એક જ ધ્યેયને માટે સર્વસ્વનો ભોગ આપીને પણ તે ધ્યેય સિદ્ધ કરનારી વીરાંગના તરીકે જગતમાં તું પૂજાઇશ !

સુબુદ્ધિ: એવી રીતે તું પૂજાઇશ એટલે શું તને સ્વર્ગ મળશે ?

દુર્બુદ્ધિ: સ્વાત્મસંતોષ તે જ સ્વર્ગ ! એથી વિશેષ મોટું વળી બીજું સ્વર્ગ કયું ?

સુબુદ્ધિ હારી અને દુર્બુદ્ધિ જીતી ! હવે વિજ્જુલાના અંતઃકરણમાંનો અંધકાર ગયો અને ઉગતા સૂર્યનાં કિરણો તેનાં સાક્ષીભૂત થયાં. વિજ્જુલામાં કિંચિત્ ઉલ્લાસ આવ્યો. તે બેઠી થઇ. દાસી પાસે ઉષ્ણ જળ મંગાવી તેણે સ્નાન કર્યું. બીજાં વસ્ત્રો પહેર્યાં. આભૂષણો તો તે ધારણ કરતી જ નહોતી–ધર્મશાસ્ત્રકારોએ પ્રબોધેલા વૈધવ્યધર્મની એવી આજ્ઞા હતી, પરન્તુ તેનામાં આવેલા નવોલ્લાસે અત્યારે તેના સૌંદર્યમાં ભરતી કરી હતી.

મહંતની દાંભિકતાને એક વાર ઓળખી ગયા પછી તેની સાથે

વર્તન ચલાવવામાં વિજ્જુલાએ જે ભૂલ કરી હતી તે ભૂલને હવે તે સુધારી લેવા ઇચ્છતી હતી. એ ભૂલ થવાથી જ તેની બાજી બગડી હતી અને ભૂલ સુધારવાથી બાજી સુધરશે એવી આશા તેને આખી રાત્રિની વિચારશ્રેણીએ આપી હતી. એ જ તેના ઉલ્લાસનું બીજ હતું.

સ્નાન, વસ્ત્રધારણ ઇત્યાદિથી પરવારીને તે એક આસનમાં વિચાર કરવા બેઠી. તે અત્યારે મહંતને મળવા જવા ઇચ્છતી હતી, પણ મળતી વેળાએ કેવા ભાવથી વર્તવું, શું બોલવું અને શું ન બોલવું, બની ગએલા બનાવને કેવી રીતે ઉલટાવવો અને પોતે કપટબુદ્ધિથી મહંતને ફસાવવા આવી નથી એવી અસર મહંતના મનમાં કેવી રીતે ઉત્પન્ન કરવી, તેનો લાંબો વિચાર તેને કરવાનો હતો. પહેલી જ ક્ષણે મહંત પોતા ઉપર અવિશ્વાસની નજરે જોવા લાગશે તે વિજ્જુલા જાણતી હતી. એ અવિશ્વાસનો વાયુ દૂર થયા વિના બાજી સુધરવાની નથી તે તે સમજતી હતી. આ કારણથી લાંબો વિચાર કરીને તેણે એક દાસીને પોતાની પાસે બોલાવી અને કહ્યું: "મહંત સાહેબ જ્યાં હોય ત્યાં જઇને તેમને મળ, અને કહે કે રાણી વિજ્જુલકુંવર તમને મળવાની ઇચ્છા રાખે છે, તો ક્યાં મળવા આવે ?"

"પણ બાઇસાહેબ ! આપને પહેરેગીરો બહાર નીકળવા નહિ દે !"

પોતે કેદમાં પડી છે એ ભાન તેને થયું અને તે ઓશીઆળી બની ગઈ. ક્ષણ વાર વિચાર કરીને તે બોલી: "મહંતને કહેજે કે પહેરેગીરો નીકળવા દે તેવી કાંઇ વ્યવસ્થા તે પોતે જ કરે."

"અને મને જ પહેરેગીર નહિ જવા દે તો ?"

"તો પહેરેગીરને કહેજે કે મહંતની પાસે જવું છે અને તેને ખાત્રી ન થતી હોય, તો ભલે તે સાથે સાથે આવે; પણ જો, પહેરેગીર મહંત સાથેની વાત સાંભળે નહિ, હોં !"

"વારૂ." કહી દાસી દીવાનખાનાની બહાર નીકળવા મુખ્ય દ્વાર ઉઘાડવાં જતી હતી, ત્યાં તો દ્વારને બહારથી જ ધક્કો લાગ્યો અને તે ઉઘડી ગયું. મહંત પોતે જ દિવાનખાનામાં આવીને ઊભો.

# પ્રકરણ ૭ મું

## વિવેકભ્રષ્ટતા પછી વિનિપાત.

ધ્યેય સિદ્ધ કરવાને તત્પર થઇ રહેલી દુર્બુદ્ધિએ છેવટે વિજ્જુલાને હરાવી–તેનું પતન કર્યું! એ માનિનીના ગર્વનું ખંડન કરીને મહંત આનંદપુલકિત થયો. રાજ્યાધિકારમાં ભાગ પડાવતી વખતે વિજ્જુલાએ મહંતના માનનું ખંડન કરીને વિજય મેળવ્યો હતો, હવે મહંતે વિજ્જુલાના દેહપાવિત્ર્ય, સ્વમાન તથા ગર્વનું ખંડન કરીને વિજય મેળવ્યો! વિજ્જુલાનું માનિનિત્વ ઓસરી ગયું. તે મહંતના પંજામાં પૂરેપૂરી આવી પડી.

મનુષ્ય સ્વભાવમાં રહેલી જાતીય નિર્બળતાથી કોણ અજાણ્યું છે? થોડા દિવસમાં વિજ્જુલાના માનસમાં વિષયવિકાર સર્વોપરિ થઈ પડયો. ધ્યેયની સિદ્ધિ માટે મહંતને રીઝવવાના સંકલ્પથી તેણે પતન તરફ પગલું માંડયું હતું–પહેલી જ વાર પગલું માંડયું હતું, પરન્તુ હવે તે વિકારની દાસી બનવા માંડી હતી! કામકલાચતુર મહંત તેને વિષયાંધ બનાવવામાં ફાવ્યો, વિજ્જુલા પુનઃ પુનઃ મહંતના દર્શન માટે આતુર બનવા લાગી અને એક અઠવાડિયામાં તે એટલી ઉન્મત્ત બની ગઇ કે મહંત સાથેના એકાંત પ્રસંગોમાં તેનાં હૃદયકપાટનાં દ્વાર ખુલવા લાગ્યાં! જાતીય નિર્બળતા મનુષ્યસ્વભાવની દૃઢતાને કેટલી હદસુધી વિદારી શકે છે તેનું જ દૃષ્ટાંત વિજ્જુલા થઇ પડી.

એક પ્રસંગે વિજ્જુલાએ મહંતને પોતાના જીવનનું છૂપું ધ્યેય સાંગોપાંગ કહી દીધું! તેણે કબૂલ કર્યું કે પોતાના ભત્રીજા કુંતલકુમારને મંદારગઢનું રાજ્ય અપાવવાને જ તે વૃદ્ધ પતિને પરણીને આવી હતી અને તેની કૃપા તથા વિશ્વાસ સંપાદન કરવાને જ તેણે પોતાનાં દેહસુખ કે યૌવનસુખનો સંકલ્પ પણ કર્યા વિના પતિસેવા કરી હતી! મહંત આ સાંભળીને ચમકી ગયો. તે બોલ્યો: " વિજ્જુલા! ત્યારે તો તું ખરેખર એક ભયંકર સ્ત્રી છે!"

"છે નહિ, પણ હતી! જો હું ભયંકર રહી હોત તો મારા દિલનું આ છૂપું ધ્યેય મેં તમને કહ્યું જ ન હોત; પણ તેમ નથી. મારા અને તમારા દેહ તથા દિલ વચ્ચે અંતર રહ્યું નથી એટલે હું તમને આ વાત કહી દઉં છું."

વિજ્જુલાની કારમી સરલતાએ મહંતને આશ્ચર્યમાં ગરક કરી દીધો. તે બોલ્યો: "જ્યારે આ છૂપું ધ્યેય તું મને કહી દે છે, ત્યારે હું પુછું છું કે હજી પણ તારૂં તે જ ધ્યેય છે?"

"બહુ નહિ; હવે તો મને એવી ઇચ્છા થાય છે કે આં રાજ-વૈભવમાં હું અને તમે સુખી તથા સંતુષ્ટ રહીએ એટલે બસ."

"એ કેમ બને? વહેલું કે મોડું આ રાજ્ય મારા અને તારા હાથ હેઠળથી કોઇ ત્રીજાના હાથમાં જવાનું જ છે. આપણો આ વૈભવ કાંઇ કાયમ રહેવાનો નથી."

"એક રીતે રહે."

"કેવી રીતે?"

"તમે જ રાજા બની જાઓ!"

મહંત હસ્યો. "ઘેલી રાણી! મારાથી રાજા થઇ શકાય? લોકો શું બોલે? અને પછી જ્યારે વિલાસ પરણે ત્યારે?"

"વિલાસને કોઇ પતિ પસંદ આવશે કે કેમ એ પ્રશ્ન છે. મને તો લાગે છે કે એ બાળકુંવારી રહેવાની." વિજ્જુલા બોલી.

"પણ જો તું બડા બજરંગમાં રહેવાની હા કહે, તો હું એક ઉપાય સૂચવું."

"બડા બજરંગમાં હું ક્યાં રહું? અત્યારે તો લોકોને મારા ને તમારા મિલનથી કશો સંશય આવતો નથી, પરન્તુ પછી તો લોકો જરૂર નિંદા કરે."

"વિધવાવસ્થામાં પ્રભુભજન કરવાને તીર્થક્ષેત્રમાં નિવાસ કરવો, તેમાં લોકો કેવી રીતે નિંદા કરવાના હતા?" એમ કહી મહંતની પરમદાંભિકતાએ હાસ્ય કર્યું.

" હં, હું બડા બજરંગમાં રહું, તો તમે શો ઉપાય સૂચવો છો ?"

"વિલાસને કુંતલ વેરે પરણાવી દેવી, પરન્તુ તેમાં મુખ્ય શરત એ કે કુંતલ અને બખ્તાવરમલ બેઉ પહેલાં કરાર કરે કે મંદારગઢના રાજ્યનો અર્ધો પ્રદેશ તે બડા બજરંગને અર્પણ કરી દે. જો એમ થાય તો તારા ભત્રીજાને મંદારગઢનું રાજ્ય મળે, તારું ધ્યેય એ રીતે સિદ્ધ થાય અને મંદારગઢની અર્ધી આવક બડા બજરંગને મળવાથી એ પણ એક મજબૂત રાજ્ય બની જાય અને આપણો વૈભવ કાયમ રહે! બોલ, આ મારી સૂચના બરાબર છે ને ?"

વિજ્જુલા મહંતની આ વિચક્ષણતાથી આનંદ પામી અને મહંતના ગાલ પર ધીમી થપાટ મારતી બોલી: " તમે મહંત ક્યાંથી થયા ? તમે તો કોઇ સમ્રાટ્‌ના રહસ્યમંત્રી થવાને જ લાયક હતા !"

" કેમ, મારી ગોઠવણ તને પસંદ આવીને ?"

" બહુ મજાની તમારી ગોઠવણ છે. મારો ભાઇ પણ પોતાના પુત્રને મંદારગઢનું અર્ધું રાજ્ય મળતું હોય તો બાકીનું અર્ધું રાજ્ય બડા બજરંગને દાનમાં આપવાને કશો વાંધો ન લે, પણ...પણ..."

" પણ શું ?"

" એક શંકા મારા દિલમાં રહે છે. વિલાસ કુંતલકુમારને પરણવાની ના કહે તો ?" વિજ્જુલાએ પૂછ્યું.

" તે વિચાર તો તેં પણ કરી જ રાખ્યો હશે ને !"

" મેં તો તેને બળાત્કારે પરણાવી દેવાનો સંકલ્પ કરેલો."

" અને એ જ સંકલ્પ મારે ને તારે બેઉએ મળીને પાર પાડવાનો હોય ત્યાં શી મુશ્કેલી પડે ?"

વિજ્જુલાને મહંતની આ ગોઠવણ બરાબર ગમી ગઇ. ભૂલાતું ધ્યેય પુનઃ તેના અંતર્‌માં જાગૃત થયું અને એ ધ્યેય માટેનાં ભૂતકાળનાં મથનો તેને સાંભરવા લાગ્યાં. પોતે એકલી એ ધ્યેય સિદ્ધ કરવાને જે મથન કરતી હતી તે કદાચ પાર ન ઊતરત, પણ મહંતના સહકારથી તે પાર ઊતારવામાં હવે મુશ્કેલી નહિ નડે એમ તેને લાગ્યું. મહંત

પોતાનો પૂર્વ ભવનો પતિ જ હશે અને આ ભવે તેની સાથેનો પ્રેમસંબંધ એ દૈવી નિર્માણ જ હોવું જોઈએ એમ તે માનવા લાગી!

બીજે દિવસે મહંત હનુમંતપ્રસાદ બડા બજરંગમાં આવ્યો.

તે જ દિવસે વિજ્જુલકુંવરનો સંદેશો પાંડુપુરમાં બખ્તાવરમલને પહોંચ્યો. એ દિવસ પછી બખ્તાવરમલ બડા બજરંગને દર્શને આવ્યો અને મહંતને એકાન્તમાં મળ્યો. વિજ્જુલા અને મહંત વચ્ચે ગુપ્ત સંકેત થઈ ચૂકયા છે એવું બખ્તાવરમલને વિજ્જુલાએ જણાવ્યું નહોતું, પરન્તુ વિજ્જુલાની સૂચનાથી તે પોતાની જ મેળે વાત કરવા આવ્યો હોય તેવો દેખાવ બખ્તાવરમલે કર્યો.

"મહંત સાહેબ! આપને શું એવો વહેમ પડ્યો છે કે હું મંદારગઢ ઉપર ચઢાઈ લાવવાનો છું?"

"કેમ ન પડે? તમારે ત્યાં લશ્કરની તૈયારી થાય છે અને અમને તેની બાતમી મળ્યા કરે છે. એ તૈયારી કરવાનો તમારો શો સબબ હોય?"

"સાહેબ! મંદારગઢની સેનાની એક ટુકડીની પાસે મારું આખું લશ્કર હારી જાય, ત્યાં મંદારગઢ ઉપર ચઢાઇ કરવાનું મારું શું ગજું? આપ એ કેમ માની શકયા? અને મારી બહેનને આપે નજરકેદ રાખ્યાં છે, તે પણ આપે તદ્દન ગેરવાજબી કર્યું છે."

"અમારે સાવધાનીથી તો વર્તવું જ જોઇએ. તમારી લશ્કરી તૈયારી પાછળ અમને રાણીજીનું કપટ હોવાનો સંશય આવ્યો છે."

"આપનો એ સંશય પાયા વિનાનો છે. ખરી વાત એ છે કે મારો પુત્ર કુંતલકુમાર રાજકન્યા વિલાસકુંવરની મુલાકાતે આવવા ઇચ્છે છે અને તેની સાથે મોકલવા માટે પાંચસો માણસોની સેના માત્ર તૈયાર કરવામાં આવતી હતી. માર્ગમાં લૂટારાનો ભય હોવાથી એટલા સૈનિકો મોકલવાના હતા, પરન્તુ આપને સંશય આવ્યો, રાણીજી ઉપર વહેમ આવ્યો, એટલે આપની પરવાનગી વિના કુંતલકુમારને મંદારગઢ મોકલવાનું મેં હમણાં બંધ રાખ્યું છે."

"તમારી એ વાત ખરી હશે તો અમે રાણીજીને મુક્ત કરીશું. એમાં તમારે કે રાણીજીને માઠું લગાડવાનું નથી. રાજ્યની જાળવણી માટે અમારે સાવચેતી રાખવી જોઇએ."

"હવે આપની પરવાનગી હોય તો હું કુંતલને મંદારગઢ મોકલું."

"હું મંત્રીશ્વરને પૂછીને તમને જવાબ મોકલીશ." મહંતે કહ્યું.

"અને એક બીજો મારો સંકલ્પ પણ હું આપને કહી દઉં. જો સદ્‌ભાગ્યે રાજકુંવરી કુંતલકુમારને પરણશે અને મહારાજાની ઇચ્છા પ્રમાણે મંદારગઢનું રાજ્ય તેને મળશે, તો મંદારગઢના બાર તાલુકામાં છ તાલુકા બડા બજરંગને દાનમાં આપી દેવાનો મારો અને કુંતલ-કુમારનો નિશ્ચય છે." બખ્તાવરમલે પહેલેથી જ સ્પષ્ટતા કરી.

"તમારો સંકલ્પ સારો છે. બડા બજરંગમાં મોટું દાનક્ષેત્ર ઉઘાડવાનું છે તે માટે સારી જાગીરની જરૂર છે તે તમારા સંકલ્પથી પાર પડશે. પણ આ તમારો દાન આપવાનો સંકલ્પ તમે તથા કુંતલ-કુમાર તમારા હસ્તાક્ષરથી મને લખી મોકલજો."

"વારુ, આપની એવી ઇચ્છા છે તો અમે એમ કરીશું."

"હજી બે દિવસ હું અહીં રોકાવાનો છું, તે દરમ્યાન મને તમારો પત્ર મળી જશે. એ દાન આપવાનો સંકલ્પ હમણાં ગુપ્ત રાખજો. લગ્ન થયા પૂર્વે એ વાત લોકો જાણે તે ઠીક નહિ. પછી હું મંદારગઢ જઇશ અને મંત્રીશ્વરને પૂછીને કુંતલકુમારને મોકલવા વિષેનો જવાબ લખીશ."

આ પ્રમાણે મહંતે ધાર્યા પ્રમાણે જ બધી વ્યવસ્થા થઇ ગઈ. ત્રીજે દિવસે પાંડુપુરથી મહંતને બખ્તાવરમલ તથા કુંતલકુમારનાં સહી-મહોરવાળું દાનપત્ર મળી ચૂક્યું. મહંત તુરત મંદારગઢમાં પાછો ફર્યો. મંત્રીશ્વરને સમજાવ્યું કે રાણી વિજ્જુલકુંવર ઉપર સંશય લાવવાનું હવે કશું કારણ નથી, કેમકે બખ્તાવરમલની તૈયારી ચઢાઈ કરવાની નહોતી તેવી પોતાની ખાત્રી થઇ છે. વિલાસની મુલાકાતે કુંતલકુમારને આવવા દેવામાં મહંતને તો કશો વાંધો નહોતો જ અને મંત્રીશ્વરે પણ

સંમતિ આપી એટલે બખ્તાવરમલને તે મતલબનો જવાબ લખી મોકલવામાં આવ્યો. એ પ્રમાણે બધી ઘટમાળ મહંતે ગોઠવેલાં ચક્રોની આસપાસ જ ભ્રમણ કરવા લાગી.

# પ્રકરણ ૮ મું

## મહંત અને વિલાસકુંવર

એક પ્રભાતે મહંત હનુમંતપ્રસાદ નગરની બહાર આવેલા વિલાસના આવાસમાં આવ્યો. વિલાસે પિતાના મૃત્યુ પછી કેટલાક દિવસ શોકમાં ગાળ્યા બાદ આજ પહેલી જ વાર તે મ્યાનામાં બેસી પ્રભાતમાં પર્વત પર ફરવા ગઈ હતી, એટલે અત્યારે તે આવાસમાં નહોતી. મહંતને જોતાં દાસ–દાસીઓ દોડી આવ્યાં અને મહંતને પગે પડ્યાં. મહંતે તેમને આશીર્વાદ આપ્યો અને વિલાસને મળવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી. મહંત વિલાસને આવાસે આજે પહેલી જ વાર આવ્યો હતો એટલે વિલાસની દિનચર્યા જાણતો નહોતો. વિલાસને ફરવા ગએલી જાણીને તેણે થોડી વાર ત્યાં થોભવાની ઇચ્છા પ્રકટ કરી એટલે તેને વિલાસના એક સુશોભિત ખંડમાં લાવવામાં આવ્યો. પોતાના નિયમ મુજબ મહંત આસન પર નહિ બેસતાં નીચે પાથરેલો ગાલીચો ખસેડાવી નાંખીને ભોંયે જ બેઠો.

મહંત આવ્યાની ખબર તુરત વિલાસની સખી રાધાને પડી. તે મહંત પાસે દોડી આવી અને તેને પગે પડી. રાધાએ ભક્તિભરિત વદને પૂછ્યું: "મહંત સાહેબ! મને ઓળખો છો?"

"ના, દિકરી!"

"સેનાપતિ ખડ્ગસિંહ મારા પિતાજી થાય."

"એમ? ત્યારે રાજકન્યા અને તું બેઉ બહેનપણીઓ હશો?"

"હા, જી."

"ઠીક–ઠીક. વિલાસકુંવર ક્યારે ફરીને આવશે?"

"હવે બહુ વાર નહિ થાય. પ્રહર દિવસ ચડયા પહેલાં તો આવી જાય છે. રાજાજી ગુજરી ગયા ત્યારપછી આજે પહેલવ્હેલાં જ ગયાં છે. આપે જાતે પધારવાની કેમ તસ્દી લીધી ?"

"વિલાસકુંવર સાથે થોડી વાત કરવી'તી, એટલે જ આવ્યો. વારૂ, આ મહાલયમાં વિલાસકુંવર અને તું એમ બે જ જણ રહો છો ?"

"બીજાં પુષ્કળ દાસ–દાસીઓ છે. તે બધાં અહીં જ રહે છે. મહાલય નગરથી દૂર છે, પણ મહાલયમાં વસતી સારી પેઠે રહે છે."

"ચાલો ત્યારે, વિલાસકુંવર અહીં આવી પહોંચે તેટલામાં હું મહાલયની બધી રચના જોઇ લઉં." મહંતે કહ્યું.

"ભલે, પધારો !" એમ કહી રાધા આગળ ચાલી, તેની સાથે એક દાસી પણ ચાલી અને પાછળ પાછળ મહંત ચાલ્યો.

મહાલયને ત્રણ માળ હતા. એ ત્રણે માળની વચ્ચે એક વિશાળ ચોક હતો અને માળના ઓરડાઓ એ ચોકની આસપાસ આવી રહેલા હતા. ત્રીજા માળ પર દાસીઓનો નિવાસ હતો. બીજા માળ પરના ઓરડાઓમાં વિલાસ અને રાધા રહેતાં. તેમાં બેઉ સખીઓનાં શય્યાગૃહ હતાં, વસ્ત્રાગાર હતાં, અભ્યાસગૃહ હતું અને દેવસેવામંદિર પણ હતું. ભોંયતળીયાના થોડા ઓરડા પાકગૃહ અને ભોજનગૃહ તરીકે વપરાતા અને બાકીના કેવળ બંધ રહેતા. માળી, પહેરેગીરો તથા પુરૂષસેવકોને રહેવા માટે મહાલયની પાસે ઓરડાઓની એક જૂદી હાર હતી. એક પછી એક આ બધાં સ્થાનો મહંત જોઈ વળ્યો. ભોંયતળીયાના બંધ ઓરડા જોઇને તેણે પૂછ્યું : "આ ઓરડા શું હમેશાં બંધ રહે છે ?"

રાધાએ જવાબ આપ્યો : "જી હા, બંધ જ રહે છે. કોઇ વાર કાંઇ જરૂર હોય તો વિલાસકુંવર પોતે તે ઉઘાડે છે."

"શું તેમાં કાંઇ શસ્ત્રાસ્ત્રો કે એવી સામગ્રી ભરી છે ?"

"ના, જી. તેમાં શું છે તે અમે કોઇ જાણતાં નથી. તે ઓરડાઓની ચાવી રાજકન્યા પોતાની પાસે જ રાખે છે."

"ઠીક, ત્યારે ચાલો, બધું જોવાઈ ગયું." એમ કહીને જે

ઓરડામાં તે પ્રથમ બેઠો હતો તે ઓરડામાં તે પાછો આવીને બેઠો.

વિલાસને આવી પહોંચતાં બહુ વાર થઈ નહિ. આવતાં વાંત તેને મહંતના આગમનની ખબર મળી એટલે તે તુરત તેની પાસે જ આવી અને તેના પગમાં પડી. મહંતે તેના મસ્તક પર હાથ મૂકીને આશીર્વાદ આપ્યો. મહંતની સામે બેસતાં તે બોલી: "આજે તો કાંઇ અત્યારમાં જ આપે કૃપા કરી?"

"હા, તમારી સાથે થોડી વાત કરવાની હતી એટલે આવ્યો."

"તો જરા ઉપર પધારો." વિલાસ ઉઠી. અહીં વિલાસ આવી પહોંચતાં તેના ઓરડાની સામે દાસીઓનું ટોળું કુતૂહલવશ થઇને ઊભું હતું, એટલે વાતચીત કરવા માટે એકાંતની જરૂર હતી. વિલાસ મહંતને પોતાના દિવાનખાનામાં તેડી ગઇ અને દેવસેવાના ખંડમાંથી તેને માટે દર્ભાસન લાવીને પોતાને હાથે પાથર્યું. મહંત તે ઉપર બેઠો અને વિલાસ સામે બેઠી. રાધા પાસે જ ઊભી રહી.

મહંત બોલ્યો: "વિલાસકુંવર! મહારાજાએ આ રાજ્યવહીવટ ચલાવવાનો ભાર મારી ઉપર નાંખ્યો અને મારે તે ઉપાડવો પડ્યો, પરન્તુ તે વખતે મને જરાએ ખ્યાલ નહોતો કે આ કામ આટલું કપરૂં હશે. બડા બજરંગમાં મારાથી બહુ રહી શકાતું નથી, બજરંગની પૂજા રોજ મારે હાથે થતી તે હવે પરહસ્તે થાય છે, મારાં વ્રત–સંયમ રાજ્યની ચિંતામાં બરાબર જળવાતાં નથી, અને મસ્તક ઉપર તો એટલો ભાર રહે છે કે રાત્રે ઉંઘ પણ આવતી નથી."

વિલાસ સહજ સ્મિત કરીને બોલી: "એ ખરૂં હશે; તમારે શિરે ભાર પડ્યો ખરો, પણ હવે તમારા સિવાય બીજું કોણ એ બોજો ઉપાડે તેમ છે? વિજુલાબા પણ તેમાં તમને મદદ કરતાં જ હશે."

"હા, પણ રાજ્યકાર્યમાં તેમની નજર બહુ ઉંડી પહોંચતી નથી. એક વાર તો તેમની ઉપર જ અમને સૌને શંકા આવી હતી તે વાત તમે સાંભળી હશે."

"હાં, સાંભળી હતી."

"પણ તેમાં અમારી બેઉની પરસ્પર ગેરસમજૂતી થઇ ગઈ હતી. હવે તેમની ઉપર કાંઇ શંકાનું કારણ રહ્યું નથી. પણ વિલાસ-કુંવર! મારી ઉપરનો આ ભાર તો ત્યારે જ જાય કે જો તમે હવે પરણો અને મને આ બધી ચિંતામાંથી મુક્ત કરીને નિરાંતે બજરંગ બાપાની સેવાપૂજા કરવાને જવા દો!"

એ જ્ઞાતયૌવના મુગ્ધા મહંતના આ શબ્દો સાંભળીને લજ્જાવિવશ બનતી નીચું જોઇ રહી. એની લજ્જાવિવશતા ઉપર સ્મિત સ્ફુરાવતી રાધાના ગાલે પણ શેરડા પડી રહ્યા હતા.

"વિલાસકુંવર! તમારે પરણવાનું છે અને તમારે મુખે એ વાત હું કહું તેથી તમે શરમાઓ ખરાં, પરન્તુ બીજી કોઇ રીતે હું મુક્ત થઉં એમ મને લાગતું નથી એટલે હું તમને વિનતિ કરવા આવ્યો છું કે કૃપા કરીને હવે તમે સત્વર લગ્ન કરી નાંખો."

વિલાસે નીચું જ જોઇ રહીને પોતાના હાથની આંગળીઓના નખની સાથે રમત કરતાં કહ્યું: "મહંત સાહેબ! લગ્ન એ કાંઇ ઉતાવળે ખાઈ લેવા જેવી વસ્તુ નથી. જીવનનો સંબંધ સાંધવાનો હોય ત્યાં ઉતાવળ કેમ થાય?"

"લગ્ન ઉતાવળે કરવાનું હું કહું છું તેનો અર્થ એ નથી કે તમે ગમે તેવા ખરાબ કે નાલાયક પતિને પસંદ કરી લ્યો. મારૂં કહેવું તો એ છે કે પતિને પસંદ કરવાની કોઈ વિચિત્ર કસોટી તમારી પાસે છે તે તમે જવા દો અને ગુણ, કુળ, રૂપ, વિદ્યા આદિ સર્વમાન્ય યોગ્યતાવાળો કોઇ રાજકુમારને સત્વર પસંદ કરી લ્યો."

"હા, એ કરતાંએ ઓછી યોગ્યતા હું જોઉં છું. કુળ કે રૂપની મને પરવા નથી."

"તો પછી જુઓ, થોડા દિવસમાં અહીં પાંડુપુરનો યુવરાજ કુંતલકુમાર તમારી મુલાકાત લેવા આવશે."

"ભલે આવે."

"કુંતલકુમાર વયમાં તમને લાયક છે, રૂપાળો છે, ભણેલો–

ગણેલો અને ચતુર છે; એથી વધારે સારો બીજો કોઇ રાજકુમાર મારા ધ્યાનમાં આવતો નથી." મહંતે કહ્યું.

"આપના ધ્યાનમાં એ આવે છે અને મારા ધ્યાનમાં આવે, એટલે પછી મારે બીજા કોઇની સલાહ લેવાની નથી." વિલાસે કહ્યું.

"પણ તમારી વિચિત્ર કસોટી તમે જવા દો તો સારૂં એટલી મારી સૂચના છે. એ કસોટી કેવી છે તે હું જાણતો નથી. એવી વિચિત્ર રીતે પતિ પસંદ કરવાનો જૂના વખતમાં પણ રીવાજ નહોતો, માત્ર એવી વિચિત્ર વાતો આપણે સાંભળીએ છીએ. એવી વિચિત્ર રીતથી માણસની હમેશાં બરાબર કસોટી જ થાય છે એવું કાંઇ હોતું નથી. માટે તમે આ કુંતલકુમારને મળતી વખતે એવી કાંઇ વિચિત્રતા કરશોમાં."

"એ વાતમાં આપ વચ્ચે ન આવશો." વિલાસે હિંમતભેર પણ પૂરા વિનયપૂર્વક કહ્યું.

મહંતને આ કુંવારી રાજકન્યાનો પ્રત્યક્ષ પ્રસંગ તો આજે પહેલી વાર જ પડચો હતો. તે તેનો જવાબ સાંભળીને ચૂપ થઇ ગયો. આ પૂતળું કાંઈક જુદું જ છે એવું તેને ભાન થવા લાગ્યું. તે જરા ગંભીર બનતો બોલ્યો: "તમારી વિચિત્ર કસોટીમાંથી જો કોઇ પાર ન ઊતરી શકે, તો પછી શું તમે જીવનભર કુવારાં રહેશો?"

"જીવનમાં મેળ ન બેસે તેવા પતિને પરણવા કરતાં કુંવારા રહેવું શું ખોટું છે?"

"અને તમે પરણો નહિ, ત્યાંસુધી રાજ્યકાર્યભાર અમારે ઉપાડવો: એ શું મારા જેવા ત્યાગી પુરૂષ ઉપર જુલ્મ થતો નથી?"

"એ જુલ્મમાંથી છૂટવું હોય ત્યારે મને કહેજો. હું પરણું કે ન પરણું, છતાં હું તમને તેમાંથી મુક્ત કરીશ."

મહંત સડક થઇ ગયો, પણ તેની મુત્સદ્દીગીરીએ તેને જવાબ સુઝાડયો: "તમે પરણશો ત્યારે તો હું મુક્ત થઇશ જ, પણ તમે ન પરણો તો મારાથી મુક્ત થવાય નહિ અને તમે મને મુક્ત કરી શકો પણ નહિ."

"સમગ્ર રાજમંડળ એકત્ર કરીને હું તમને મુક્ત કરીશ, રાજ્યકારભાર હું માથે લઇશ, પછી આપ શાને ચિંતા કરો છો? પણ તેટલા માટે આપ પતિની પસંદગીમાં મારી આડે આવશો નહિ."

મહંત સમજી ગયો કે વિલાસને ફોસલાવવી એ જેમ સહેલું નથી, તેમ તેની ઉપર બળાત્કાર કરીને તેને કુંતલ વેરે પરણાવી દેવી એ પણ સહેલું નથી. તે ગંભીર બની ગયો. રાજકન્યાનો વિચિત્ર સ્વભાવ કદાચ પોતાની ધારણા પૂરી થવામાં અંતરાયરૂપ બનશે એવી તેને ચિંતા થવા લાગી, પણ તુરત તે સાવધ થયો અને બોલ્યો: "વિલાસકુંવર! માઠું ન લગાડશો; હું તો મારી ઉપરના ભારથી અકળાયો હતો તેથી તમને આટલું કહેવા આવ્યો હતો. બાકી તમે તમારી પસંદગીના પતિને પરણો અને સુખી થાઓ તે સિવાય મારી બીજી કશી ઇચ્છા નથી. અને તમે કુંવારાં રહો, એ તો બહુ જ સારૂં. બાડા બજરંગ જેવા બ્રહ્મચારીનો હું સેવક છું, અને તમે બ્રહ્મચર્ય સેવો તેને તો હું બજરંગ બાપાની તમારી ઉપર ભારે કૃપા ઊતરેલી લેખું." એમ કહી મહંત તુરત ઉઠ્યો અને ચાલવા લાગ્યો. વિલાસ તેને વળાવવા દ્વારસુધી ગઇ.

# પ્રકરણ ૯ મું

## નવી ખટપટનો અંકુર

મધ્યાહ્ન થયો. મહંત ભોજન કરીને રાણી વિજ્જુલકુંવરના આવાસમાં આવ્યો. તેનું વદન અત્યારે કાંઇક ચિંતાતુર હતું. મહંતને આવેલો જોતાં જ વિજ્જુલાનાં મોહમુગ્ધ નેત્રોમાં આનંદ ચમક્યો. એ પ્રમદા બીજાઓના દેખતાં મહંતને માન અને વિનયથી સત્કારતી હતી, પરંતુ એકાન્તમાં સ્નેહભર્યાં નેત્રોથી આવકાર આપતી હતી. અત્યારે નિકટમાં કોઇ ન હતું એટલે તેણે મહંતને જોઇ આનંદદર્શક સ્મિત સ્ફુરાવ્યું; પરન્તુ મહંતની વદનરેષાઓ જોતાં તેનું સ્મિત ઉડી ગયું. તે

ઉઠીને સામે આવી અને બોલી: "કેમ, જઇ આવ્યા? આપના મુખ ઉપર વિષાદ કેમ છે?"

"એક વાર અંદર ચાલ, પછી બધી વાત કહું."

મહંત અને વિજ્જુલા બાજુના ખંડમાં ગયાં. મહંત પલંગ ઉપર બેઠો અને વિજ્જુલા તેના ખભા પર હાથ મૂકીને બાજુમાં બેઠી. આતુર સ્વરે તેણે પૂછ્યું: "કેમ, શું થયું?"

"એ છોકરી મારા કે તારાથી ગાંજી જાય તેવી નથી. મેં તેને જે કાંઇ કહેવાનું હતું તે કહ્યું પણ તે તો પોતાની ઇષ્ટ રીતે જ પતિને પસંદ કરવાની હઠ છોડે તેમ નથી. એ રીત કેવી છે તે પણ કોઇ કહી શકતું નથી." મહંતે કહ્યું.

"હું પણ એ જ કહેતી'તી ને? કુંતલ આવશે ખરો પણ કુંતલને તે પરણશે કે નહિ તે એક પ્રશ્ન જ છે. જો તે કુંતલને પસંદ ન કરે તો પછી કેવી યુક્તિથી તેને પરણાવી દેવી તેનો વિચાર તમેં હવે કરી રાખજો."

મહંત વિચારમાં પડ્યો. થોડી વારે તે બોલ્યો: "ઠીક છે, વખત આવ્યે વાત. તેને ફોસલાવી કે સમજાવી શકાય તેમ તો નથી જ. જો તેની વર પસંદ કરવાની રીત જાણવામાં આવી હોત તોપણ ઠીક હતું."

"હું માત્ર એટલું જાણું છું કે તેના મહાલયના ભોંયતળીયાના જે ઓરડા બંધ રહે છે, તેમાં એક મોટું ભોંયરૂં છે. તે ભોંયરામાં તે પોતાને પરણવા આવનાર રાજકુમારને લઇ જાય છે અને પછી ત્યાં તેની સાથે કેવી વાતચીત કરે છે તે કશું જાણવામાં આવતું નથી."

"ઠીક છે, કુંતલ આવે ત્યારે તું તેને હોશિયારીથી વર્તીને રાજકન્યાનું મન જીતી લેવાનું કહેજે. તેમ છતાં તે કુંતલને પરણવાની ના કહેશે... ....."

એટલામાં કોઇએ દ્વાર ખખડાવ્યું. "રાણીજી" એવો દાસીનો સ્વર આવ્યો. મહંત ગુસ્સે થયો. તે બોલ્યો: "આપણે અહીં એકાંતમાં હોઇએ ત્યારે અહીં કોઇએ ન આવવું જોઇએ, અને આ વળી શું?"

વિજ્જુલા મહંતના પાસામાંથી ઉઠતી બોલી : "તમે ગભરાશો નહિ, એ સ્વર મારી એક વિશ્વાસુ દાસીનો છે : તે બહેરી છે."

વિજ્જુલાએ દ્વાર ઉઘાડયું. દાસીએ કહ્યું : "રાણીજી ! પાંડુપુરથી કોઈ આવ્યું છે."

રાણીએ દાસીને ઇશારો કરીને સૂચવ્યું કે 'તે ભલે આવે,' અને પોતે બહારના ખંડમાં જઇને બેઠી.

પાંડુપુરથી ઠાકોર બખ્તાવરમલનો કાંઇ સંદેશો લઇને એક વૃદ્ધ વણિક આવ્યો હતો. તે અંદર આવતાં જ વિજ્જુલાએ તેને ઓળખ્યો. તે બખ્તાવરમલના કારભારી કુંદનમલનો બાપ ચંદૂમલ હતો. ચંદૂમલ લાકડીને ટેકે આગળ આવતો રાણીને નમન કરીને તેની સામે ભોંયે બેઠો. તે બોલ્યોઃ "રાણીજી ! બાપુએ મને મોકલ્યો છે."

"પણ આટલી વૃદ્ધ વયે તમને બાપુએ તસ્દી આપી ?" ચંદૂમલને જોઇને રાણીને જે આશ્ચર્ય થયું હતું તે તેણે વ્યક્ત કર્યું.

"શું કરૂં ? બાપુએ કહ્યું કે તમારે જ જવું જોઈશે, એટલે હું આવ્યો. આપ કુશળ તો છો ને ?" વણિકે પ્રથમ કુશળ વર્તમાન પૂછવાનો વિવેક કર્યો.

"હા, અહીં કુશળતા છે. કહો, કાંઇ પત્ર લાવ્યા છો ?"

"ના, માત્ર મ્હોંએથી જ બધા સમાચાર આપવાનું મહારાજે કહ્યું છે એટલે કશો પત્ર લાવ્યો નથી."

"ત્યારે કહો, શા સમાચાર લાવ્યા છો ?"

વણિકે આસપાસ નજર કરી. દાસ–દાસી કોઇ પણ નહોતું એટલે તે બોલ્યોઃ "રાણીજી ! કુંતલકુમાર ચાર દિવસ પછી પાંડુપુરથી નીકળશે."

"ભલે નીકળે."

"અને સાથે પાંચસોક માણસો રહેશે એટલે ટૂંકી ટૂંકી મજલ કરીને અહીં આવશે."

"કશી ફીકર નહિ."

"પણ લગ્ન થયા પછી રાજ્યનાં અર્ધા પરગણાં બડા બજરંગમાં દાન આપવાનું મહારાજે કબૂલ કર્યું છે તેના સંબંધમાં આપને કેટલુંક પૂછવાને મહારાજે મને મોકલ્યો છે."

વિજ્જુલાનું કાળજું જોરથી ધડકવા લાગ્યું. અંદરના ખંડમાં મહંત હનુમંતપ્રસાદ બેઠો હતો તે વાતચીત સાંભળશે એવો તેને ભય ઉત્પન્ન થયો. અંદર મહંત બેઠો છે માટે ધીમું બોલવાનું સૂચન તે ચંડૂમલને કરી શકે તેમ નહોતું, કારણકે પોતાના આવાસમાં પોતે મહંત સાથે દ્વાર વાસીને એકાંતમાં બેસે છે એ વાત ચંડૂમલના જાણવામાં આવવાથી તેની દૃષ્ટિમાં પોતે કલંકિત લેખાય. આ કારણથી વિજ્જુલા પોતાનું આસન જરા ખસેડીને ચંડૂમલની વધારે નજીકમાં લાવી કે જેથી ચંડૂમલને બહુ ઉતાવળે બોલવાની જરૂર રહે નહિ, પણ આ આડકતરા સૂચન તરફ ચંડૂમલનું ધ્યાન નહોતું.

"કહો, શું પૂછવાનું છે?" વિજ્જુલાએ પૂછ્યું.

"મંદારગઢનાં અર્ધા પરગણાં બડા બજરંગના તાબામાં જવાથી રાજ્ય બહુ નબળું પડી જાય અને વળી બે સમાન સત્તાવાળાં રાજ્યો પડોશમાં અને એક જ પ્રદેશ ાં ઊભાં થાય, માટે બીજી કાંઇ વ્યવસ્થા થવી જોઇએ."

વિજ્જુલા વિચારીને થોડી વારે બોલી: "હવે શી વ્યવસ્થા થાય?"

"પાંડુપુરનાં અર્ધા પરગણા આપીએ તો ન ચાલે?"

"એ વિચાર પહેલેથી કરવો જોઇતો હતો. હવે શું થાય?" વિજ્જુલા ધીરેથી બોલી.

"પણ એ વિચાર મહારાજને પહેલાં સૂઝ્યો નહિ. પાંડુપુર પાછા આવીને તેમણે વાત કહી ત્યારે મને ખબર પડી. હવે કોઇ પણ ઉપાયે આ વ્યવસ્થા બદલાવી જોઇએ."

"તે કાંઇ મારા હાથમાં નથી. અર્ધું રાજ્ય મળે તેથી શું મોટા ભાઇને સંતોષ થતો નથી?"

"આમાં લોભ કે સંતોષની વાત નથી. સરખી સત્તાવાળાં બે

રાજ્યો પાસે પાસે હોય તો ટંટા–બખેડા ખૂબ થાય, તેટલા માટે આ ફેરફાર કરવાની જરૂર છે. અને મહંત સાહેબને વળી અર્ધાં પરગણાંની શી જરૂર છે ! નકામા વચ્ચે માથું મારે છે.”

વિજ્જુલા ચૂપ બેસી રહી. આ વાત અંદર બેઠેલા મહંતના કાન સુધી ન પહોંચતી હોય તો સારું એવી તે આશા રાખતી હતી.

ચંડૂમલ આગળ બોલ્યો: “ મહારાજે પહેલી વાતચીત તમારી સૂચનાથી મહંત સાથે કરી હતી, અને જો તમે હા કહો તો ફરીથી વાતચીત કરીને તેમાં કાંઇ ફેરફાર કરાવવાનો યત્ન કરે.”

“ પણુ હજી તો ગામમાં પેસવાનાં સાંસાં ને પટેલને ઘેર ઊનાં પાણી જેવી વાત તમે કરો છો. વિલાસકુંવર કુંતલકુમારને પસંદ કરશે, ત્યારપછીની બધી વાત છે ને ? એક વાર કુંતલને આવવા દો, લગ્નનું નક્કી થવા દો, પછી આ વાતચીત કરવાની હોય. અત્યારથી વાત કરવાથી શું વળે ? ”

વાણીઓ ડોકું ધુણાવતો બોલ્યો: “ હા, એ તમારી વાત સોળ વાલ અને એક રતી છે. મારી પણ મહારાજને એ જ સલાહ હતી, પણ મહારાજ કહે કે એક વાર આ વાત બહેનને કાને નાંખી આવો, એટલે હું અહીં આવ્યો. એક વાર લગ્ન થઇ જાય પછી બધું થઇ રહેશે એ જ વાત સાચી છે અને બીજી બધી વાત જૂઠી છે. ત્યારે હવે આ વાત મહંતને કાને જવા દેવાની જરૂર નથી.”

વિજ્જુલા ચૂપ બેસી રહી.

“ તમે બહુ ડહાપણદાર છો. મારો અને તમારો વિચાર મળતો થઇ ગયો. મહારાજનો અને મારો વિચાર મળતો થતો નહોતો. લગ્ન થઇ જાય એટલે પછી કશી ચિંતા નથી. પછી મહંતસાહેબને એ દાનપત્ર ધોઈ પીતા બનાવી દઇએ, તોપણ શું ? એક વાર લગ્ન થયું, એટલે આપણે માનીએ તો દાનપત્ર અને નહિતો કાગળનો કકડો, બીજું શું ? ”

વિજ્જુલા કશું બોલી નહિ. આ વાત મહંતને કહીને સાવધ કરવો કે નહિ તેનો તે વિચાર કરતી હતી. પોતાની એક પણ ગુપ્ત

વાત એવી નહોતી કે જે વિજ્જુલાએ મદનની મસ્તીમાં મહંતને ન કહી હોય. આ વાત મહંતને કહેવી કે નહિ, તેનો તેને વિચાર થઇ પડયો હતો.

"ઠીક ત્યારે બા! હું જઉં છું. મહારાજને કાંઇ સમાચાર કહેવા છે?" ચંદૂમલ બોલ્યો :

"ના, કહેજો કે અહીં કુશળતા છે." એમ કહીને વિજ્જુલા આસનપરથી ઉઠી, એટલે ચંદૂમલ ચાલ્યો ગયો.

વિજ્જુલા પુનઃ અંદરના ખંડમાં મહંત પાસે આવી. મહંત પલંગમાં આંખો મીંચીને પડેલો દેખાયો. વિજ્જુલાનું હૈયું હેઠું. બેઠું. મહંતે કશી વાત સાંભળી નથી એવું જોઇને તેની ચિંતા ટળી.

મહંતના પાસામાં બેસીને તેના ગાલ પર ચુંટકી ભરી વિજ્જુલાએ તેને અર્ધનિદ્રામાંથી જગાડયો. મહંત ઝબકીને બેઠો થયો અને પૂછયું : "કોણ હતું?"

"પાંડુપુરથી એક ખેપીયો આવ્યો હતો, તે સમાચાર લાવ્યો હતો કે ચાર દિવસ પછી કુંતલ ત્યાંથી વિદાય થશે."

"બીજા કશા સમાચાર?"

સત્યનું ગોપન કરતાં–પોતાના પ્રિયતમથી સાચી વાત છુપાવતાં વિજ્જુલાનું કાળજું કંપ્યું, પણ તત્કાળ તો તેણે જવાબ દીધો: "ના, બીજા કશા સમાચાર નથી."

અને હવે આપણે તેમની વધુ વાતચીત સાંભળવા નહિ થોભીએ.

---

# પ્રકરણ ૧૦ મું

## કાસદ

મધ્યાહ્ન તપી રહ્યો હતો. ધીમી ધીમી લૂ વાઇ રહી હતી. ઉંચી–નીચી ટેકરીઓની વચ્ચે એક વટેમાર્ગુ ધીરે ડગલે ચાલ્યો જતો હતો. હાથમાં લાકડી પકડેલી, પીઠ પાછળ ભાતાનો દાબડો ને પાણીનો

ભોટવો કામળામાં બાંધીને બીડી લીધેલાં, નાક—મ્હોંમાં ધૂળ ન જાય તેટલા માટે મોટી બોકાની બાંધી લીધેલી અને ભેઠમાં એક બરછી ને કટાર ખોસેલાં, એવો એ વટેમાર્ગુ હતો. આ પ્રદેશમાં તે ત્રણ દિવસથી ભટકી રહેલો હતો પણ હજી તે ઇષ્ટ સ્થાને પહોંચ્યો નહોતો ! માર્ગમાં કોઇ ભીલ કઠીયારા મળે તો તેમને તે પૂછતો: "ભાઈ! આટલામાં લૂટારાનો ભો તો નથીને ?" સામો જવાબ મળતો: "અહીં લૂટારાનો ભો ન હોય તો બીજે ક્યાં હોય ? આ ડુંગર તો લૂટારાના રહેઠાણનો ડુંગર કહેવાય છે." આવો જવાબ સાંભળીને વટેમાર્ગુ વળી આગળ ચાલતો. આ પ્રમાણે પૂછતો પૂછતો તે ત્રણ દિવસથી આ પ્રદેશમાં જ ભટકતો હતો! ત્યારે શું તે માર્ગ ભૂલી ગયો હશે ? પોતે આગળ વધવાને બદલે ઘાંચીના બળદની પેઠે ફરી ફરીને ત્યાંનો ત્યાં આવે છે તેની તેને સમજ પડતી નહિ હોય ? લૂટારાના ભયની ખબર પૂછતા છતાં તે આ પ્રદેશ છોડી જતો નહોતો તેનું કારણ શું ?

થોડું આગળ જતાં વટેમાર્ગુને થાક તથા તરસ લાગ્યાં. તે એક બાવળીયાના ઝાડની હેઠળ લાકડી વડે કાંટા દૂર હડસેલીને બેઠો. ભેઠ છોડીને તેણે ભોટવો કાઢ્યો તથા તેમાંથી પાણી પીધું. એટલામાં તેની પાછળથી કોઇએ આવીને તેની બોચી પકડી. વટેમાર્ગુ ગભરાયા જેવો થઇ ગયો અને બોલ્યો: "બાપજી, મારી પાસે લૂંટવા જેવું કશું નથી." એમ કહીને તેણે પોતાની પાછળ દૃષ્ટિ કરી, તો ચાર જુવાનીયા ઊભેલા દેખાયા અને પાંચમાનો હાથ તેની બોચી ઉપર હતો.

"અમારે તને લૂટવો નથી પણ મારીને ભોંયમાં ભંડારી દેવો છે!"

"હેં બાપજી ! પણ મારો કાંઇ વાંક ?"

"તું ત્રણ દિવસથી અહીં ભટકે છે, તેનું કારણ શું ? તું અમારાં રહેઠાણો શોધવા માટે જાસૂસ તરીકે જ આવ્યો છે એવી અમારી ખાત્રી થઇ છે; બોલ, એ ખરૂં કે નહિ ?"

વટેમાર્ગુ ગભરાયો અને બોલ્યો: "તમે અધીરા થશો નહિ !

એક વાર તમે મને તમારા સરદાર જોધમલ પાસે લઇ જાઓ, એટલે પછી હું બધો ખુલાસો કરીશ."

"હું એ જોધમલનો જ દીકરો કીશનમલ છું. સરદાર પાસે જઈને તું રસ્તાઓ અને રહેઠાણો જોઇ લેવાનો પ્રપંચ રચવા માંગે છે, પણ અમે તે સમજીએ છીએ; બોલ, તું જાસૂસ છે કે નહિ ?" એમ કહેતાં જ કીશનમલે તેનું ગળું દબાવ્યું અને વટેમાર્ગુ વધુ ગભરાયો.

જો કીશનમલ એકલો જ હોત, તો વટેમાર્ગુ તેની સામે થઈને લડી શકે તેવો કદાવર હતો અને તેની પાસે એકાદ-બે હથિયારો પણ હતાં, પરંતુ લૂટારા પાંચ હતા અને પોતે એકલો હતો. વળી લૂટારા સાથે લડવાની તેની ઇચ્છા જ નહોતી. તેણે કહ્યું: "હું જાસૂસ નથી, ભાઇ! તમે અધીરા શાને થાઓ છો ? મારે તમારાં રહેઠાણ જોવાં નથી પણ તમારા સરદારને મળવું છે. મને સરદાર પાસે ન તેડી જાઓ અને સરદારને અહીં લાવો તોપણ મને કશો વાંધો નથી."

"પણ સરદારનું જે કામ હોય તે તું મને કહેને ! હું સરદારનો પુત્ર છું કે નહિ ?"

"પણ હું તને ક્યાં ઓળખું છું ?"

"તું આવ્યો છે ક્યાંથી ? મંદારગઢથી ને ?

"એ હું કશું નહિ કહું." વટેમાર્ગુ બોલ્યો.

લાગલો જ તેની કમર ઉપર ડાંગનો એક જબરદસ્ત ફટકો પડ્યો અને વટેમાર્ગુ બૂમ મારી પડ્યો. એક જણે તેની ભેઠમાંથી બરછી કટાર ખુંચી લીધાં, અને બીજાએ તેનાં ગજવાં અને ભેઠ તપાસવા માંડ્યાં. ભેઠમાંથી એક બંધ કરેલો પત્ર નીકળ્યો. પત્ર ઉપર કોઇનું નામ લખેલું નહોતું. કીશનમલે પત્ર ફોડ્યો અને વાંચ્યો. તેની આંખો ચમકી. તેણે પોતાના સાથીઓને આજ્ઞા કરી: "તેને મારશો નહિ, તે જાસૂસ નથી પણ કાસદ છે."

કાસદે માર તો ખાધો, પણ હવે તેને આશ્વાસન મળ્યું. કીશન-

મલ્લે પત્ર વાંચીને થોડી વાર વિચાર કર્યો. પછી તે પોતાના સાથીઓને કાંઇ સૂચના કરીને એકલો ચાલ્યો ગયો.

કાસદને સાથે લઈને લૂટારાએ આગળ ચાલ્યા, પરન્તુ કાસદ માર્ગ જોઇ જાય નહિ તેટલા માટે પહેલાં તેની આંખે પાટો બાંધવામાં આવ્યો અને પછી તેને દોરીને એક લૂટારો ચાલવા લાગ્યો. આડીઅવળી ગુંચવણીમાં અને ટેકરીઓની ઉપર ને નીચે ચાલતાં છેક સાંજે તેઓ એક ગુફામાં આવ્યા અને કાસદની આંખેથી પાટો છૂટચો. તે "હાશ" કરીને નીચે બેઠો અને બોલ્યો: "હવે અહીં કાંઈ ખાવાનું આપશો કે ભૂખે મારશો ?"

"લૂટારા પાસે વળી ખાવાનું ક્યાંથી ? અમે તારા દાબડાનું ભાતું ખાઇએ છીએ અને વધે તો તું ખાજે !" એક લૂટારાએ કહ્યું.

પણ ત્યારપછી થોડી જ વારમાં કાસદની સામે કાંસાની એક તાંસળીમાં ઉની ઉની ખીચડી આવી, એટલે તેને સમજાયું કે પેલા લૂટારાએ પોતાની માત્ર હાંસી કરી હતી. કાસદે પેટ ભરીને ભોજન કર્યું અને કહ્યું: "હવે તો મને તમારા સરદારનો મેળાપ કરાવો; મારે પાછો જવાબ લઇ જવાનો છે."

"સરદાર અહીં નથી. કાંતો સરદાર અહીં આવશે અને કાંતો તને સરદાર પાસે લઈ જવા માટે સંદેશો આવશે."

"અને કદાચ બેચાર દિવસ સુધી કશો સંદેશો નહિ આવે તો ?"

"જ્યાંસુધી કશો સંદેશો નહિ આવે, ત્યાંસુધી તને અહીં કેદ રાખવામાં આવશે."

"એમ ? શું હું તમારી કેદમાં છું ?"

"હા. સરદારના હુકમ વિના તને અમારાથી છોડાશે નહિ; પણ અહીં તને કોઇ કશી હરકત નહિ કરે."

રાત્રે કાસદ લૂટારાઓની સાથે જ ત્યાં સૂઈ રહ્યો. એક જણ માત્ર તેની પાસે સૂતો હતો. બીજાએ ક્યાં ગયા તેની તેને ખબર નહોતી. ઉની ઉની ખીચડી અહીં આવી તે ક્યાંથી આવી, ક્યાં રસોઇ થતી

હશે, કોણ રસોઇ કરતું હશે, આ સ્થાનમાં એકંદરે કેટલા માણસો છુપાઈ રહી શકતાં હશે તે વિષેની કશી ખબર કાસદને પડી શકી નહિ.

સ્હવાર પડયું. કાસદ નિત્યકર્મથી પરવાર્યો, એટલામાં બે ઘોડે-સવારો ત્યાં આવ્યા. તેમાંનો એક તો કીશનમલ હતો અને બીજો તેનો બાપ જોધમલ હશે એવું કાસદે અનુમાન કર્યું, પણ થોડી વારમાં તો તેને સાંભર્યું કે ચાંદમલ શેઠની જ એ મુખમુદ્રા હતી, અને લોકોમાં થોડા વખતથી વાત ઉડતી હતી કે ચાંદમલ પોતે જ જોધ-મલ હતો તે વાત સાચી હોવાનું હવે તેની સમજમાં આવ્યું.

કીશનમલ અને જોધમલે બપોરનું ભોજન ત્યાં જ કર્યું અને પછી તેઓએ ત્યાંથી પ્રસ્થાન કરવાની તૈયારી કરી. કાસદને માટે પણ એક ઘોડો લાવવામાં આવ્યો. તેની આંખે પહેલાં પાટો બાંધવામાં આવ્યો અને પછી તેને ઘોડે બેસાડવામાં આવ્યો. રસ્તે ચાલતાં કીશનમલ તેના ઘોડાને પોતાના ઘોડાની પાછળ દોરતો અને જોધમલ કાસદના ઘોડાની પાછળ પાછળ ચાલતો. એ પ્રમાણે ચાલતાં ચાલતાં છેક સાંજે તેઓ એ ડુંગરાળ મુલકને પાર કરી ગયા અને એક વૃક્ષ નીચે બેસીને નાસ્તો–પાણી કર્યાં.

રાત્રિનો અંધકાર ચોમેર પ્રસર્યો એટલે તેઓએ પાછી મુસા-ફરી શરૂ કરી. કાસદની આંખે ફરીથી પાટો બંધાયો, તે એક પ્રહર રાત્રિ વીતી ત્યારે છૂટ્યો. તે વખતે તેઓ ઢોલાપુર નામના ગામડાને પાધર પહોંચ્યા હતા.

ઢોલાપુરથી આગળ ચાલતાં બે જ કોસને અંતરે બડા બજરંગ આવેલા હતા. બડા બજરંગને પાધરે પહોંચીને જોધમલ બોલ્યોઃ "બહાદુરમલ! હવે તારે મહંતને જે કાંઇ કહેવરાવવું હોય તે કોઇની સાથે કહેવરાવ, પણ તને પોતાને અમે મહંતની પાસે જવા દેવાના નથી. જો તું કે મહંત દગો રમતા હશો, તો પહેલાં તારૂં મોત થશે અને અમારૂં ને મહંતનું તો પછી જે થાય તે ખરૂં."

"ભલે ઠાકોર! મારા પેટમાં દગો નથી એટલે મને કશો ભય

નથી. આ સામે જ ધર્મશાળા છે, તેના રખેવાળને ઉઠાડીને મહંતને બોલાવવા મોકલું છું, અને હું પાછો તમારી પાસે આવીને બેસું છું, પછીં કાંઇ ફીકર છે?" બહાદુરમલે કહ્યું.

બહાદુરમલ ધર્મશાળા તરફ ચાલ્યો. કીશનમલ તેની સાથે પહેરેગીર તરીકે ચાલ્યો.

બહાદુરમલે ધર્મશાળાના રખેવાળને જગાડયો અને તેને કહ્યું કે "મહંત સાહેબની પાસે જઇ તેમને ખબર આપ કે બહાદુરમલ મહેમાનોની સાથે ઢોલાપુરને નાકે ઊભો છે."

રખેવાળ બબડયો: "અત્યારે મહંતસાહેબ મહેમાનને મળવા આવશે! મહેમાનને ગરજ હોય તો ધર્મશાળામાં આવીને સૂઇ રહે, સ્હવારે મહંત સાહેબ નહિ મળે?"

"ડાહ્યો ન થા અને હું કહું છું તેમ કર." બહાદુરમલે તેને જરા આંખ બતાવી ત્યારે રખેવાળ લથડીયાં ખાતો મંદિર તરફ ચાલ્યો.

કીશનમલ બહાદુરમલને પાછો તેડીને જ્યાં જોધમલ ઊભો હતો ત્યાં આવ્યો. ત્રણે જણા મહંતના આગમનની રાહ જોઇને ઊભા.

## પ્રકરણ ૧૧ મું

### મહંતનો પેચ

મધ્યરાત નજીક આવતી હતી. બડા બજરંગના પાધરમાં લોકોની આવજાના માર્ગથી જરા દૂર જોધમલ, કીશનમલ અને બહાદુરમલ ધીમી ધીમી વાતો કરતા ઊભા હતા. આ બેઉ લૂટારાઓને મહંતે શા-માટે બોલાવ્યા છે તે બહાદુરમલ કશું જાણતો નહોતો, પરન્તુ જે ગુપ્ત રીતે મહંતે બહાદુરમલને કાસદનું કામ સોંપ્યું હતું તે ઉપરથી તે એટલું અનુમાન કરી શકયો હતો કે લૂટારાઓના અને મહંતના બેઉના લાભનું કાંઇ મહત્ત્વનું કામ હોવું જોઇએ; પરન્તુ એ કામનો પ્રકાર

બહાદુરમલ અનુમાનથી પણ કહી શકે તેમ નહોતું. રખેને આ રીતે મહંત પોતાને સપડાવવા માંગતો હોય એવી શંકાથી બેઉ લૂટારાઓએ બહાદુરમલને ફેરવી ફેરવીને સવાલો પૂછ્યા, પરન્તુ બહાદુરમલ કશો સંતોષકારક જવાબ આપી શક્યો નહિ. તેણે વિશેષ એટલું જ કહ્યું કે "જે સાંજે મહંત મંદારગઢથી આવ્યા, તે જ રાત્રે તેમણે મને આ કામ સોંપ્યું અને પરોઢમાં જ હું પત્ર લઇને બડા બજરંગમાંથી નીકળી પડચો."

અહીં આ વાતચીત ચાલતી હતી, એટલામાં દૂર અંધકારમાં બે વ્યક્તિઓ દેખાઈ. બહાદુરમલે ઉતાવળે પ્રશ્ન કર્યો: "કોણ છે?" મહંતે જવાબ આપ્યો. "પોતે." બેઉએ એક બીજાના સ્વર પરસ્પર ઓળખ્યા હતા. હવે મહંત તેમની તરફ વળ્યો. બીજી વ્યકિત દૂર જ ઊભી રહી. મહંત તેમની પાસે પહોંચ્યો અને તેણે જોયું કે બાપ–દિકરો બેઉ આવ્યા છે. તેણે બહાદુરમલને કહ્યું: "બહાદુરમલ! તું હવે જા. દૂર ઊભો રહે." બહાદુરમલ ગયો અને મહંત તથા લૂટારાઓને હવે પૂરી એકાંત મળી.

કીશનમલે પહેલો જ પ્રશ્ન કર્યો: "મહંત સાહેબ! આ વખતે તો કાંઇ દગો કર્યો નથી ને?"

"હું એકલો તમારી સમક્ષ ઊભો છું; મને તમારો જેટલો વિશ્વાસ છે તેટલો તમને નથી?"

જોધમલ હસીને બોલ્યો: "ખોટું ન લગાડશો મહંત સાહેબ! એ તો દૂધનો દાઝેલો છાશ ફૂંકીને પીએ છે. હવે કહો, અમને શામાટે બોલાવ્યા છે? અમારૂં આપને શું કામ પડચું છે?"

"કામ જેટલું મારૂં નથી, તેટલું તમારૂં પોતાનું છે. તમારી બહાદુરી અને ક્ષત્રીવટ જોઇને મારી એવી ઇચ્છા થઇ છે કે તમને તમારૂં દાનગઢનું પરગણું પાછું સોંપી દેવું અને તમારૂં બહારવટું એ રીતે પાર પાડવું."

"આપનો એ મોટો ઉપકાર." જોધમલ બોલ્યો.

" પણ પેલી રાંડ વિજ્જુલકુંવર વચ્ચે પડે છે. સેનાપતિ અને મંત્રીશ્વર તેના પાસામાં ઢળી પડ્યા છે અને તેઓ તેમ કરવાની ના કહે છે." મહંતે પાસા ફેંકવા માંડ્યા.

" એમ ?" જોધમલ આશ્ચર્ય દર્શાવતો બોલ્યો : " લોકો તો એમ કહે છે કે આપને અને વિજ્જુલકુંવરને હવે સારો મેળ થઈ ગયો છે, અને વચ્ચે થોડી ખટપટ ચાલી હતી પણ તેનો થોડા દિવસમાં જ અંત આવી ગયો છે."

" બહારથી તો અમારો સારો મેળ દેખાય છે, કારણકે વિજ્જુલકુંવરના ભત્રીજા કુંતલકુમારને વિલાસકુંવરનું મન જીતી લેવાને મંદારગઢમાં આવવા દેવાની મેં હા કહી છે. વિજ્જુલકુંવર પોતાના આટલા સ્વાર્થને કારણે જ મારી સાથે બહારથી સારો મેળ રાખે છે, પણ તેના અંતર્માં પોતાના ભત્રીજાને આખું મંદારગઢનું રાજ્ય અપાવવાનો લોભ લાગ્યો છે ! દાનગઢનું પરગણું તમારા હાથમાં પાછું ન જવા દેવું એ પણ તે લોભનું જ પરિણામ છે. મને તમારા પ્રતાપ તથા પરાક્રમની ખાત્રી હોવાથી તમારી સાથે સમાધાની કરવાની જ હવે ઇચ્છા છે."

કીશનમલ બોલ્યો : " ત્યારે શું સમાધાની માત્ર વિજ્જુલકુંવરના વિરોધથી જ અટકી છે ?"

" હા."

" ત્યારે એ વિજ્જુલકુંવરને પણ ચમત્કાર બતાવી દઇએ !" કીશનમલ એકદમ બોલી ઉઠ્યો.

" હા, એટલી જ હવે જરૂર છે. તમારી સાથે સમાધાની કરવા માટે હું બહુ આતુર છું, પણ મારૂં કશું ચાલી શકતું નથી એટલે હું લાચાર બન્યો છું. પણ તમે વિજ્જુલકુંવરને કેવી રીતે ચમત્કાર બતાવશો ?"

" કુંતલકુમારને જ માર્ગમાંથી રોકી પાડીએ, એટલે વિજ્જુલકુંવરને અમારી શક્તિનું ભાન થઇ જશે." કીશનમલ બોલ્યો.

" કુંતલકુમાર સાથે પાંચસો હથીયારબંધ સૈનિકો પણ આવશે."

" પાંચસો ? કશી ફીકર નહિ, અમે તેમને પહોંચી વળીશું." કીશનમલ હીંમતથી બોલ્યો.

જોધમલ તેને વારતો બોલ્યો : " એમ અવિચારીપણે ન બોલ. ગજા ઉપરાંતની વાત ન કર."

" શું આપણે પાંચસોને નહિ પહોંચી વળીએ ? "

" છાનો રહે ! " જોધમલ પુત્રને ઠપકો આપીને મહંતને કહેવા લાગ્યો : " મહંત સાહેબ ! કીશનમલ જરા ઉતાવળો છે. અમે કુંતલકુમારને માર્ગમાંથી અટકાવીને વિજ્જુલકુંવરને ચમત્કાર બતાવવા ઇચ્છતા નથી."

" બરાબર." મહંત ડાવકાઇથી બોલ્યો : " મને પણ એમ જ લાગતું હતું. કીશનમલની વાત ઘણી મોટી હતી."

કીશનમલે મહંતને કહ્યું : " ત્યારે આપ કાંઈ સહેલો માર્ગ બતાવો."

" હું માર્ગ બતાવું, પણ તમે વચન આપો કે તમે તે કરશો જ."

જોધમલ બોલ્યો : " કાંઇ વાત જાણ્યા પહેલાં અમે વચન આપતા નથી. આપ કહો, અમારાથી તે બનશે તો જરૂર માથે લઇશું."

" હા, તમારાથી બને તેવું હું તમને કહીશ, પણ હું પહેલાં કહું ને પછી તમે તે ન કરો એ ઠીક નહિ."

જોધમલ બોલ્યો : " બને તેમ હોય, પણ કરવા જેવું હોય તો જ અમે કામ માથે લઇએ, નહિ કરવા જેવું કામ અમે કરતા નથી."

" નહિ કરવા જેવું હું તમને બતાવું પણ નહિ. હું જે બતાવીશ તે તમારાથી થાય તેવું, કરવા જેવું અને તમારો લાભ જળવાય તેવું જ હશે."

" હું સમજ્યો, પણ આપ તે કામ કહી બતાવો નહિ, ત્યાંસુધી અમે વચન તો નહિ આપીએ." જોધમલે પોતાની ટેક પકડી રાખી.

" તો હું તમને કહી બતાવું." જોધમલના નિશ્ચય પાસે મહંતે નમતું આપૂતાં કહ્યું : " કુંતલકુમારને રોકવાને બદલે સહેલો માર્ગ એ છે કે તમે વિલાસકુંવરનું જ હરણ કરી જાઓ, એટલે તમારો બેડો જલ્દી પાર થઇ જશે."

કીશનમલ એકદમ બોલ્યો : "હા, એ ઠીક છે. તેને અમે બાન (બ્હાના) માં રાખીશું એટલે અમારો માર્ગ ખુલ્લો થઈ જશે."

જોધમલ પુનઃ પુત્રને વારતો બોલ્યો : "મહંત સાહેબ! એ કામ અમારાથી નહિ થાય. અમે પ્રજાને લૂટીએ અને રંજાડીએ, એ તો ઠીક, પણ રાજકન્યાનું હરણ કરીએ તો અમારે દેશ જ છોડવો પડે; અને વળી—"

કીશનમલ બોલ્યો : "એમાં દેશ શાને છોડવો પડે? કોઈ એવી જગ્યાએ સંતાડીએ કે કોઇને પત્તો જ લાગે નહિ."

"અધીરો ન થા. રાજકન્યાને લૂટારાઓની વચ્ચે રાખીએ તો મહા અધર્મ થઇ જાય."

"આપણે તેને એવી જગ્યાએ રાખીશું કે તેને કશું દુઃખ પડે નહિ અને તેની પવિત્રતા જળવાઇ રહે, પછી શી ફીકર છે?"

"મૂર્ખ છોકરા!" જોધમલ પુત્ર ઉપર ચ્હીડાતો બોલ્યો : "એ સાપનો ભારો આપણાથી જળવાય નહિ અને એવું કામ કરીએ તો આપણું ધર્મબહારવટું વટલાઇ જાય એ તું સમજે છે?"

મહંત બોલ્યો : "તેને જાળવવા માટેની ચિંતા તમારે ન રાખવી પડે તે માટેનો બંદોબસ્ત હું કરી આપીશ. પછી શું?"

જોધમલ અવાક્ બની ગયો. આ કાવતરામાં મહંતનો પૂરેપૂરો સ્વાર્થ હોવો જોઇએ એવી હવે તેની ખાત્રી થઇ. મહંત સામા ઉપર ઉપકાર કરવા કરતાં પોતાનો કાંઇ ગુપ્ત સ્વાર્થ સાધવાને વધારે આતુર છે, એ તેના સમજવામાં આવી ગયું, પણ એ સ્વાર્થ શો હશે તે જોધમલ હજી સમજી શકતો નહોતો. તે બોલ્યો : "મહંત સાહેબ! તોપણ એ કામ અમારાથી નહિ થાય."

"તો પછી તમને તમારૂં દાનગઢ મળી રહ્યું!"

"મળે કે ન મળે; અમે અમારા બળથી અમારો હેતુ સાધીશું, નહિ સધાય તો મરીશું, પરંતુ અમારા ધર્મબહારવટાને અમે અધર્મી નહિ બનવા દઇએ." જોધમલ બોલ્યો.

મહંત બોલ્યો : "જોધમલ ! ભૂલ કરો છો, હોં ! અત્યારે હાથમાં બાજી છે, તે વખતે સ્વાર્થ સાધી લ્યો, અને જ્યારે હાથમાંથી બાજી જશે, ત્યારે પસ્તાશો. માત્ર પાંચ દિવસ રાજકન્યા બાનમાં રહેશે, તેટલામાં જ તમારૂં બહારવટું પાર પડી જશે, અને પાછળથી તમારો ગજ નહિ વાગે. તમને જેર કરવાને સેનાપતિએ તૈયારીઓ માંડી છે. પેલો હરનામ નામનો જે ગુજરાતી રજપૂત છે તેને તમારી સામે થવાની બધી તૈયારી કરવાનું કામ તેણે સોંપ્યું છે. તમારા હિત માટે હું તમને એટલી બાતમી આપીને ચેતાવું છું; પછી તમારી વાત તમે જાણો."

"એ બાતમી અમારે માટે નવી નથી. રોજ રોજ અમને એવી બાતમી મળ્યા જ કરે છે અને અમે પણ સજ્જ ને સાવચેત રહીએ છીએ. પણ મહંત સાહેબ ! રાજકન્યા તો જોધમલની દિકરી છે, જોધમલ તેને હાથ નહિ અડાડે."

મહંત હસ્યો અને બોલ્યો : "ઈશ્વરસિંહે તમારા ભાઈની દીકરી ઉપર હાથ નાંખવા માટે દાનગઢની ખરાબી કરી હતી એ ભૂલી ગયા કે શું ?"

"તે હું ભૂલી ગયો નથી; પરન્તુ ઇશ્વરસિંહ ઉપરનું વેર હું આવા અધર્મથી નહિ વાળું, મહંત સાહેબ ! જો જોધમલને અધર્મ આચરવો હોત, તો તેને આટલાં વર્ષ બહારવટું ખેડીને ભટકવું ન પડત." જોધમલે પોતાનો નિશ્ચય પુનઃ કહી બતાવ્યો. એ પ્રચંડ બહારવટીયામાં પોતાના બહારવટાની તેજસ્વિતાનું અભિમાન સ્ફુરતું હોય તેવી રીતે તેનાં અંગોપાંગ ફૂલવા લાગ્યાં, અને અંધકારમાં પણ મહંતને તેની અંગસ્ફુરણાનો ભાસ થવા લાગ્યો.

"ઠીક ત્યારે, જય બજરંગ ! જોધમલ !" મહંત દબાતી છાતીએ બોલ્યો : "ભલે મારી સૂચના તમારા ધ્યાનમાં ન ઊતરતી હોય, છતાં આપણે જરાએ વેર–વિરોધ વિના જ છૂટા પડીએ છીએ હોં !"

"હા, મહંત સાહેબ !"

"અને હજી પણ વિચાર કરજો; જો એકાદ બે દિવસમાં

વિચાર બદલાય તો મને બડા બજરંગમાં જ મળજો. બે દિવસ સુધી મારો નિવાસ અહીં જ છે."

એમ કહીને મહંત ધીરે ડગલે પાછો ફર્યો. જોધમલ અને કીશનમલ ઘોડે ચઢીને ઢોલાપુરને માર્ગે પડ્યા.

## પ્રકરણ ૧૨ મું

### જેમાં મહંતને મદદગાર મળી આવે છે

મહંત હનુમંતપ્રસાદની મુંઝવણ હવે વધવા લાગી. તેણે પોતાના મનથી જે ગણત્રી કરી રાખી હતી તે પ્રમાણે જ જ્યાંસુધી બનવા લાગ્યું ત્યાંસુધી તેનો ઉત્સાહ વધતો જ રહ્યો અને તે પોતાનાં પરાક્રમોમાં પોતાની ભાગ્યરેખાનો કાંઈ દૈવી સંકેત જોવા લાગ્યો, પરન્તુ જે વખતે એ ગણત્રીની બહાર એક પછી એક બનાવો બનવા લાગ્યા, તે વખતે તે નિરાશાથી મુંઝાય તે સ્વાભાવિક હતું.

વિજ્જુલા સાથે રચેલા સંકેત મુજબ મંદારગઢના રાજ્યનો અર્ધો ભાગ તેણે બખ્તાવરમલ પાસેથી દાનમાં લખાવી લીધો હતો, તેણે કુંતલકુમારને વિલાસકુંવરની મુલાકાત માટે મંદારગઢમાં આવવા દેવાનું મંજુર કર્યું હતું, વિજ્જુલા સાથે પણ સારી સુલેહ ચાલતી હતી, પરન્તુ જ્યારે તેણે જાણ્યું કે પાછળથી બખ્તાવરમલની દાનત સલાહકારોની સલાહથી બદલાઇ છે, મંદારગઢનું અર્ધું રાજ્ય દાનમાં આપવાની તે આનાકાની કરે છે અને વિજ્જુલાના જાણવામાં આવ્યા છતાં તે પણ તે વાત પોતાથી છુપાવે છે, ત્યારે તેનું અંતર્ સળગી ઉઠ્યું. પાંડુપુરથી આવેલા ચંદૂમલ અને વિજ્જુલા વચ્ચેની બધી વાત મહંતે સાંભળી હતી અને તે વિષે કશું નહિ જાણવાનો ઢોંગ તો તેણે વિજ્જુલાનું અંતર્ માપવા માટે કર્યો હતો. પોતાનો ભાઈ લોભ કરીને હવે રાજ્યનો ભાગ આપવામાં આનાકાની કરે અને કરારને ફેરવવાનો યત્ન કરે તે વિજ્જુલાને ગમતું નહોતું, પરંતુ એ ગુપ્ત વાત

તેણે મહંતને કહી નહિ. તેને ભય હતો કે કદાચ મહંત તે જાણશે તો કુંતલકુમારને મંદારગઢમાં આવતો અટકાવશે, તે વિલાસને પરણી શકશે નહિ અને બધી બાજી અફળ જશે. તેણે આ કારણથી તે ગુપ્ત વાત મહંતને કહી નહિ, પણ મહંતે તો તે સાંભળી જ હતી, છતાં તે કુંતલકુમારને અટકાવવાનો હુકમ એકદમ કરી શકે તેમ નહોતું.

મહંત હનુમંતપ્રસાદ પોતાની જ ધારણા પાર પાડવાને ગમે તે માર્ગ લેતાં અચકાય તેવો નહોતો, પરન્તુ મહંત અને પરમ યોગી તરીકેની પોતાની પ્રતિષ્ઠા જાળવવામાં તે જરાએ પ્રમાદ કરતો નહિ. કુંતલકુમારને આવવા દેવાની પોતે જ હા કહી હતી અને તત્ક્ષણમાં તેની ના કહેવી તથા તેનું કાંઇ ભળતું જ કારણ આગળ કરવું તે પોતા સંબંધી મંત્રી–સેનાપતિ વગેરેના મનમાં સંશય ઉત્પન્ન કરવા બરાબર હતું. પોતે નિઃસ્પૃહી રીતે રાજ્યકાર્યભાર ચલાવે છે એવી મંત્રીમંડળ અને લોકોની માન્યતા હતી અને જો પુનઃ પુનઃ બદલાતા હુકમોને લીધે લોકોને પોતાના ગુપ્ત આશય સંબંધી કાંઈ શંકા ઉત્પન્ન થાય તો પોતાની પ્રતિષ્ઠાનો ભુક્કો થઇ જાય એવી ગણત્રીથી તેણે કુંતલકુમારને આવતો અટકાવવાની કશી આજ્ઞા કરી નહિ, તેમજ એક વાર વિલાસને કુંતલ વેરે પરણવાની સૂચના કર્યા પછી તેને નહિ પરણવાની બીજી સૂચના તેને કરવા જવામાં પણ તેને પ્રતિષ્ઠા-હાનિ લાગી, એટલે તેણે લગ્ન થતું અટકાવવાને જ કાંઈ નવી બાજી ગોઠવવાનું ધાર્યું. આ બાજી પાર પાડવાને તેણે બહારવટીયા જોધમલનો સહકાર સાધવાની ઇચ્છા કરી, મોટી મુશ્કેલીથી તેણે જોધમલની સાથે મેળાપ પણ સાધ્યો, પરંતુ તેથી વિલાસને તેના મહેલમાંથી ગુમ કરીને લગ્ન થતું અટકાવવાની તેની બાજી પાર પડી નહિ. તેને આશા હતી કે દાનગઢ પરગણું પાછું મેળવવાની લાલચથી લલચાઈને જોધમલ વિલાસનું હરણ કરી જવાને તૈયાર થશે, પરંતુ તેની તે આશા કેવી રીતે અફળ ગઇ તે વાચકો જાણી ચૂક્યા છે.

જોધમલ અને કીશનમલ ચાલ્યા ગયા અને મહંત બહાદુરમલ

તથા બીજા વિશ્વાસુ સેવક સાથે પાછો આશ્રમમાં આવ્યો. આખી રાત તેને ઉંઘ આવી નહિ. હાથમાં આવતું મંદારગઢનું અર્ધું રાજ્ય તેને પોતાના હાથમાંથી પાછું સરકી જતું લાગ્યું અને હવે કોઇ પણ ઉપાયે તે પ્રાપ્ત કરવાનો જ તેનો નિશ્ચય દૃઢ થવા લાગ્યો, પરંતુ વિલાસનું હરણ કરીને તેને કબજામાં લીધા વિના કશું વળશે નહિ એવી તેની ખાત્રી હતી. તેણે કાંઈ કાંઇ સંકલ્પો કર્યાં. વિશ્વાસુ માણસોની એક ટોળી એકઠી કરીને પોતે જ શામાટે વિલાસનું હરણ કરાવવું નહિ ? એવો વિચાર તેને આવ્યો, પરંતુ ઝાઝા માણસો પોતાનું રહસ્ય જાણે તો તે વધુ વખત છૂપું રહી શકે નહિ એમ તેને લાગ્યું. કદાચ કુંતલકુમારને વિલાસ પસંદ કરે તો તેને લગ્ન કરતી અટકાવવાનો તો તેની પાસે કશો માર્ગ જ નહોતો. જોધમલને ફરીથી બોલાવીને સમજાવવાનો પણ તેણે વિચાર કર્યો પરંતુ તે અડગ મનનો રજપૂત પોતાની લીધી ટેક છોડે એ તેને સંભવિત લાગ્યું નહિ. કુંતલકુમારને આવતો અટકાવવાની બીજી કોઇ તરકીબ તેને સૂઝી નહિ, ત્યારે લગ્ન થઇ ગયા પછી બખ્તાવરમલ અર્ધું રાજ્ય ન આપતાં જે કાંઈ આપે તેથી સંતુષ્ટ થઈને બેસી રહેવું, એવો માર્ગ તેને સૂઝ્યો પણ તેથી તેની લોભવૃત્તિને સંતોષ થયો નહિ.

પ્રભાત થયું. બજરંગની આરતી થઇ ગઈ. મહંત પાછો આશ્રમમાં આવીને નિરાંતે વિચાર કરતો બેઠો, એટલામાં કોઈ ઘોડેસવાર આવ્યો અને તેણે મહંતના હાથમાં એક પત્ર મૂક્યો. મહંતે સવારની સામે બારીકીથી જોયું. તે કેવળ અજાણ્યો માણસ લાગ્યો. પત્ર ફોડીને વાંચતાં મહંતની આંખો સાશ્ચર્ય આનંદથી ચમકવા લાગી. તેને લાગ્યું કે ખરેખર પોતાની ભાગ્યરેખા બળવત્તર છે ! સવારને તેણે માત્ર એટલો જ જવાબ આપ્યો : "સારૂં, કહેજે કે એ પ્રમાણે થશે." એટલો જ માત્ર જવાબ લઈને સવાર ચાલ્યો ગયો.

મધરાતે મહંત બહાદુરમલને સાથે લઇને પાછો ઢોલાપુરના નાકા તરફ ગયો. તે પાધરમાં આગળ ચાલ્યો અને ગઇ રાત્રે જ્યાં

તેને જોધમલ અને કીશનમલ મળ્યા હતા ત્યાં જ તેણે બે ઘોડેસવારને ઘોડા પરથી નીચે ઊતરીને ઊભેલા જોયા. શું જોધમલ અને કીશનમલ પોતાનો વિચાર બદલાવાને લીધે ફરીથી મહંતને મળવા આવ્યા હતા ? ના, આ વખતે જોધમલ આવ્યો નહોતો, પરંતુ કીશનમલ પોતાના એક સાથીને લઇને આવ્યો હતો. મહંત અને કીશનમલ જરા દૂર જઈને એકાંત સાધી વાતો કરવા લાગ્યા.

"મહંત સાહેબ ! મારા બાપુએ તો આપને ના કહી દીધી, પરંતુ આપે બતાવેલું કામ કરવા હું તૈયાર છું. તે વખતે જ મારો વિચાર એ કામ ઉપાડી લેવાનો હતો, પરન્તુ બાપુની હાજરીમાં હું કશું બોલી શક્યો નહોતો. બોલો, આપની શી આજ્ઞા છે ?"

"સાબાશ, કીશનમલ ! તારા બાપુ કરતાં તારામાં વધુ હિંમત છે એવી મારી ખાત્રી થઇ છે. પણ તું આ કામ માથે લઇશ અને જોધમલ તે જાણશે તો તારા કામની આડે નહિ આવે ?"

કીશનમલ બોલ્યો : "હું તેમને ખબર જ પડવા દઇશ નહિ. મારા પોતાના સાથીઓ કાંઇ ઓછી હિંમતવાળા નથી, એટલે હું વિલાસકુંવરને તેના મહેલમાંથી ઉંચકી લાવીને એવે ઠેકાણે છુપાવી દઇશ કે આપ પણ તે જાણીને આશ્ચર્ય પામશો."

"ધન્ય છે તારી હિંમતને ! પણ તારા બાપને ધર્મબહારવટાનું ભૂત વળગ્યું છે. તું વિલાસને પકડીને છુપાવીશ અને તારો બાપ તેને છોડી દેશે તો ? તેને તે વાતની ખબર પણ નહિ પડવા દેવા તું શું કરીશ ? તારી ગુપ્ત જગ્યાઓ તારા બાપની પણ જાણમાં તો હશે ને !"

"હા, અને મારા બાપુ તમે કહો છો તેમ કરે તેવા પણ છે ખરા." કીશનમલ વિચારમાં પડી જતો બોલ્યો : "તો મારા બાપુને પણ ખબર ન પડે એવી કોઇ છૂપી જગ્યા આપ બતાવો."

"ઠીક, એવી જગ્યાની તજવીજ હું કરી રાખીશ; પણ બોલ, તું કેવી રીતે આ ગોઠવણ પાર પાડીશ ?"

"મંદારગઢના પાધરમાં વિલાસકુંવરનો મહેલ મેં જોયો છે.

હું કોઇ પણ ઉપાયે ત્યાંથી વિલાસકુંવરને ઉપાડી જઇશ. જો કાંઇ કમટયુક્તિથી તેને નહિ ઉપાડી શકાય તેમ લાગશે તો હું મહેલ ઉપર હલ્લો કરીને પણ તેને છોડીશ નહિ, પછી શું ?"

"પણ જો, મહેલમાં બધાં મળીને પચાસેક માણસો રહે છે. મહેલને બીજે માળે ઓતરાદી પાંખમાં ત્રણ ઓરડા છે. તેમાંનો વચલો ઓરડો વિલાસના શય્યાગૃહનો છે, પહેલો ઓરડો તેનો બેસવા ઉઠવાનો છે અને ત્રીજો ઓરડો તેની દેવપૂજાનો છે. તારા ખ્યાલમાં એ વાત આવી ?"

"બરાબર આવી. આપ કહો છો તે ત્રણે ઓરડા મારા ખ્યાલમાં આવી ગયા. મહેલને મેં બહારથી જોયો છે, પણ આપે કહ્યું તે ઓરડાની પાછળની બારીઓ મારા ખ્યાલમાં બરાબર આવી ગઇ. એ ત્રણ ઓરડાને મળીને છ બારીઓ છે, બારીઓ પત્થરના કઠેરા અને છજાવાળી છે, વચ્ચેની બે બારીઓ ઉપર પાસેના બગીચા-માંથી ફુલવેલ ચડાવી છે, બોલો એ જ ને ?"

"સાબાશ, સાબાશ ! તારો ખ્યાલ બરાબર છે."

કીશનમલ ગર્વથી બોલ્યો : "કેમ ખ્યાલ ન હોય ? એ તો બહારવટીયાની આંખો છે. એક વાર જે સ્થાન જૂએ તે તેના ખ્યાલમાં તુરત જ જડાઇ જાય."

"ઠીક, ત્યારે હવે તું તારી તૈયારી કરવા માંડ, પરન્તુ તારા બાપને કશી ખબર પડવા દઇશ નહિ."

"નહિ ખબર પડવા દઉં, પણ વિલાસકુંવરને ઉપાડીને પછી હું રાખીશ ક્યાં ?"

"એ વ્યવસ્થા હું કરીશ." મહંતે કહ્યું.

"પણ આપ પછી મને ન મળો તો મારે શું કરવું ? હું કેવી રીતે જાણું કે આપે તેને માટે ક્યાં વ્યવસ્થા કરી છે ?"

મહંત વિચારમાં પડ્યો. તેણે ખૂબ વિચાર કર્યો. છેવટે કહ્યું: "જે સ્થાને વિલાસને પકડીને રાખવાની છે, તે સ્થાન મારા એક

માણુસે જોયું છે. તે માણુસને જ હું તારા તાબામાં સોંપું છું. જ્યારે વિલાસને તું કબજે લઇશ, ત્યારે તે માણુસ તને એ સ્થાને લઇ જશે."

કીશનમલ સમજ્યો ખરો કે મહંત અત્યારથી પોતાને એ સ્થાન બતાવવા માંગતો નથી, પરન્તુ તેને તે માટે કશો વાંધો નહોતો. તે બોલ્યોઃ "તો ભલે, એ માણુસને મારી સાથે અત્યારે જ મોકલો. અને એક બીજી વિનતિ આપને કરવાની છે. મંદારગઢમાં જઇને ફરવા માટે મારા માણુસને મારે નવાં કપડાં આપવાં પડશે અને મારા બાપુથી છૂપું કામ કરવાનું છે તેથી આપ મને થોડા સોનૈયા આપો તો ઠીક."

"ભલે આપીશ, પરન્તુ દાનગઢનું પરગણું પાછું મળે એટલે તારે એ ઉછીની રકમ મને પાછી આપી દેવી પડશે, હોં! આ તો મંદિરની મીલકત છે, તે તારાથી ખાઇ જવાય નહિ."

"નહિ, નહિ, હું જરૂર એ સોનૈયા આપને પાછા ભરી આપવાનો; અરે, દાનગઢ મળ્યા પહેલાં જ મારા હાથમાં આવશે તો હું મંદિરની ઉછીની લીધેલી રકમ પાછી આપી દઇશ."

"ઠીક ત્યારે, હું પેલા બહાદુરમલને જ સોનૈયા લઇને તારી સાથે મોકલું છું." એમ કહીને મહંત પાછો ફર્યો.

કીશનમલને બે ઘડી સુધી ત્યાં રાહ જોઇ રહેવું પડયું. એટલામાં બહાદુરમલ ઘોડા પર સવાર થઇને આવ્યો. મહંતે તેને બધી સૂચના કરી હતી અને બસો સોનૈયા પણ તેની સાથે મોકલ્યા હતા. કીશનમલને મહંત એકવચની, ટેકીલો અને પરગજુ લાગ્યો! બહાદુરમલને સાથે લઇને તે પોતાના રહેઠાણ તરફ ઉપડી ગયો. આ વખતે બહાદુરમલની આંખે પાટા બંધાયા નહિ.

## પ્રકરણ ૧૩ મું

### કુંતલકુમારના નગરપ્રવેશની સાંજ.

મહંત હનુમંતપ્રસાદ બડા બજરંગથી મંદારગઢમાં પાછો આવ્યાને ચાર દિવસ થઇ ગયા છે. આજે સાંજે કુંતલકુમાર પોતાના

પાંચસો સૈનિકો સાથે મંદારગઢમાં આવી પહોંચવાનો છે. મહંતે તેના ઊતારા તથા આગતાસ્વાગતા માટે સારી તૈયારીઓ કરાવી રાખી છે. સેનાપતિને રાજ્યના થોડા પ્રતિષ્ઠિત નાગરિકો તથા સૈનિકો સાથે કુંતલકુમારનો સત્કાર કરવાને તેણે સામો મોકલ્યો છે. રાજાજીના મૃત્યુના શોકને લીધે નગર શણગારવામાં આવ્યું નથી, પરન્તુ તે સિવાય કુંતલકુમારના સત્કારની સુંદર તૈયારીઓ મહંતે કરાવી રાખી છે અને વિજ્જુલાને મહંતનો મનોભાવ બદલાયાની જરા પણ ગંધ ન આવે તેવી રીતે વર્તવાની તેણે સાવચેતી રાખી છે!

નગરની અંદરના મહાલયના એક ભાગમાં કુંતલકુમારના ઊતારાની વ્યવસ્થા છે. તેના બધા સૈનિકોની વ્યવસ્થા પણ રાજ્ય-મહાલયની નિકટનાં બીજાં સ્થાનોમાં કરવામાં આવી છે. સવારીમાં એક હાથી છે અને પાંચસો ઘોડા છે, તે બધાની વ્યવસ્થા રાજ્યની હસ્તીશાળા અને અશ્વશાળામાં કરવામાં આવી છે. કોઇને કશી પણ અડચણ ન પડે તેવી મહંતે સૌ નોકર–ચાકર અને રાજકર્મચારી-ઓને આજ્ઞા ફરમાવી છે. કુંતલકુમારના સત્કારની આવી સુંદર તૈયારી જોઇને વિલાસના મનમાં ઉત્સુકતા પણ જન્મી ચૂકી છે.

"હરનામસીંગ! પિતાજી કુંતલકુમારનો સત્કાર કરવાને સામૈયું લઇને ગયા, અને તમે સાથે કેમ ન ગયા?" રાધાએ હરનામ-સીંગને પોતાને ત્યાં આવતો જોતાં જ પ્રશ્ન કર્યો.

"મને કહ્યું હોત તો હું જાત; પણ સામૈયામાં કાંઇ ઝાઝા માણસોનું કામ નહિ. મારૂં ચિત્ત લૂટારાઓને જેર કરવાની તૈયારીઓમાં એટલું ગુંથાઇ ગયું છે કે સામૈયામાં જવાનું મને ગમત પણ નહિ."

"શું હજી પણ તમારી તૈયારીઓ પૂરી થઇ નથી?"

"એક રીતે કહું તો તૈયારીઓ પૂરી થઇ છે અને બીજી રીતે કહું તો તે અધૂરી છે. પણ હમણાં લૂટારાઓની કાંઇ રંજાડ સંભળાતી નથી અને કુંતલકુમારના સત્કારની તૈયારીઓ પાછળ સૌ મંડી પડ્યા છે એટલે તે બાજુએ પિતાજીનું ધ્યાન ઓછું થયું છે."

રાધા અને હરનામ આ પ્રમાણે વાતો કરતાં સેનાપતિની બેઠકના ઓરડા તરફ વળ્યાં. સેનાપતિ ઘેર નહોતો. સાંજ પડવાની તૈયારી હોવાથી ચાકર બેઠકમાંના દીવાઓમાં દીવેલ પૂરતો હતો. હરનામ બેઠકમાં જઇને એક ગાદી પર બેઠો અને રોજ જ્યારે તે આવતો ત્યારે સેનાપતિની ગેરહાજરીમાં તેની રાહ જોઈને વિચાર કરતો બેસી રહેતો, તેવી રીતે તે આજે પણ તકીયાને અઢેલીને ગુપચુપ બેઠો. રાધા બારણામાં સહજ ઊભી રહી. થોડી ક્ષણો ચુપકીમાં પસાર થઇ ગઈ. એ ચુપકીનો ભંગ કરતી રાધા બોલીઃ "અરે હાં, હરનામસીંગ! પેલી કટારીનું મૂલ્ય લેવાની તમે કેમ ના કહો છો ?"

"મેં એ કટારી વેચવા માટે કાંઇ ખરીદી નહોતી; તમને તે ગમી એટલે મેં તમને તે ભેટ આપી છે એમ જ સમજી લેજો."

"એ તો માંગી લીધેલી ભેટ કહેવાય! ના, એ નહિ ચાલે; જો તમારે પૈસા ન લેવા હોય તો હું તમને તમારી કટારી પાછી આપીશ."

"એમ તમે ઉતાવળાં શાને થાઓ છો?" હરનામ બોલ્યોઃ "તે કટારી તમારી પાસે રાખો; તમારે તેનું મૂલ્ય આપવું જ હશે તો હું તેના મૂલ્યના બદલામાં તમારી પાસેથી વળી કાંઈ વસ્તુ મારી મેળે ભેટ માંગી લઇશ!" હરનામે શાન્ત અને ઠાવકા સ્વરે કહ્યું.

રાધાની આંખમાં આનંદ વસ્યો. એ આનંદની છટા તેના ઓઠ અને મુખરેખાઓમાં પણ પ્રતિબિંબિત થઇ. ચાકર એ ઓરડાના દીવાઓમાં દીવેલ પૂરીને બીજા ઓરડામાં ગયો, એટલે રાધા બોલીઃ "હરનામસીંગ! એક સવાલ હું પૂછું તેનો સાચો જવાબ દેશો?"

હરનામનાં રોમ કંપ્યાં. સેનાપતિની પુત્રી સાથેના વર્તનમાં, વાતચીતમાં, તે ઘટતી મર્યાદા રાખીને વર્તતો હતો અને રાધા અત્યારે પોતાની સામે ઊભી રહીને એકાંતમાં કાંઈ ગંભીર વાતચીતની પ્રસ્તાવના કરી રહી હતી, તેથી જ તેણે કંપ અનુભવ્યો. રાધાનો જે કાંઇ થોડો–વધુ પરિચય તેને અત્યારસુધીમાં થયો હતો તે ઉપરથી

તે એ બાળાના ખીલતા મનોભાવને ઓળખવા લાગ્યો હતો અને જાણ્યે અજાણ્યે તેનાથી પણ સુકોમળ મનોભાવ પ્રકટ થઈ ગયો હતો, પરન્તુ ઉભયે પોતપોતાના મનોભાવના પ્રકટીકરણ ઉપર સજ્જડ અંકુશ રાખ્યો હતો, એટલે એક રાજપૂત કુટુંબનાં માન-મર્યાદાનું ઉલ્લંઘન થએલું કોઇને હજીસુધી લાગ્યું નહોતું. અત્યારે રાધાએ કેવળ એકાંતમાં હરનામને પૂછ્યું: "એક સવાલ હું પૂછું, તેનો સાચો જવાબ દેશો?" તે ઉપરથી હરનામને લાગ્યું કે રાધાના હૃદયભાવની આડેનો પડદો હવે તૂટવાની તૈયારીમાં છે, અને તે જ તેના રોમની કંપારીનું કારણ હતું. હરનામે ધબકતે હૈયે જવાબ આપ્યો: "ભલે પૂછો."

"ત્યારે તમારા ભાઈ સાયરસીંગ અને અમારાં રાજકન્યા વિલાસકુંવર પર્વત ઉપર રોજ સહવારે મળે છે અને કાંઇ કાંઇ વાતો કરે છે એ વાત ખરી?" રાધાએ પૂછ્યું.

હરનામ ચમકી ગયો. તેણે ધાર્યું હતું તેથી કેવળ જૂદો જ રાધાનો પ્રશ્ન નીકળ્યો, અને એ પ્રશ્ન એવો હતો કે જે વિષે હરનામ કશો જવાબ આપી શકે તેમ નહોતું, કારણકે તે કશું જાણતો નહોતો. તે બોલ્યો: "રાધાકુંવર! તમે એ ક્યાંથી જાણ્યું? હું તો તે વિષે કશું જાણતો નથી!"

"કોઇ જાણતું નહોતું; હજી ગઈ કાલે જ મારા સાંભળવામાં એ વાત વિલાસકુંવરના એક ભોઇ પાસેથી આવી. રાજકુંવરી રોજ વ્હેલાં પર્વત ઉપર ફરવા જાય છે એ તો સૌ કોઇ જાણે છે; તમારા ભાઇ પણ ફરવા જતા હશે."

"હા, રોજ તે પણ પરોઢમાં ઉઠીને ફરવા જાય છે અને તે પહાડ ઉપર જ જતો હશે; પણ બીજું કશું હું જાણતો નથી અને પહાડ ઉપર રાજકુમારી તથા સાયરનો મેળાપ થાય છે તે તો આજે પહેલવહેલું જ મેં તમારી પાસેથી સાંભળ્યું. વારુ, તમે પોતે તો એવો મેળાપનો પ્રસંગ નજરે જોયો નથી ને?"

"ના, પણ જે ભોઈએ વાત કહી તેણે એ દૃશ્ય પોતાની નજરે જોયું હોવાનું તે કહે છે." રાધાએ કહ્યું.

હરનામ વિચારમાં પડી ગયો. કેટલાક દિવસથી સાયરની અન્યમનસ્કતા વધી હતી તેનું કારણ આ જ હોવું જોઈએ તે હરનામના ધ્યાનમાં હવે આવ્યું. તેનાં ચિત્રો, તેનો સ્વભાવ, તેની વાતચીત, ઇત્યાદિમાં જે કાંઈ ફેરફાર થએલો હરનામ અનુભવી ચૂક્યો હતો તે ફેરફારનું કારણ તેને સમજાયું.

કેટલીક વારે હરનામ બોલ્યો: "તમે કહો છો તે વિષે હું કશું જાણતો નથી. પણ કદાચ તમે કહો છો તે ખરૂં હોય તો પછી શું?"

"તો બીજું કશું નહિ. પણ તમારૂં અને તમારા ભાઈનું અહિત થશે એવો મને ભય રહે છે. તેથી તમારે કદાચ આ રાજ્યની નોકરી છોડવી પડશે અને અહીંથી ચાલ્યા જવું પડશે. મહંતની અને વિજ્જુલકુંવરની ઇચ્છા એવી છે કે કુંવરી કુંતલકુમારને જ પરણે; એટલે જો મહંતને આ વાતની ખબર પડશે તો તમારી અને તમારા ભાઈની ઘડીઓ ભરાઈ ચૂકી સમજવી."

"રાજકુંવરી કુંતલને પસંદ કરશે તો જ તે તેને પરણશે ને ?"

"એ સાચું; પણ એ લગ્નની આડે સાયરસીંગ કંટકરૂપ હશે તો ?"

"તો અમારે અહીંથી હદપાર થયે જ છૂટકો. શું તમને એમ લાગે છે ખરૂં?

"વિલાસકુંવરની હું સખી છું પણ તેમનું દિલ હું પણ કળી શકતી નથી; પણ તમારા ભાઈએ એટલું તો સમજવું જોઈએ કે ક્યાં મંદારગઢની રાજકન્યા અને ક્યાં પોતે ?"

"એ તો હું પણ સમજું છું; પણ મારી કે તમારી હજી પૂરી ખાત્રી નથી કે વિલાસકુંવર અને સાયરનો મેળાપ ખૂબ વધી ગયો છે. તે પહેલાં મારાથી તેને કાંઈ કહી શકાય કેમ ? તે સ્વભાવનો તીખો છે અને કદાચ વાત તદ્દન ખોટી હોય તો ?"

"તો આપણે બેઉ જણાં તે વાતની ખાત્રી કરીએ, પછી કેમ ?"

"હા, તો પછી હું સાયરને ઠપકો પણ આપી શકું."

"ત્યારે સાંભળો, અરૂણોદય પહેલાં રાજકુંવરી પહાડ પર ફરવા ચાલ્યાં જાયછે, તેમની પાછળ હું અને તમે બેઉ જઇએ."

"સાયર તો તેથીએ વહેલો ઘેરથી નીકળી જાય છે."

"ત્યારે એમ કરો; તમે સાયરસીંગની પાછળ ગુપચુપ ઘેરથી નીકળી જજો અને પહાડ ઉપર ચડવાના રસ્તાની બાજુએ પેલું શિવ-મંદિર છે, તેની પાછળ છુપાઇને બેસજો. હું આજે વિલાસકુંવરના મહેલમાં જઇશ નહિ પણ અહીં જ રહીશ અને અહીંથી જ પાલખીમાં બેસીને પરોઢમાં પહાડ તરફ નીકળી પડીશ. શિવમંદિરેથી આપણે સાથે નીકળીને ખરો પ્રકાર નજરોનજર જોઈશું; કેમ, એ ઠીક છેને ?"

"હા, એ ઠીક છે. એક વાર કાને સાંભળેલી વાતની ખાત્રી નજરે જોવાથી થાય, તો પછી મારે કરવું ઘટતું હું કરૂં. પણ મારી એક વિનતિ છે."

"શી વારૂ ?"

"આ યોજના તમે પિતાજીને કાને નાંખજો; નહિતો જે શંકા આજે તમને રાજકુમારી અને સાયર માટે આવે છે તે તમારા પિતા-જીને મારા અને તમારા માટે આવશે."

રાધા સ્મિત સ્ફુરાવતી બોલી : "તે માટે હું ગોઠવણ કરીશ; પણ આ ગોઠવણ મુજબ પરોઢમાં ઘેરથી નીકળવાનું ભૂલશો નહિને ?"

"નહિ ભૂલું, જરૂર નીકળીશ."

એટલામાં નોબતડંકો વાગતાં સંભળાવા લાગ્યાં. "લ્યો, કુંતલ-કુમારની સવારી નગરમાં પણ આવી પહોંચી" એમ બોલતી રાધા દોડીને ગોખમાં સવારી જોવા ઊભી. હરનામ પણ બેઠકની બારીમાં ઊભો રહીને સવારી જોવા લાગ્યો.

# પ્રકરણ ૧૪ મું

## રાજકુંવરીની મુલાકાતે

કુંતલકુમારની સવારી ઊતરી ત્યારે સાંજ પડી ગઇ. તેની સાથેનાં માણસો, વાહનો, હાથી, ઘોડા વગેરે પોતપોતાનાં સ્થાન પર ગોઠવાઇ ગયાં. કુંતલકુમારે પ્રવાસનો પરિશ્રમ ઊતારવાને ગરમ પાણીથી સ્નાન કર્યું એટલામાં ભોજનની વરધી આવી અને સાથે સમાચાર આવ્યા કે ભોજન પછી તુરત જ રાજકન્યા વિલાસકુંવરને મહેલે જવાનું નિમંત્રણ આવી ચૂક્યું છે. કુંતલકુમારના અંતરમાં ઉમંગ વ્યાપ્યો. એ ઉમંગના ઉભરામાં તેનાથી માત્ર થોડું જ જમી શકાયું અને તે તુરત ભોજનકાર્યથી નિવૃત્ત થઇ ગયો. હજી તો તે તાંબુલ ગ્રહણ કરે છે એટલામાં ચાકરે ખબર આપી: "કુમારશ્રી! વિલાસકુંવરને મહેલેથી આપને માટે પાલખી આવી છે."

"પાલખી?" કુમારે આશ્ચર્ય વ્યક્ત કરતાં પૂછ્યું.

"જી હા, પાલખી આવી છે."

"ઠી......ક; હું પત્રિકા લખી આપું છું તે રાજકુમારીને મોકલો અને એ પાલખીને પાછી કાઢો." એમ કહી કુંતલકુમાર પત્ર લખવા બેઠો. પત્રમાં તેણે માત્ર એક દુહો લખ્યો:

"ક્ષત્રિયને છાજે નહિ, પાલખી ને પગથાર,
"હાથી હોદ્દા ન્હોય તો, પવનવેગી તોખાર."

પત્ર લખીને જેવો તે ચાકરને આપવા જાય છે, તેવી જ તેની ફોઇ વિજ્જુલકુંવર ત્યાં આવી પહોંચી અને ભત્રીજાના ઓવારણાં લઇને બોલી: "કેમ, કુંવર! હવે રાજકન્યાની મુલાકાતે જાઓ છો ને?"

કુંતલ બોલ્યો: "ફોઇબા! તમારાં વિલાસકુંવરે પ્રારંભથી જ મારી પરીક્ષા કરવા માંડી છે! જાણે કે હું વૃદ્ધ હોઉં, કિંવા ઘાયલ થએલો સૈનિક હોઉં, તેમ મારે માટે રાજકન્યા પાલખા મોકલે છે! શું હું એવી રીતે તેમની ચતુરાઇથી અંજાઈ જઇશ? જુઓ, મેં આ

પત્રિકા લખી છે અને હું પાલખી પાછી મોકલું છું." એમ કહી કુંતલે પત્ર વિજ્જુલાના હાથમાં આપ્યો. વિજ્જુલા તે વાંચીને આનંદપુલકિત થઇ. પોતાનો ભત્રીજો ખૂબ ચતુર છે, વિલાસની ચતુરાઇને પહોંચી વળે તેવો છે, એવી તેની પહેલેથી જ ખાત્રી થવા માંડી. તેણે હસતે વદને પત્ર કુંવરના હાથમાં પાછો આપ્યો અને કહ્યું: "ભલે બાપુ! પાલખીમાં જવું ન છાજે તો હાથીને હોદ્દે જજો. મંદારગઢના રાજ્યમાં કાંઇ હાથીના તોટા નથી."

પાલખી પાછી કાઢવામાં આવી અને પત્રિકા વિલાસકુંવરને મોકલવામાં આવી. વિજ્જુલા અને કુંતલ વાતો કરતાં પત્રિકાના વળતા જવાબની રાહ જોવા લાગ્યાં. વિજ્જુલકુંવર શિખામણ આપવા લાગી: "જો ભાઈ! વિલાસ તો અત્યંત ચતુર કુંવરી છે. તેની સાથે વાતચીતમાં, વર્તનમાં તારે ખૂબ સાવચેતી રાખવાની છે. તેના દિલને શું રૂચે છે તે કળી લઇને જો તું વર્તીશ તો તારો બેડો પાર થશે, અને–" વિજ્જુલા અત્યંત ધીમેથી બોલી: "તારા નાનપણથી મેં તને મંદારગઢનું રાજ્ય અપાવવાનો સંકલ્પ કર્યો છે તે મારો સંકલ્પ પાર પડશે."

"ફોઇબા! એ નાનપણનો હાથીના રમકડાનો ઝગડો અને તમે મને તે વખતે આપેલું વચન હજી મને સાંભરે છે. તમારા તે સંકલ્પને જ પાર પાડવાને અને મારૂં હિત કરવાને તમે મથી રહ્યાં છો, તે હજી થોડા વખત પૂર્વે જ મારા ધ્યાનમાં આવ્યું છે, પણ ખાત્રી રાખજો કે કુંતલ તમારા પરિશ્રમને અફળ નહિ જવા દે અને તમારા સંકલ્પને અણપૂરાયલો નહિ રહેવા દે! એક વાર મને વિલાસકુંવરની સમીપે તો જવા દો, પછી જૂઓ કે હું તેને આંજી નાંખું છું કે નહિ?"

"સાબાશ, કુંવર! તારી હિંમતને તો હું ધન્યવાદ આપું છું, પણ જોજે, એ હિંમત અને આત્મવિશ્વાસનો અતિરેક ન થઇ જાય." વિજ્જુલા એ પ્રમાણે શિખામણનાં બે વચનો કરી રહી, એટલામાં તો વિલાસકુંવર તરફના જવાબની પત્રિકા ફરી વળી. એ પત્રિકામાં લખ્યું હતું:

"ઉંચા હાથીડા ઉપરે, ઉંચી અંબાડી સ્હોય,
"ઉંચ બેસણે બેસતાં, દિલ દીઠાં ન ઉંચાં કોય.

" વાયુવેગી ઘોડલા, તગતગે તેજીદાર,
(પણ) " તેજી ખીલે તોખારની, જો હોય તેજ અસવાર. "

પોતાની પત્રિકાનો આ જવાબ વાંચતાં જ કુંતલકુમારનું મ્હોં લેવાઇ ગયું. પોતાનો આત્મવિશ્વાસ અને હિંમત ગળી જતાં હોય એમ તેને લાગ્યું. જે રાજવંશી ઔપચારિકતાને કુંતલકુમાર મોટા મૂલ્યની સમજતો હતો, તે ઔપચારિકતાને વિલાસ કેવળ મૂલ્યહીન સમજતી હતી, એવું તે સ્પષ્ટ રીતે જોઇ શક્યો. વિલાસકુંવરની પાસે પોતાના સુંદર રૂપની, મૂલ્યવાન આભૂષણોની, કે અનુપમ ચાતુરીની કેવી કિંમત અંકાશે તે વિષે તેને સંદેહ પડવા લાગ્યો.

કુંતલકુમારનો એ સંદેહ અમૂલક નહોતો. વિલાસ તો પોતાના ભાવિ પતિના દિલની પરીક્ષા કરવા ઇચ્છતી હતી: તેના નર્યા ચાતુર્યની, તેની એકલી વિદ્યાની, તેની કેવળ રૂપસુંદરતાની નહિ.

કુંતલકુમારે છેવટે વિલાસે પુનઃ મોકલેલી પાલખીમાં જ તેની મુલાકાતે જવાનું સ્વીકારી લીધું. ચાર માણસોને પોતાના અંગરક્ષકો તરીકે સાથે લીધા. એકાદ પ્રહર રાત્રિ વીતી ગઈ હતી અને સુદી ચોથનો ચંદ્ર ઉદય પામીને અસ્ત થઇ ચૂક્યો હતો એટલે માર્ગમાં અંધકાર હોવાને લીધે બે મશાલચીને પણ સાથે રાખ્યા. વિલાસના મહેલમાં જઇ પહોંચતાં જ સેવકોએ રાજકુમારનો સત્કાર કરીને તેને એક સુંદર ખંડમાં બેસાડ્યો અને તેની સાથેના માણસોને બીજે સ્થાને બેસાડ્યા. થોડી ક્ષણોમાં કુમારની પાસેથી બધા સેવકો ચાલ્યા ગયા અને માત્ર કુંતલકુમાર એકલો જ ત્યાં રહ્યો. હવે થોડી વારમાં જ રાજકુમારીની સમીપે પોતાને લઇ જવાને કોઇ આવશે એવી આતુરતામાં તે ત્યાં વિચારનિમગ્ન ચિત્ત બેસી રહ્યો.

થોડી વારમાં એક જુવાન દાસી કુમારની સમીપે આવીને ઊભી રહી અને બે હાથ જોડી નમન સૂચવ્યું. દાસીની ઉમર સત્તરેક વર્ષની હશે. તેનાં અંગોપાંગ સુંદર હતાં, પરન્તુ તેનાં વસ્ત્રો ઉપરથી તેનું દાસીત્વ કુમારના ધ્યાનમાં આવી ગયું. તે વિનયપૂર્વક બોલી:

"મહારાજ! અમારાં કુંવરીબા શણગાર સજવામાં રોકાયાં છે, એટલે આપને મળવા બોલાવતાં જરા મોડું થાય તો ક્ષમા કરશો એવું એમણે મારી સાથે કહાવ્યું છે."

"કાંઇ ચિંતા નહિ, દાસી." કુમારે જવાબ આપ્યો. તેણે પોતાનું ધ્યાન એ ખંડની દિવાલ ઉપર લટકાવેલા એક ચિત્ર તરફ દોર્યું.

દાસી બોલી: "આપને કાંઇ વસ્તુ જોઇતી હોય તો આણી આપું. આપે જળપાન કર્યું?"

"હા; મને બીજી કોઇ વસ્તુની જરૂર નથી. જે થોડો વખત અહીં થોભવું પડશે તેટલો વખત આ ચિત્રો જોઇને હું વિતાડીશ."

દાસી આનંદથી સ્મિત કરતી બોલી: "આ ખંડમાંનું જે ચિત્ર અમારાં બાસાહેબને બહુ જ પ્યારૂં છે, તે જ ચિત્ર તમે જોઈ રહ્યા છો!"

"એમ કે?" કુંતલકુમાર આશ્ચર્ય વ્યક્ત કરતો બોલ્યો: "આ ચિત્ર રાજકન્યાને બહુ પ્યારૂં છે કે? એક પારધી પારેવાં તરફ તીર તાકી રહ્યો છે તે જ આ ચિત્ર છે! આ ચિત્રમાં મને તો કાંઇ ખાસ સુંદરતા લાગતી નથી."

"પણ અમારાં બાસાહેબને તો એ જ ચિત્ર પ્યારૂં લાગે છે."

"નવાઇની વાત છે! મને લાગે છે કે આ ચિત્ર દોરનાર કોઇ મૂર્ખ હોવો જોઇએ. ચિત્રમાં આલેખવામાં આવેલા જંગલ ઉપરથી હું કહું છું કે તેમાં અનેક તરેહનાં પ્રાણીઓ વસતાં હોવાં જોઇએ, અને હા, પેલા ખૂણામાં તો બે હરણાં પણ આલેખેલાં છે. એવાં પ્રાણીઓનો શિકાર છોડીને બે પારેવાંનો શિકાર કરવામાં વખત ગાળનાર પારધી તો મૂર્ખ જ કહેવાય; પણ—પણ-એવો કોઈ પારધી મૂર્ખ હોય જ નહિ; પારધીને નહિ ઓળખનાર અને આવો વિચિત્ર દેખાવ આલેખનાર ચિત્રકાર જ મૂર્ખ હોવો જોઇએ."

દાસી બોલી: "શી ખબર? ત્યારે એ ચિત્ર કેમ કુંવરીબાને પ્યારૂં લાગતું હશે તે સમજાતું નથી. અને મહારાજ! પારધીને જોતાં જ પારેવાં પોતાનો પ્રાણ બચાવવાને ઉડી જાય ખરાં કે નહિ?"

"અવશ્ય ઉડી જાય. આવો બનાવ તો કદી બને જ નહિ. માત્ર ચિત્રકારે પોતાની કલ્પના પ્રમાણે ચિત્ર દોર્યું છે, પરન્તુ પક્ષીઓના જીવનનો અને લક્ષણનો તેને જરાએ અનુભવ કે અભ્યાસ હોય તેમ લાગતું નથી." કુંતલકુમારે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

દાસી ક્ષણભર ચૂપ ઊભી રહી અને બોલી: "હું કુંવરીબા પાસે જઇને આપને ફરીથી ખબર કહાવું છું."

"ભલે." કુંતલ પુનઃ એ જ ચિત્રનું નિરીક્ષણ કરવામાં ગુંથાયો.

થોડી વાર થઈ અને એ જ દાસી પાછી કુંતલકુમાર પાસે આવી. આ વખતે તેના હાથમાં કુંચીઓનો એક મોટો ઝુમખો હતો. તેણે કહ્યું: "કુમારશ્રી! અમારાં કુંવરીબાએ આપને તેમની પાસે લઇ જવા માટે મને મોકલી છે, તો આપ મારી પાછળ પાછળ પધારો." કુમાર ઉઠ્યો અને દાસીની પાછળ પાછળ ચાલવા લાગ્યો. દાસીએ એક ઓરડાનું તાળું ઉઘાડયું અને પછી બારણાં ઉઘાડયાં. દાસીએ ઓરડામાં પગ મૂકીને કહ્યું: "પધારો મહારાજ!" ઓરડામાં ગાઢ અંધકાર હતો અને દાસીના હાથમાં પણ દીવો નહોતો, એટલે કુમાર બોલ્યો: "અહીં તો અંધારૂં છે."

દાસી બોલીઃ "હા મહારાજ, અંધારૂં તો છે, પરન્તુ હું આપની સાથે છું એટલે આપે ચિંતા રાખવાની નથી."

કુંતલકુમાર દાસીના આવા જવાબથી બહુ નવાઇ પામ્યો. "દીવો લઇ આવીને અજવાળું કરવાને બદલે તેણે તો જવાબ આપ્યો કે "હા, અંધારૂં તો છે," એટલે શું? શું આ સ્થાનની ગુપ્તતા જાળવવા માટે મને અંધકારમાં જ લઇ જવાની રાજકુમારીની સૂચના હશે?" આવા તર્કવિતર્ક કરતો તે અંધકારમાં ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. એટલામાં દાસીએ બીજું તાળું ઉઘાડયું હોય એવો અવાજ કુમારને કાને આવ્યો એટલે તે સમજ્યો કે અહીંથી હવે બીજા ઓરડામાં દાખલ થવાનું છે. દ્વાર ઉઘડયું, તો બીજા ઓરડામાં પણ એકસરખો અંધકાર! પોતાના હાથમાંની તલ્વારથી માર્ગ શોધતો

કુંતલકુમાર બહુ સંભાળથી આગળ વધતો હતો અને ઓરડાનો ઉંબરો આવતાં ધીમેથી પગ ઉંચકીને ઉંબરો ઓળંગતો હતો. દિશાભૂલ ન થાય તેટલા॰માટે દાસી તેને માર્ગદર્શન કરાવતાં બોલતી: "આ તરફ પધારો મહારાજ!" અને કુંતલકુમાર અંધ મનુષ્યની પેઠે સ્વરદિશા પારખીને આગળ વધતો હતો. એમ એક પછી એમ નવ ઓરડા અંધકારમાં ઓળંગ્યા પછી છેવટે દસમો ઓરડો આવ્યો અને તેમાં સહજ પ્રકાશનું દર્શન થયું.

પ્રકાશનું દર્શન થતાં જ કુંતલકુમારે છૂટકારાનો દમ લીધો. દાસીએ તેને એક સુંવાળા આસન પર બેસવા સૂચવ્યું એટલે તે ત્યાં બેઠો અને તુરત જ દાસી ચાલી ગઇ.

વચ્ચેના ઓરડાઓમાં અંધકાર હતો એટલે તે ઓરડાઓમાં શું હશે તે કુંતલકુમાર જોઇ શકયો નહોતો પરન્તુ અહીં તે સ્વલ્પ દર્શન કરી શકયો. ઓરડામાં એક સ્ત્રી ઊભી હતી, તેના હાથમાં દીવો હતો પણ દીવો એટલો ઝાંખો હતો કે તેના આછા પ્રકાશમાં આસપાસની વસ્તુઓનું દર્શન પૂર્ણતઃ કરી શકાતું નહોતું; છતાં એટલું જોઈ શકાતું હતું કે ત્યાં કેટલાંક આસનો હતાં, દિવાલ પર ચિત્રો લટકાવેલાં હતાં, મધ્યમાં સોનાની સાંકળે બાંધેલો હિંચકો હતો અને એક ખૂણામાં પેલી બાઇ હાથમાં દીવો લઇને ઊભી રહી હતી. તે બાઈને દીવો જરા સતેજ કરવાની સૂચના કરવાનું કુમારને મન થયું, પરન્તુ તેણે પોતાની તે ઇચ્છાને સભ્યતાની ખાતર દબાવી રાખી. એટલામાં કુંતલકુમારને કાને દૂરથી નજીક આવતો ઝાંઝરનો કર્ણમધુર રવ સંભળાયો. તત્ક્ષણ કુમાર રાજકન્યાનો સત્કાર કરવાને સજ્જ થઇ ગયો. સોનાના મ્યાનમાં ખોસેલી તલ્વારની રત્નજડિત મૂઠ તેણે રૂઆબભેર પકડી રાખી. મંદિલને જરા ઠીક—ઠાંક કરીને માથા પર બરાબર ગોઠવી. કંઠમાં ધારણ કરેલો હીરાનો કંઠો બરાબર ગોઠવાએલો છે કે નહિ તે હાથ વડે તપાસી જોયો અને મુખ પર આનંદયુક્ત ભાવ ધારણ કર્યો. જે રાજકન્યા ભવિષ્યમાં પોતાની પત્ની થવાની છે, જેના પાણિગ્રહણની સાથે પોતે મંદારગઢના રાજ્યનો

માલેક થવાનો છે અને જેને પોતાના ગુણચાતુર્ય વડે પ્રસન્ન કરવાને જ પોતે અહીં આવ્યો છે, તે રાજકુમારી વિલાસકુંવરના ડગલાં ગણતો તે ઉત્સુકતાથી તેની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો.

## પ્રકરણ ૧૫ મું

### પ્રેમદીપિકા

એ કર્ણમધુર નૂપુર–રવ તદ્દન નિકટ આવી પહોંચેલો માલૂમ પડવા લાગ્યો, એટલે કુંતલકુમાર રાજકન્યાનો સત્કાર કરવાને આસન ઉપરથી સવિનય ઊભો થઇ ગયો. બે ક્ષણો માત્ર વ્યતીત થઇ અને વિલાસકુંવર એ ખંડમાં આવી પહોંચી. કુંતલકુમારના આસનની સામે જ એક બીજું આસન હતું તેની પાસે પહોંચતાં વિલાસ બોલી: "રાજકુમાર ! આસન પર બિરાજો."

કુંતલ આસન પર બેઠો. તેને એવો ભાસ થયો કે એ સ્વરનો પોતાને ક્યાંક પરિચય થયો છે, પરંતુ એ પરિચય સંભારવાનો અત્યારે અવકાશ નહોતો. દીવાના એ ઝાંખા પ્રકાશમાં પણ સ્ફુટ થતા વિલાસના સૌંદર્યનું પાન કરવામાં તે લીન બની ગયો હતો. વિલાસના નૈસર્ગિક સૌંદર્યમાં આજે અલંકારોના સૌંદર્યનું પૂર ચડી રહ્યું હતું. મૂલ્યવાન રેશમી વસ્ત્રો, રત્નજડિત કંકણો, ચમકદાર મુક્તામાળા, મંજુલ–રવ કરનારાં નૂપુરો, હીરા અને પાનાથી જડેલી કટિમેખલા, માણેક પંક્તિથી જડેલી દામણી, હીરાનાં કર્ણફૂલ ઇત્યાદિ અલંકારોથી તેનો દેહ અત્યારે દીપ્તિમાન થઇ રહ્યો હતો. આ ખંડમાં તે આવતાંની સાથે જ આખો ખંડ શેફાલિકાનાં પુષ્પોની ગંધથી મ્હેક મ્હેક થઈ રહ્યો હતો, કારણકે એ પુષ્પોના અર્કવાળા સુગંધિત તેલથી તેણે પોતાના કેશકલાપને રંજિત કર્યો હતો. રત્નોનાં રંગ–બેરંગી તેજકિરણોથી દીપ્તિમાન થએલું વિલાસનું સૌંદર્ય કુંતલકુમારનાં નેત્રોમાં નૃત્ય કરવા લાગ્યું અને તેની મંજુલ વાણીએ તેના કર્ણમાં પ્રવેશ કરતાંની

સાથે જ તેના ચિત્તમાં એ મંજુલતાનો વિશેષ આસ્વાદ લેવાની આતુરતા ઉત્પન્ન કરી. પરન્તુ હજી સુધી ચોપાસ કેવળ ઝાંખો જ પ્રકાશ પ્રસરેલો હતો તેથી તેને ગ્લાનિ ઉપજતી હતી. તેણે ઉદ્ગાર કાઢયો : "આટલો ઝાંખો પ્રકાશ અહીં કેમ રાખ્યો છે? અરે દાસી! હાથમાં દીવો પકડીને ઊભી છે, પણ દીવો તો જરા સતેજ કર!"

વિલાસ મંદ હસીને બોલી : "મહારાજ! એ દાસી નથી, પરંતુ કાષ્ટની પૂતળી છે : તેનું નામ છે પ્રેમદીપિકા."

કુંતલ ચમકયો. તેને કાંઇક ભોંઠા પડવા જેવું પણ થયું. તે આશ્ચર્ય વ્યક્ત કરતો બોલ્યો : "પ્રેમદીપિકા?"

"હા, પ્રેમદીપિકા. આ પૂતળીના હાથમાં જે દીવો છે, તે માત્ર એક ઘડી સુધી આવા જ સ્વરૂપમાં હવે બળશે. એ દીવો બળશે, ત્યાંસુધી જ આપણે અહીં બેસીને વાર્તાલાપ કરી શકીશું, કારણકે એવો મારો નિયમ છે."

"પણ શું દીવો વધારે સતેજ નહિ થઇ શકે?"

"થઇ શકશે; પણ તેમ કરવાથી તે માત્ર અર્ધી ઘડી બળશે અને અર્ધી ઘડીમાં જ આપણને આપણી મુલાકાત પૂરી કરવી પડશે."

"એમ?" કુંતલકુમારે આશ્ચર્યથી ઉદ્ગાર કાઢયો અને તે વિચારમાં પડી ગયો. વિચારાંતે તે બોલ્યો : "તેનું નામ તમે પ્રેમદીપિકા પાડયું છે; ત્યારે શું પ્રેમનો પ્રકાશ આટલો ધીમો જ તમને પસંદ છે?"

"હું તો આપની પસંદગી પૂછું છું. આપ કહો તો દીવાને સતેજ કરૂં."

"ભલે સતેજ કરો; એ દીપકનો પ્રકાશ ઘડીને બદલે અર્ધી ઘડી ચાલશે તો તેની ફીકર નથી."

તત્ક્ષણ વિલાસ ઉઠી અને તેણે પ્રેમદીપિકાના હાથ પરનું એક કંકણ જરા ખસેડયું અને તે સાથે જ અત્યારસુધી તણખા

જેવો દેખાતો દીવો હવે જળહળતી જ્યોતે બળવા લાગ્યો. આખા ખંડમાં સારી પેઠે પ્રકાશ ફેલાઇ ગયો.

કુંતલ બોલ્યો : " બસ, હવે ઠીક પ્રકાશ ફેલાયો છે "

વિલાસ પાછી આવીને આસન પર બેઠી અને તેને વિશેષ પ્રકાશમાં જોતાં કુંતલ આશ્ચર્ય પામ્યો. તેણે જોયું કે પોતે જ્યારે પારધી અને પારેવાવાળું ચિત્ર જોતો હતો ત્યારે જે દાસી પોતાની સાથે વાતચીત કરવા આવી હતી અને વળી જે દાસી પોતાને અંધારાં ઓરડાઓમાં થઈને અહીં મૂકી ગઈ હતી તે દાસી બીજી કોઈ નહિ પણ દાસીના વેશમાં વિલાસ પોતે જ હતી ! હવે તેના ધ્યાનમાં આવ્યું કે વિલાસનો સ્વર પોતાને પરિચિત લાગતો હતો તેનું કારણ એ હતું કે વિલાસનો સ્વર દાસીના વેશમાં પોતે સાંભળી ચૂક્યો હતો.

પરન્તુ આ માનસિક મુંઝવણ વિલાસને કળાવા નહિ દેવાનો અને સાવધાન રહેવાનો જ આ પ્રસંગ હતો, તેથી તેણે વિચારમાં વધુ સમય ગાળ્યા વિના જ વિલાસને પ્રશ્ન કર્યો: " આ કરતાં પણ દીવો વધારે સતેજ થઇ શકે છે કે ? "

" હા, રાજકુમાર ! પણ એમ કરવાથી તે માત્ર પા ઘટિકા સુધી જ બળી શકે છે અને તેટલા સમય સુધીમાં આપણી મુલાકાત આપણને પૂરી કરવી પડે છે."

" તો પછી એમ કરવાની કશી જરૂર નથી. જ્યારે તમે એ પૂતળીનું નામ પ્રેમદીપિકા પાડયું છે, ત્યારે હું કહીશ કે પ્રેમનો પ્રકાશ એટલો ધીમો ન હોવો જોઈએ કે જેથી તેમાં અંધકારનું મિશ્રણ રહે; પ્રેમની તો પૂરી જ્યોત જ સળગતી હોવી જોઇએ કે જેથી દીપ્તિમાન જીવનનો લ્હાવો મળે: કહો વિલાસકુંવર ! તમને પ્રેમદીપિકાનો તણખો પસંદ છે કે જ્યોત ? "

વિલાસ બોલી: " હું તો આપની પસંદગી જ જાણવા ઇચ્છું છું."

કુંતલ બોલ્યો: " મારી પસંદગી તો તમે પ્રત્યક્ષ જોઇ ચૂક્યાં છો. જીવનમાં પ્રેમનો તણખો મને સંતોષ આપી શકે નહિ; હું તો

પ્રેમની જ્યોત જ વાંછું; તો પછી તમારી પ્રેમદીપિકાનો તણખા જેવો દીવો મને પસંદ ન આવે અને માત્ર જ્યોત જ પસંદ આવે એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે."

"ઠીક છે, કુમાર!" વિનયયુક્ત સ્વરે વિલાસે જવાબ આપ્યો.

કુંતલ હવે વાર્તાપ્રસંગને બદલાવતો બોલ્યોઃ "મારી પત્રિકાનો તમે જે ઉત્તર આપ્યો છે તેથી હું સંતુષ્ટ થયો છું, રાજકુમારી!"

વિલાસે સસ્મિત વદને નીચું જોઇ કુંતલકુમારનો આભાર માનવાની ચેષ્ટા કરી કહ્યું: "ગુણી મનુષ્યો ગુણ જ ગ્રહણ કરે છે."

કુંતલ બોલવા લાગ્યોઃ "એટલું ખરૂં કે અમારો રાજવંશ પોતાના હઠાગ્રહી સ્વભાવને માટે જાણીતો છે. અમારા એ હઠાગ્રહે અમારા બાપદાદાઓને દુશ્મનોને હાથે બહુ કષ્ટો વેઠાવ્યાં છે, તોપણ જ્યાં સત્યનો નિવાસ હોય છે, ત્યાં જવા માટે હઠનો ત્યાગ કરવો પડે તો અમે તે કરીએ છીએ. અમારા બાપદાદાઓ હઠાગ્રહી હોવા છતાં અને શત્રુઓથી હેરાન થયા હોવા છતાં છેવટે પોતાનાં પરાક્રમોથી આબાદ થયા છે અને દેશમાં નામના મેળવી શક્યા છે તે તેમના એ ગુણને લીધે જ: એટલે કે હઠાગ્રહ અસત્ય માટેનો જણાય તો તેને દુરાગ્રહ સમજી ત્યજી દેવો અને સત્ય માટેનો હોય તો ગમે તે ભોગે પણ તેને પકડી રહેવું. મારો પણ એવો જ સ્વભાવ છે; એટલે તમારી પત્રિકા ઉપરથી મને લાગ્યું કે હું અસત્ય તરફ ઢળું છું એટલે મેં એ હઠાગ્રહને દુરાગ્રહ રૂપ સમજી લઇને છોડી દીધો."

"આપની એવી ઉદારતાને માટે હું આપનો આભાર માનું છું. મારા પરિચયમાં પણ જે જે મનુષ્યો આવે છે તેઓનો એવો ઉદાર સ્વભાવ જોઇને મને આનંદ થાય છે." વિલાસે સવિનય કહ્યું.

કુંતલ મનમાં બોલ્યોઃ "રાજકન્યા ભારે ચતુર છેઃ વિનયમાં ખામી રાખતી નથી પણ પોતાનું દિલ જરાએ કળાવા દેતી નથી! તેના મનની ગાંઠ શું આ પ્રેમદીપિકા વિષેની હશે?" એમ મનોગત

વિચાર કરતાં તેણે પ્રેમદીપિકા સામે જોયું. તેમાંનો દીવો હવે ઝાંખો પડતો હતો. તે પ્રકટ રીતે બોલ્યોઃ "દીવો ઝાંખો પડે છે."

"હા, આપણી મુલાકાતની અવધ પૂરી થાય છે." વિલાસ બોલી અને તે આસન પરથી ઉઠી. કુંતલ પણ તેની પાછળ ઉઠ્યો.

પ્રેમદીપિકાનો દીવો હોલાઇ ગયો અને "મારી પાછળ પાછળ ચાલ્યા આવો રાજકુમાર" એમ કહેતી વિલાસ અંધારાં ઓરડાઓમાં થઇને પાછી ફરી. કુંતલ તેની પાછળ પાછળ તેના નુપૂરરવને આધારે અંધકારમાં થઇને પાછો પૂર્વવત્ અજવાળાંવાળા ખંડમાં આવ્યો. અહીં તેને એક દાસીએ વિનયપૂર્વક કહ્યુંઃ "આપને માટે પાલખી તૈયાર છે, હવે આપ આપના નિવાસસ્થાન પ્રતિ પાછા જઈ શકશો."

તુરત કુંતલ પાછો ફર્યો, પરન્તુ તે સમજી શક્યો નહિ કે વિલાસની મનોગ્રંથી છોડીને પોતે તેની પસંદગીમાં પાર ઊતર્યો હતો કે નહિ.

વિલાસ પોતાના ભેદભર્યા ઓરડા બંધ કરીને મહેલના ઉપરના માળમાં ગઇ ત્યારે લગભગ મધરાતનો અમલ થવા આવ્યો હતો. કુંતલકુમારની મુલાકાતમાં તેને નિરાશા મળી હતી. તેના ચાતુર્યભર્યા જવાબોમાં અને આત્મશ્લાઘાવાળી વાતચીતમાં તેને કેવળ કૃત્રિમતા દેખાઇ હતી. તેને તો કૃત્રિમતા વિનાની હૃદયની નિર્મળતા જોઇતી હતી, પ્રેમપ્રકાશમાં વ્યવહારૂતા નહિ પણ આદર્શબુદ્ધિ જોઇતી હતી; તેવું કશું કુંતલમાં તેને ન દેખાયું. પૂર્વે અન્ય રાજકુમારોના પરિચયમાં પણ તેને તેવું કશું નહોતું જણાયું. તેણે પોતાના મનને પ્રશ્ન કર્યોઃ "શું રાજવિલાસમાં સાત્વિકતાને સ્થાન જ નહિ હોય? શું કોઈ રાજવંશમાં મારે માટે યોગ્ય પતિ જ નહિ હોય?" એટલામાં મધરાતનાં ઘડીઆળાં વાગ્યાં અને એક દાસીએ આવી કુંવરીના હાથમાં એક વીંટી મૂકીને કહ્યું: "બાસાહેબ! આપે કોઈ ચીતારાને બોલાવ્યો હતો? તે આ વીંટી લાવ્યો છે અને કહે છે કે હું વિલાસકુંવરને મળવા આવ્યો છું."

"હા, હા, મેં જ તેને અહીં આવવાનું કહ્યું હતું." વીંટી જોઇને તે તુરત ઉઠી અને બોલી: "જા, તેને જલ્દી નીચેના ખંડમાં બેસાડ, અને કહે કે હમણાં હું તેને આવીને મળું છું."

મધરાતને વખતે એક ચીતારાને મળવાને રાજકુંવરીની આવી તત્પરતા જોઇને દાસીઓ વિચારમાં પડી ગઈ. વીંટી લાવનાર દાસી આગન્તુકને સત્કારવા ચાલી ગઇ. વિલાસ પોતાના શૃંગારગૃહમાં જતાં પોતાની દાસીઓને સંબોધીને બોલી: "આજે રાધા કેમ દેખાતી નથી?"

"રાધાકુંવર બપોરનાં નગરમાં ગયાં છે, પાછાં આવ્યાં જ નથી." એક વૃદ્ધ દાસીએ જવાબ આપ્યો.

"ઠીક, ત્યારે હું તને સૂચના કરૂં છું કે મારી અને અહીં આવેલા ચિત્રકારની વાતચીત વખતે કોઇ દાસ-દાસી નજીકમાં ન રહે એવી મારી આજ્ઞા સૌને તારે પહોંચાડી દેવાની છે." એમ કહેતી તે શૃંગારગૃહમાં ચાલી ગઇ અને દાસ-દાસીઓ કુંવરીની આજ્ઞાનું પાલન કરતાં આઘાંપાછાં થઈ ગયાં.

## પ્રકરણ ૧૬ મું

## નૈસર્ગિક સૌંદર્યનો પિપાસુ

દાસી સાયરને મહાલયમાં તેડી લાવી. જે ખંડમાં કુંતલકુમારને બેસાડવામાં આવ્યો હતો, તે જ ખંડમાં તેણે સાયરને બેસાડ્યો અને તુરત તે ત્યાંથી ચાલી ગઇ. સાયર એ ખંડની રચના જોતો બેઠો. પોતાનું પરાવતયુગલવાળું ચિત્ર પણ તેણે ત્યાં જોયું. વિલાસને ખબર મળી કે સાયર મહાલયમાં આવી ચૂક્યો છે કે તુરત વિલાસ તેની પાસે જઇ પહોંચી. તે કેવળ એકલી જ હતી. આસપાસમાં તેની આજ્ઞાથી દાસ-દાસી રહ્યાં નહોતાં. આવતાં વાત વિલાસ તેને સત્કારતી બોલી: "પધારો સાયરસીંગ! તમે બરાબર મધરાત્રે જ આવ્યા."

"હા, તમારી સૂચના પ્રમાણે હું વર્ત્યો છું, જોકે આ સમયે તમને મળવા આવવું તે વિચિત્ર છે તેટલું જ લોકદૃષ્ટિએ અયુક્ત છે."

"તેની કશી ચિંતા નહિ. વિલાસની નીતિ અને ટેકને સૌ સારી પેઠે પિછાણે છે. હવે તમે મારી સાથે આવશો ?"

"હા." કહેતો સાયર ઉઠયો અને વિલાસની સાથે ચાલ્યો. જે નવ અંધકારમય ઓરડામાંથી કુંતલને લઇ જવામાં આવ્યો હતો તેમાંના પહેલા ઓરડામાં પ્રવેશ કરતાં વિલાસ બોલી: "જે માર્ગે હું તમને લઇ જઉં છું તે માર્ગ જરા લાંબો અને અંધારાવાળો છે; માટે આસ્તે આસ્તે ચાલજો. નવ ઓરડાઓમાં થઈને આપણે પસાર થઈશું એટલે નવ ઉંબરા આપણને ઓળંગવા પડશે. તે ઉંબરા આગળ ઠેશ ન વાગે તેની ખાસ સંભાળ રાખજો."

આટલું સૂચન થતાં જ વિલાસની આ અંધકારમય માર્ગની રચનાએ સાયરના મગજમાં અદ્દભુત પ્રકાશ પાડયો. તે પ્રકટ રીતે બોલ્યો: "વિલાસકુંવર! માતાના ઉદરમાં મનુષ્યના જીવને નવ માસ સુધી જેવા અંધકારમાં રહેવું પડે છે, તેવો જ ભીષણ અંધકાર આ નવ ઓરડાનો હોય એવું લાગે છે! પરન્તુ તેમાં મારી સંભાળ શા કામમાં આવશે? પ્રભુની કૃપા હશે તો હું આ અંધકારમય માર્ગને પસાર કરી પ્રકાશ પામીશ, અને જીવનનો નવીન આનંદ અનુભવીશ."

સાયરનાં આ ચતુરાઈભર્યાં વચનો સાંભળીને વિલાસ સાનંદાશ્ચર્ય પામી. તે ક્ષણભર થોભી સાયરને નખથી શિખાપર્યંત નિહાળીને બોલી: "તમે આ અંધકારમાં પ્રવેશ કરતાં ગભરાતા તો નથીને?"

સાયર હસીને બોલ્યો: "ગર્ભાવાસના નવ માસ સુધીના અંધકારનું દુઃખ સમજવા છતાં જીવ મનુષ્ય પ્રાણીના અવતારની ઇચ્છાને શું ત્યજી શકે છે? હું કદાચ ગભરાતો હોઉં તોપણ આ અંધકારમય માર્ગના પ્રવાસને ત્યજી દેવા તૈયાર નથી."

ધીરે ધીરે નવે ઓરડાઓમાં થઇને વિલાસ સાયરને દીપિકાવાળા ખંડમાં લઈ ગઇ. કુંતલ ગયા પછી અને સાયર આવતાં

સુધીમાં દીપિકાને પુનઃ તૈયાર કરવા માટે થોડો સમય વિલાસને મળી શક્યો હતો. એટલે અત્યારે પૂર્વવત્ તણખા જેવો નાનો દીવો એ પૂતળીના હાથમાં બળી રહ્યો હતો. સાયર તેના ઝાંખા પ્રકાશમાં દીપિકાને સ્થાને પૂતળીની રચના જોઈ ચૂક્યો. પછી વિલાસની સૂચનાથી તે આસન પર બેઠો અને તેની સામેના એક આસન પર વિલાસ બેઠી. પોતાની સાથે આણેલાં ચિત્રાલેખનનાં સાધનો તેણે નીચે મૂક્યાં. તુરત જ સાયર બોલ્યો: " રાજકુમારી ! પહેલાં હું મારૂં એક આશ્ચર્ય વ્યક્ત કરૂં ? "

" ભલે, વ્યક્ત કરો. "

" તમને મેં અત્યારે જોયાં, ત્યારથી મારા અંતરમાં એક આશ્ચર્ય ઘોળાયા કરે છે કે તમને અણુશોભતા આ અલંકારો તમે કેમ ધારણ કર્યા હશે ? "

વિલાસના મુખમાં સહજ સ્મિત ફરક્યું. મૂલ્યવાન અલંકારો ધારણ કરવાથી સ્ત્રીના સૌંદર્યનાં વૃદ્ધિ થાય છે એવું વિલાસ સમજતી હતી. એવા અલંકારો હમેશાં ધારણ કરવાનો તેને શોખ નહોતો, પરન્તુ કોઇ વિશિષ્ટ પ્રસંગે અલંકારો ધારણ કરવાનું અને એ રીતે સ્વસૌંદર્યમાં વૃદ્ધિ કરવાનું તે આવશ્યક સમજતી હતી. સાયરનો અભિપ્રાય તેથી ઉલટો પડ્યો એ જોઇને તે નવાઈ પામી અને ક્ષણભર થોભીને તે નીચું જોતી—શરમાતી બોલી:

" એમ કેમ વારૂ ? અલંકારો સૌંદર્યમાં વૃદ્ધિ કરનારા મનાય છે."

" પરન્તુ એ માન્યતા પ્રત્યેક વ્યક્તિને માટે બરાબર નથી. જેના નૈસર્ગિક શારીર સૌંદર્યમાં ન્યૂનતા હોય તેને માટે ભલે અલંકારો ઉપયોગી મનાતા હોય, પરન્તુ પ્રભુએ જેને છૂટે હાથે સૌંદર્ય સમર્પ્યું છે, તેના સૌંદર્યમાં તો અલંકારો ક્ષતિ નીપજાવે છે."

પોતાના નૈસર્ગિક સૌંદર્યની પ્રશંસા સાંભળીને વિલાસના ઓષ્ઠ ઉપર પુનઃ સ્મિત ફરક્યું અને તેના સુપુષ્ટ ગાલ ઉપર ખંજન પડ્યાં. સાયર આગળ બોલ્યો: " મારી દૃષ્ટિએ તમારા બધા અલંકારો તમારા

સૌંદર્યમાં ક્ષતિ કરી રહ્યાં છે. જુઓ! તમારા કંકણમાંના હીરા તમારી કરાંગુલિઓના નખની દ્યુતિની શોભામાં ન્યૂનતા આણે છે; તમારા કંઠમાંની માળાનાં મોતી તમારી દંતપંક્તિ કરતાં વધારે ઉજળાં નથી અને કર્ણફૂલની ચમક તમારાં નેત્રોની આગળ હારી જાય છે. આવા તુચ્છ અલંકારોમાં તમે કેમ શોભા માની એ જ મને તો નવાઈ લાગે છે."

"કોઇ વિશિષ્ટ પ્રસંગે જ હું એવા અલંકારો ધારણ કરૂં છું, સાયરસીંગ! મને અલંકારો કાંઇ બહુ પ્રિય નથી. મને સાદાઇ જ ગમે છે." એમ કહી વિલાસે એક પછી એક અલંકારો ઊતારીને બાજુએ મૂક્યા. હવે તેનું નૈસર્ગિક સૌંદર્ય સાયરને દીપ્તિમાન દેખાવા લાગ્યું, પરન્તુ દીવાના ઝાંખા પ્રકાશને લીધે તેને સંતોષ થયો નહિ. તે બોલ્યોઃ "તમારૂં નૈસર્ગિક સૌંદર્ય હવે મારી દૃષ્ટિને સ્પષ્ટ દેખાયું. જડ અલંકારોના ભારથી તમારા દેહમાં જડતાનું વર્ચસ્વ મને ભાસતું હતું તે હવે દૂર થયું; પરન્તુ આ દીવાને જરા સતેજ કરો તો વધારે પ્રકાશ વિસ્તરે અને તમારા નૈસર્ગિક સૌંદર્યનો મને વિશેષ સાક્ષાત્કાર થાય."

વિલાસ હસી અને બોલીઃ "સૂર્યના ખુલ્લા પ્રકાશમાં આપણે ઘણી વાર મળ્યાં છીએ."

"પરન્તુ થોડી ક્ષણો પૂર્વેના અને અત્યારના સૌંદર્યની તુલનાત્મક દૃષ્ટિ અત્યાર પહેલાં મારા મગજમાં કદાપિ નહોતી. ચિત્રકારો પ્રભુની વિભૂતિરૂપ નૈસર્ગિક સૌંદર્યના જ તૃષાતુર હોય છે."

"પરન્તુ સાયરસીંગ! આ ઝાંખો દીવો એક ઘડી બળશે અને જો તેને હું સતેજ કરીશ, તો માત્ર અર્ધી ઘડી બળશે અને ઘડીને બદલે અર્ધી ઘડીમાં આપણને આપણી મુલાકાત પૂરી કરી કરવી પડશે."

"ઓહો! તેની શી ફીકર છે?"

વિલાસે દીવાને સતેજ કર્યો અને તેની પૂર્ણ જ્યોત હવે બળવા લાગી. એ વધેલા પ્રકાશમાં સાયર વિલાસનું નૈસર્ગિક સૌંદર્ય જોઇને વિશેષ આનંદ પામ્યો. તેના વદન પર રમી રહેલા આનંદમય સ્મિતની આવી મીઠાશ આજે સાયરે પહેલવહેલી જ ચાખી. વધતા જતા

પરિચયને કારણે વિલાસ પણ કાંઇક કાંઇક હૃદયના ભાવોને ખુલ્લા મૂકવા લાગી હતી અને તેથી જ તેના સૌંદર્ય વિષેની આ ચર્ચા આટલી લંબાવા પામી હતી. વિલાસનું ગુમાન તો સાયર પાસે કેટલાક વખત પહેલાં હરાઈ ગએલું હતું, એટલે સાયરના વાર્તાલાપ પ્રત્યે માત્ર બાહ્ય વિવેકને માટે પણ વિલાસ અણગમો બતાવી શકે તેમ નહોતું.

વિલાસના અલૌકિક નૈસર્ગિક સૌંદર્યનું દર્શન સાયરનાં ચક્ષુઓને થતાં તેનાં મનઃચક્ષુઓ મુગ્ધ બનવા લાગ્યાં. તેની નિત્યની સહચારિણી–ચિત્રપાટી તો તેની સાથે જ હતી. ચિત્રપાટી આંખોની સમીપે રાખીને તે વિલાસના વદનની રેષાઓ ઉતાવળે દોરવા લાગ્યો. પરન્તુ હજી તેને તૃપ્તિ થઇ નહિ! તે બોલ્યો: "વિલાસકુંવર! હજી પણ દીવાનો પ્રકાશ મને ઝાંખો લાગે છે. તેને જરા વધારે તેજદાર કરો!"

વિલાસ આ માંગણીથી સ્તબ્ધ બની. તે બોલી: "સાયરસીંગ! આ પૂતળીના હાથમાંનો દીવો અર્ધ ઘડી બળવાનો છે તેમાંથી કેટલોક વખત તો પસાર થઇ ગયો. જો હજી હું દીવાને સતેજ કરૂં અર્થાત્ જ્યોતને વધારૂં તો મોટી જ્વાળા સળગે ને હવે તો પા ઘડીથી પણ ઓછા સમયમાં તેનો અંત આવી જાય. જો તમે જ્વાળાની માંગણી કરશો તો માત્ર થોડી જ ક્ષણો દીવો બળીને તુરત હોલાઈ જશે અને આપણી મુલાકાત પૂરી થશે."

સાયર આનંદભરિત વદનચર્યાથી બોલ્યો: "વાહ વાહ! ભલે થોડી ક્ષણો, પણ જ્યોતની જ્વાળા બની શકશે તો ખરી ને? તો પછી હવે વિલંબ ન કરો! જ્વાળા સળગાવો!"

આશ્ચર્યચકિત થતી વિલાસ દીપિકા પાસે ગઇ અને તેણે દીવાને વધુ સતેજ કર્યો. જ્યોતને સ્થાને હવે ઝળઝળ કરતી જ્વાળા બળવા લાગી. વિલાસ દીપિકા પાસેથી પાછી ફરીને આસન પર બેસતાં બોલી: "પરંતુ સાયરસીંગ! હવે આપણી મુલાકાતની માત્ર થોડી જ ક્ષણો રહી છે અને જે વાતચીત કરવા માટે મેં તમને બોલાવ્યા હતા તે વાતચીત થઈ શકી નહિ."

સાયરે તેનો કશો ઉત્તર આપ્યો નહિ. તે તો દીપિકાની જ્વાળાના જળહળતા પ્રકાશમાં વિલાસના સૌન્દર્યને નેત્રસંપુટ ભરી ભરીને પીવા લાગ્યો અને સાથે સાથે ચિત્રપાટી પર વિલાસનું ચિત્ર ઉતાવળે ઉતાવળે આલેખવા લાગી ગયો. જેમ જેમ તે વિલાસના સૌન્દર્યનું પાન કરવા લાગ્યો તેમ તેમ મગજમાં આનંદની ખુમારી ચડવા લાગી. તેની આંખોમાં તન્મયતા હતી, તેના વદન પર ઉત્સુકતાની લાલી હતી, તેના હાથમાં વિદ્યુત્‌ના સરખી ત્વરા હતી, તેની ભ્રૂકુટિમાં આવીર્ભાવની રેષાઓ હતી : સાયરનું આવું અદ્ભુત દર્શન કરીને વિલાસ મુગ્ધ બની ગઇ. પારાવતયુગલનું ચિત્રાલેખન કરતી વેળાની તેની તન્મયતા કરતાં કેવળ જૂદા જ પ્રકારની તન્મયતા અત્યારે તેના પ્રત્યેક અંગમાં વ્યાપી રહેલી વિલાસના જોવામાં આવી.

સાયર વિલાસના સૌન્દર્યમાં તથા તે સૌન્દર્યના આલેખનમાં લીન બન્યો હતો અને વિલાસ સાયરની તન્મયતા જોવામાં લીન બની હતી. બીજી બાજુએ દીપિકામાંનું દીવેલ અને વાટ પૂરાં બળી રહ્યાં હતાં અને હવે એ કાષ્ટની પૂતળીનો હાથ બળવા લાગ્યો હતો, પરન્તુ આ બેઉ જણાંમાંના એક્કેને તેનું ભાન નહોતું! થોડી વારમાં પૂતળીના જે હાથમાં દીવો હતો તે હાથ અને દીવા પરના ઢાંકણ તરીકે તેણે બીજો જે હાથ દીવા પર ધરી રાખ્યો હતો તે હાથ, એટલે બેઉ હાથ બળી ગયા અને હાથની ઝાળ મ્હોંને પણ અડકવા લાગી!

## પ્રકરણ ૧૭ મું

### જ્યોત અને જ્વાળાની મીમાંસા

દીપિકાના–પૂતળીના હાથ બળી ગયા, પરન્તુ હાથની ઝાળથી મ્હોં માત્ર દાઝ્યું; તે હાથની પેઠે જ ભડભડ સળગ્યું નહિ એટલે જ્વાળા આગળ વધતી અટકી. સાયર ચિત્રપાટી પર તન્મયતાથી પીછી

ચલાવ્યે જતો હતો અને વિલાસ તેને જોતી ચિત્રવત્ બેઠી હતી; પરન્તુ પૂતળીના હાથ સળગી ગયા અને જ્વાળા આગળ વધતી અટકી એટલે પ્રકાશ તદ્દન ઓછો થઈ ગયો. આથી વિલાસની તન્મયતા ઉપર આઘાત થયો, તેની તન્મયતા વછૂટી ગઇ અને ભાનમાં આવતાં તેણે દીપિકાના હોલવાયા વિનાના પણ માત્ર ધૂમાડો નીકળતા અંગારા જોયા! જ્વાળાની અવધ પૂરી થતાં પૂતળીના હાથ બળવા લાગ્યા હતા, એ વિષેનું ભાન તેને રહ્યું નહોતું, તે વાત હવે તેના ધ્યાનમાં આવી–પોતાના ચિત્તની સ્વલ્પ સમયની પરવશતાનો ખ્યાલ તત્ક્ષણ તેને આવ્યો અને તેણે સાયરની સામે જોયું. અહો! સાયરની સ્થિતિ વિલક્ષણ હતી! ઓરડામાં અંધકાર પ્રસરી ગયો છે તેનું તેને ભાન નહોતું! પૂતળીના અણહોલાયલા અંધારાના ઝાંખા પ્રકાશમાં વિલાસે જોયું કે સાયર તો હજી પણ પોતાની તરફ જોતો જતો હતો અને એક ચિત્તે ચિત્રાલેખન કર્યે જ જતો હતો! અંધકારમાં પણ તેની પીંછી વિજળીની ઝડપથી ચિત્રપાટી પર કામ કરી રહી હતી! વિલાસ આ દૃશ્ય જોઇને ચકિત બની ગઇ. અંધકારના પણ ભાન વિના સાયર ચિત્રાલેખન કેવી રીતે કરી શકતો હશે તેની કલ્પના પણ તે કરી શકી નહિ. કશું પણ બોલ્યા વિના તે આસન પરથી ઉઠી અને ચાલતી થઈ–પણ ચાલ્યા જતાં તેણે પાછું વાળીને સાયર ભણી દૃષ્ટિ કરી તો તેને શું જણાયું? તેણે જોયું કે પોતે સાયરની દૃષ્ટિ સમીપે નહોતી, ઓરડામાં અંધકાર હતો–માત્ર થોડાં જ્વલંત અંગારાની આછી પ્રભા વિસ્તરેલી હતી અને તે પણ ઓછી થતી જતી હતી, છતાં પોતે જે આસન પર બેઠી હતી તે આસન પ્રતિ પુનઃ પુનઃ દૃષ્ટિપાત કરતો સાયર તો પોતાનું ચિત્રાલેખનનું કાર્ય અવિશ્રાંત રીતે કર્યે જ જતો હતો! મંત્રમુગ્ધ બનેલી વિલાસ થોડી વાર સુધી સ્થિર બની ગઈ અને સાયરને અનિમેષ લોચને નિહાળી રહી. તેની તન્મયતા જોઈને વિલાસના હૃદયના તાર ઝણઝણવા લાગ્યા. તે સમજી કે પોતાનો સ્થૂળ દેહ ચિત્રકારની દૃષ્ટિ સમીપે નથી, છતાં પોતાના દેહની રેખાઓ તો તેની આંતરદૃષ્ટિ સમીપે તરી રહેલી જ

છે અને તેથી એ રેષાઓના અવલોકનમાં તથા તે ઉપરથી ચિત્ર આલેખવાના કાર્યમાં તે તન્મય બની ગએલો છે. તેની એ તન્મયતા સમીપે તેને ઓરડામાં વિસ્તરેલો અંધકાર પણ પ્રકાશરૂપે કામ આપી રહ્યો છે ! વિલાસે કલ્પના કરી કે આ તન્મય વૃત્તિમાં આવી રહેલા સાયરના મસ્તકને છેદીને અત્યારે બાજુએ મૂકવામાં આવે તોપણ થોડી વાર સુધી તો તેના હાથમાંની પીંછી ચિત્રાલેખનનું કાર્ય કર્યા વિના ન રહે ! ! શત્રુની પ્રચંડ સેનાની વચ્ચે તલ્વાર પકડીને ઘૂમતા વીરોનાં મસ્તકો છેદાઈ ગયા પછી પણ કેટલીક વાર સુધી ધડ લડી રહેતાં એ સ્થિતિમાં રહેલું સત્ય અત્યારે સાયરની વિલક્ષણ દશા જોઈને વિલાસના ધ્યાનમાં ઉતર્યું. ઓરડાનું દ્વાર જરા પણ અવાજ થવા દીધા વિના ધીરેથી બંધ કરતી તે ત્યાંથી સત્વર ચાલી ગઈ.

* * * *

ચિત્રકારની મનોદશાનું ચિત્ર વિલાસના મગજમાં પૂરેપૂરૂં આલેખાઇ ગયું હતું. એ અપ્રતિમ અવસ્થા મનુષ્યને કેમ પ્રાપ્ત થતી હશે તે પ્રશ્નનો ઉત્તર પોતાની કલ્પનાશક્તિ પાસેથી મેળવવાનો તેણે બહુ પ્રયત્ન કરી જોયો પણ તે પ્રયત્ન સફળ થયો નહિ. પલંગમાં આળોટતાં રાત્રિનો ત્રીજો પ્રહર વીતી ગયો, પણ માત્ર આ એક જ વિચારમાં તેને નિદ્રા આવી નહિ. રાત્રિના ચોથા પ્રહરની મધ્યમાં તેની આંખો ઘેરાઈ અને નિદ્રાનું આક્રમણ થયું, પરન્તુ નિદ્રામાંએ તે સ્વપ્નાવસ્થા ભોગવવા લાગી:

દીપિકાવાળા વિશાળ ઓરડામાં તે જઇ પહોંચી. એક બાજુએ અર્ધ બળેલી પૂતળી દૃષ્ટિને ખેદ ઉપજાવતી ઊભી હતી. તેને નિહાળીને વિલાસ બોલી: "અહો! આ સુંદર દીપિકાની ભસ્મ થઇ ગઇ!" પછી તે સાયર તરફ ફરીને બોલી: "સાયરસીંગ! જો જ્યોતથી આગળ વધીને તમે જ્વાળાની ઇચ્છા ન કરી હોત તો આ દીપિકાની ભસ્મ થવા ન પામી હોત! જે જ્વાળાનો અંત ભસ્મમાં જ આવે તે જ્વાળા ભલે ગમે તેવી આહ્લાદક હોય, તોપણ તે શા ઉપયોગની?"

સાયર બોલ્યો : "રાજકુમારી ! જ્વાળા વિના પૂર્ણ પ્રકાશ સંભવતો નથી, પૂર્ણ પ્રકાશ વિના આહ્લાદ નથી, આહ્લાદ વિના મુગ્ધતા નથી, મુગ્ધતા વિના તન્મયતા નથી અને તન્મયતા વિના ઇષ્ટસિદ્ધિ નથી. ઇષ્ટની સિદ્ધિ ન કરી આપે તે સિવાયની કોઇ પણ વસ્તુ, કોઇ પણ યત્ન, કોઈ પણ મનુષ્ય આ જગત્માં મને કે તમને કે સર્વ કોઇને નિરૂપયોગી છે."

આ કથન સાંભળીને રાજકુમારી વિચારમાં પડી ગઈ. તે મનમાં બરબડી: "જ્વાળા વિના પૂર્ણ પ્રકાશ નથી એ સત્ય; દીવાની જ્યોતનો પ્રકાશ મધ્યમ પ્રકાશ લેખાય : અંધકારની અપેક્ષાએ તે મનુષ્યને આહ્લાદ આપનારો લાગે, પરન્તુ પ્રકાશનું પૂર્ણ સ્વરૂપ તો જ્યોત નહિ પણ જ્વાળા જ દર્શાવી શકે: અસ્તુ. પ્રકાશ વિના આહ્લાદ નથી, એ પણ સત્ય; જેટલી પ્રકાશની ઉણપ તેટલી જ આહ્લાદની ઉણપ; આહ્લાદ વિના મુગ્ધતા નથી એનો તો જગત્માંએ મનુષ્ય અનેક વાર અનુભવ કરે છે. પરમ આહ્લાદ જ્યારે પ્રકટે છે–પરમ આનંદમય અવસ્થા જ્યારે પ્રકટે છે ત્યારે જ મુગ્ધતા અને પરિણામે તન્મયતાનો અનુભવ થાય છે; અને તન્મયતા વિના ઇષ્ટસિદ્ધિ થતી નથી એ તો જગત્નું પરમ સત્ય છે, જ્યારે મનુષ્ય ઇષ્ટસિદ્ધિ કરી શકતો નથી ત્યારે તેના પ્રયત્નની ખામી લેખાય છે પરન્તુ પ્રયત્નની ખામી તન્મયતાની ઊનતાને લીધે જ રહે છે, એ સત્ય છે; અને ઇષ્ટ-સિદ્ધિ ન કરી આપે તેવી કોઇ પણ વસ્તુ, યત્ન કે મનુષ્ય નિરૂપયોગી છે, એમ સાયરસીંગ કહે છે, નહિ વારૂ ? જગત્માં અનેક મનુષ્યો અપૂર્ણ વસ્તુની સિદ્ધિ કરે છે અને તેટલાથી સંતુષ્ટ રહીને પોતે સંતોષનો સદ્ગુણ સેવતા હોય એવું માને છે–બરાબર, બરાબર !" વિલાસ પ્રકટ રીતે બોલી : "સાયરસીંગ ! પરન્તુ અપૂર્ણ સિદ્ધિથી તૃપ્ત થવું એ તો સંતોષનો એક મોટો ગુણ છે; તેથી ઉલટું પૂર્ણ સિદ્ધિનો લોભ રાખવો એ પાપ છે કારણકે લોભ એક દુર્ગુણ છે. જ્વાળાનું પરિણામ ભલે ઇષ્ટની પૂર્ણ સિદ્ધિમાં આવે, પરન્તુ જો જ્યોતનું પરિણામ

અપૂર્ણ ઇષ્ટસિદ્ધિમાં આવે તો તેથી સંતુષ્ટ રહેવું એ શું કર્તવ્ય નથી?"

સાયર હસીને બોલ્યો: "ના, ના, વિલાસકુંવર! લોભ એ દુર્ગુણ છે ખરો, પરંતુ ક્ષણિક વસ્તુની પ્રાપ્તિ માટેનો લોભ એ દુર્ગુણ છે; ચિરંજીવી અને શાશ્વત વસ્તુની પ્રાપ્તિ માટેનો લોભ એ તો સદ્‌ગુણ છે, કર્તવ્ય છે; તેથી ઉલટું સ્વલ્પ પ્રાપ્તિમાં સંતોષ ધારણ કરનારો દુર્બળતાને જ સંતોષ સમજે છે."

"એ દીપિકાની જ્વાળાથી તમે કઇ શાશ્વત વસ્તુ પ્રાપ્ત કરી?"

"આ સુંદર ચિત્ર! આ ચિત્ર એક શાશ્વત વસ્તુ છે. અન્ય કોઇ પણ મનોદશામાં તમારૂં આવું સુંદર જીવંત ચિત્ર દોરી શકું એવું હું માનતો નથી. પાંચ વર્ષ સુધી હું એક ચિત્ર દોર્યા કરૂં, છતાં જે ભાવ, જે સૌંદર્ય, જે જીવંત સ્થિતિ આ ચિત્રમાં ઉતર્યાં છે તે એ ચિત્રમાં ઉતરી શકે નહિ. જીવનની કોઇ અપૂર્વ ધન્ય ક્ષણોમાં જ મનુષ્ય આવી શાશ્વત વસ્તુને પ્રાપ્ત કરી શકે છે, રાજકુમારી!"

વિલાસ પુનઃ ચૂપ બની ગઈ. સાયરના શબ્દોનું તત્ત્વ તેના મગજમાં ઉતર્યું. તે મનમાં બોલી: "ખરેખર, દીપિકા કરતાં એ ચિત્રનું મૂલ્ય વધારે તો ખરૂં. એ અનુપમ ઇષ્ટવસ્તુની સિદ્ધિને માટે દીપિકાની ભસ્મ ભલે થઇ ગઇ!" થોડી વાર વિચારીને તે પુનઃ મનમાં બોલી: "પેલી જ્યોત અને આ જ્વાળા: જ્યોતથી અપૂર્ણ સિદ્ધિ, જ્વાળાથી પૂર્ણ સિદ્ધિ! અને તણખાનો તો હિસાબ શો? સ્વલ્પ સિદ્ધિ માટે પણ સંશય!" તે પ્રકટ રીતે બોલી: "સાયરસીંગ! પણ જ્વાળાથી જનાર વસ્તુ એ મારી પ્રેમદીપિકા હતી!"

"પ્રેમદીપિકા!! ધન્ય છે, વિલાસકુંવર! તમને હજારો ધન્ય છે! પ્રેમની જ્વાળા ભલે પ્રકટે, દીપિકા—જડ દીપિકા ભલે ભસ્મીભૂત થઇ જાય, પરન્તુ એ જ્વાળા—હા, માત્ર જ્વાળા જ જીવનને ધન્ય કરનારી છે! એ જ્વાળાના પ્રકાશથી પ્રકટેલા આહ્‌લાદમાં સ્વત્વને—અહંત્વને ભૂલી જનાર મનુષ્ય જ ઇષ્ટસિદ્ધિ કરે છે! વિલાસકુંવર! પ્રેમનું, આ જીવનનું કે મનુષ્યત્વનું સાર્થક્ય મનની દ્વિધા

અવસ્થામાં નથી. માત્ર એક જ પૂર્ણ અવસ્થામાં છે. એ એક જ પૂર્ણ અવસ્થામાં સર્વસ્વને વિસરી જનાર–પોતાનાં મન–ઇંદ્રિય–આત્માને સમર્પણ કરી દેનાર મનુષ્ય જ તેનો પરમ આહ્લાદ લૂટી શકે છે–ઇષ્ટની સિદ્ધિ કરી શકે છે. એ પૂર્ણ અવસ્થા શું જ્વાળા પ્રકટ થયા વિના સંભવિત છે ?"

"ખરેખર નથી જ; પરન્તુ એ જ્વાળાને પરિણામે ઉતાવળે ભસ્મપ્રાપ્તિ થાય તેનું કેમ ? "

"ભસ્મપ્રાપ્તિ તો કોઇ પણ કાળે થવાની જ. તમારી દીપિકા ભલે પાંચ હજાર વર્ષ સુધી ઉપયોગમાં આવત, પરન્તુ છેવટે તો તેની ભસ્મ જ થવાની હતી. તે અત્યારે ઉતાવળે ભસ્મીભૂત થઇ–પરન્તુ આપણને ઇષ્ટની સિદ્ધિ કરાવતી ગઇ ! શાશ્વત વસ્તુની પ્રાપ્તિ ન કરાવી શકે તેવી વસ્તુ પાંચ કે પચીસ હજાર વર્ષ ચાલે તોપણ તેમાં કશું કોઇનું કલ્યાણ રહેલું ન જ મનાય, વિલાસકુંવર ! શાશ્વત વસ્તુની પ્રાપ્તિ કરવાની જેમાં યોગ્યતા રહેલી છે તે વસ્તુનો ઉતાવળે અંત આવવાના ભયથી જે મનુષ્ય ક્ષણિક વસ્તુની પ્રાપ્તિ માટે તેનો ઉપયોગ કરે છે અને તેની પ્રાપ્તિથી સંતોષ માની લે છે તે મૂર્ખ છે !"

વિલાસના હૃદયમાં અપૂર્વ પ્રકાશ જળહળ્યો અને તે સાથે જ આનંદ આનંદ છવાઇ ગયો ! તે ધાઈને સાયરને ભેટી પડી અને બોલી : "સાયરસીંગ ! સાયરસીંગ ! પ્રેમનું આ અપૂર્વ જ્ઞાન તમને કોણે આપ્યું ? "

સાયર હસીને બોલ્યો : "વિલાસકુંવર ! હું ચિત્રકાર છું તે તમે જાણો છો. પ્રેમનું અપૂર્વ જ્ઞાન મને કુદરતે–કુદરતને તેના નગ્ન સ્વરૂપમાં જોવાની–અવલોકવાની–વિચારવાની મારી ટેવે મને આપ્યું છે. કહો, હવે પારાવતયુગલના પ્રેમની મીમાંસા—"

"હું સમજી ગઇ. પ્રેમમાં લીન બનેલાં–જીવનની ધન્ય ક્ષણોને અનુભવતાં પારેવાં જીવનની દરકાર નહિ કરતાં–જીવન જવાના ભયના પણ ભાન વિનાની અપર્વ આહ્લાદમય અવસ્થામાં મરણ પામ્યાં હોત,

તોપણ તેમનું જીવતર સફળ હતું! ખરેખર, એવાં પ્રેમીને ધન્યવાદ જ ઘટે. મારી ખાત્રી થઈ–મારૂં ભૂલું પડેલું ભાન હવે યથાસ્થાને આવ્યું. તમે મારી મુક્તમાળાના હવે અધિકારી બન્યા." એમ કહેતાં વિલાસે સાયરના કંઠમાં મુક્તમાળા આરોપી......

* * *

સૂર્યોદય થવાની તૈયારી હતી. રોજ પરોઢમાં ફરવા જનારી વિલાસ આજે મોડે સુધી ઉંઘતી રહી તેથી દાસીઓને ચિંતા થતી હતી કે રખેને પોતાને વેળાસર નહિ જગાડવા માટે કુંવરી તેમને ઠપકો આપશે. ભોઇઓ ક્યારના પાલખી સાથે રાહ જોઇ રહ્યા હતા. આ કારણથી એક વૃદ્ધ દાસીએ વિલાસના શય્યાખંડમાં જઇને વિલાસના મસ્તક ઉપર હાથ ફેરવી તેને જાગૃત કરી. તેણે કહ્યું: "બ્હેન! ફરવા જવું નથી? પાલખી ક્યારની આવી છે." વિલાસ ઉઠી. તે પૂરી ઉંઘ લઈ શકી નહોતી તે તેની લાલ લાલ આંખોપરથી જણાતું હતું. ગઇ રાતના સર્વ પ્રસંગો તેના મગજમાં ઉભરાતા હતા.

## પ્રકરણ ૧૮ મું

### અપહરણ

વસંત ઋતુ પૂરી થઇ હતી અને ગ્રીષ્મનો અમલ ચાલતો હતો. વસંત જે સમૃદ્ધિ મૂકી ગઇ હતી, તેની ઉપર આજે ગ્રીષ્મ પોતાનો કડક પ્રતાપ પાડતી હતી, પરંતુ ઋતુરાજની સમૃદ્ધિ ગ્રીષ્મના પ્રતાપથી હારી જાય તેવી નહોતી. નવપલ્લવથી લચી રહેલાં વૃક્ષો અડગ ઉભાં રહીને નિત્ય નિત્ય છાયાની વૃષ્ટિ કરતાં અને તાપથી સંતપ્ત થએલા પ્રવાસીઓને આરામસ્થાનરૂપ થઇ પડતાં. પ્રભાતસમયે તો એ વૃક્ષોમાંથી અપ્રતિમ માધુરી રેલાતી અને મંદારગઢની નિકટમાં આવેલી ગિરિમાળાનાં તરૂવૃન્દો એ માધુરીથી આસપાસના પ્રદેશને પ્રફુલ્લ બનાવી દેતાં.

પરોઢ થયું હતું. દિવસે તપેલી ગિરિમાળા પર અત્યારે પવનથી ડોલતાં વૃક્ષો શીતળતાની વૃષ્ટિ કરતાં ધીમું ગાન કરી રહ્યાં હતાં. અંધકાર ધીરે ધીરે પાછો હઠતો હતો. આકાશમાંના તારા અસ્ત થતા જતા હતા અને પૂર્વ દિશામાં પ્રકાશ ફૂટતો જતો હતો. પશુપક્ષીઓ હજી જાગ્યાં નહોતાં એટલે ગિરિમાળાની રમ્યતા એટલી ઊણી હતી.

ચોપાસ ઝૂકી રહેલાં વૃક્ષોની મધ્યમાં આવેલા એક વિશાળ કોતરમાં ચાર ઊંટ ઝોકારેલા હતા. નજીકમાં ચાર ઊંટસવારો સાથરો કરીને સૂતા હતા. ચોપાસ આવી રહેલી ઉંચી નીચી ટેકરીઓથી આસપાસનું દૃશ્ય બંધાઈ જતું હતું અને ઝાડી ગીચ હતી એટલે સહજ રીતે ધોળે દિવસે પણ આ ઊંટસવારો ઉપર કોઈની દૃષ્ટિ પડે તેમ નહોતું. તેઓએ ત્યાં મધરાતે આવીને પડાવ નાંખ્યો હતો અને પરોઢ થવાની તેઓ રાહ જોઇ રહ્યા હતા. પરોઢની શીતલ લહરિએ તેમાંના એકને બાતમી આપી કે હવે પ્રભાત થવાને બહુ વાર નથી, એટલે તે ઉઠ્યો અને બોલ્યો: " કીશનમલ ! જાગે છે કે હજી ઉંઘે છે ? "

" જાગું છું, ભાઇ, જાગું છું, પણ હજી ઉંચે તો જો ! બહુ રાત બાકી છે." કીશનમલે જવાબ દીધો.

કીશનમલના સાથીએ આકાશ તરફ દૃષ્ટિપાત કર્યો. શુક્રનો તારો હજી ઠીક ઠીક ઉંચો હતો, એટલે પ્રભાતને સારી પેઠે વાર હતી એમ તે સમજી ગયો; છતાં હવે કાંઇ ઉંઘાય તેમ નહોતું, તેણે પુનઃ કહ્યું: " હજી વાર છે ખરી, પણ હવે ગફલતમાં રહીને ઉંઘાય નહિ. "

" ઠીક ત્યારે, આ હું તો ઉઠ્યો." કીશનમલ ઉઠ્યો અને તેનો સાથી જેનું નામ ગાંગો હતું તે ઉઠ્યો. કીશનમલે ગાંગાને કહ્યું: " સામેની ટેકરીઓની પાછળ તારો ઊંટ લઇને જા, અને હું તથા આંડણ જઇએ છીએ તળેટીએ. તારણમલ અહીં જ રહેશે અને અમારા ઊંટ પણ જાળવશે. બસ, બાકી શું કરવું તે બધું મેં તમને અગાઉથી કહી રાખેલું જ છે."

ગાંગાએ પોતાનો ઊંટ ઉઠાડ્યો અને આગળ કર્યો. કીશનમલ

અને માંડણ ઊંટને ત્યાં જ રહેવા દઇને ચાલ્યા. ગાંગાને પોતાના ઊંટ સાથે અંધકારમાં અદશ્ય થતો જોતા જોતા કીશનમલ અને માંડણ ટેકરીઓ ચડતા–ઊતરતા તળેટી તરફ જવા લાગ્યા. તળેટી બહુ દૂર રહી નહિ એટલામાં તો કોઈની વાતચીત કીશનમલ તથા માંડણના સાંભળવામાં આવી અને તે બેઉ જણા થંભી ગયા.

કીશનમલ અહીં શામાટે આવ્યો હતો તે શું વાચકને કહેવાની જરૂર છે? મહંતે આપેલી લાલચથી તે અહીં રાજકુમારી વિલાસકુંવરને હરી જવા આવ્યો હતો. વિલાસકુંવરના મહાલય ઉપર હલ્લો કરીને તેને મહાલયમાંથી ઉપાડી જવી તે કામ જરા આકરૂં હતું એટલે આ સહેલે માર્ગે તે પોતાનું કાર્ય પાર પાડવા આવ્યો હતો. વિલાસ રોજ પ્રભાતમાં વહેલી ગિરિમાળામાં ફરવા આવતી હતી, તે બાતમી તેને મળી હતી એટલે અહીંથી તેને કોઇ જાતની હરકત વિના કે કોઇને ખબર પડવા દીધા વિના ઉપાડી જવી તે જ વધારે ઠીક છે એવું સમજીને તે પોતાના ત્રણ સાથીઓને લઇને મધરાતનો આવીને પડ્યો હતો. પાછળ એકાદ કોસ જેટલે દૂર ગિરિમાળામાં જ તેણે પોતાના બીજા દોઢસો સાથીઓને છુપાવી રાખ્યા હતા કે જેથી કદાચ ધીંગાણું થાય તોપણ પહોંચી શકાય.

અરૂણોદય હજી થયો નહોતો પણ થવાની તૈયારી હતી. પૂર્વાકાશમાં લાલિમાનું દર્શન થવા લાગ્યું હતું. કોઇની નજીક આવતી વાતચીત સાંભળતાં જ કીશનમલ તથા માંડણ એક ટેકરીની પાછળ છુપાઈ ગયા અને વાતચીતને વધારે ધ્યાનથી સાંભળવા લાગ્યા. વાતચીત સમજાતી નહોતી, પરન્તુ કીશનમલ એટલું તો સમજી ગયો કે વાતચીત કરનારાં-ઓમાં એક સ્વર સ્ત્રીનો છે અને બીજો સ્વર પુરૂષનો છે. તેમાંની એક તો રાજકુંવરી હોવા વિષે કીશનમલને જરાએ સંશય નહોતો, પણ તેની સાથેનો પુરૂષ કોણ હશે? કીશનમલ મનમાં ગુંચાવા લાગ્યો.

એ સ્ત્રી અને પુરૂષ ધીરે ડગલે વાતચીત કરતાં આગળ વધતાં હતાં. જે ટેકરીની પાછળ કીશનમલ અને માંડણ છુપાયા હતા તે ટેકરીની પાસે તેઓ પહોંચે તે પહેલાં તો તેઓ બીજી દિશાએ વળી ગયાં અને વાતચીત સંભળાતી પણ બંધ થઇ ગઇ.

કીશનમલનો ઇરાદો તળેટીમાંથી જ રાજકુંવરીની પાછળ પાછળ પર્વત ઉપર ચડવાનો હતો અને પોતાના પડાવની નજીક રાજકુંવરી જાય પહોંચે કે તુરત તેને ઉપાડીને ઊંટ પર નાંખી વિદાય થઇ જવું એવી તેની તરકીબ હતી; પરન્તુ તે તળેટી સુધી પહોંચે તે પહેલાં રાજકુંવરી પર્વત ઉપર ચડી ગઇ હતી એટલે તળેટી સુધી જવાની હવે જરૂર રહી નહોતી. તે ત્યાંથી પાછો ફર્યો અને એ બેઉ જણાં વાતચીત કરતાં કઇ દિશાએ ગયાં તે જોવાને એક ટેકરી ઉપર ચડ્યો. અજવાળું વધતું જતું હતું પરન્તુ કીશનમલની દૃષ્ટિએ કોઇ પડ્યું નહિ.

તે ટેકરી પરથી ઊતરીને પોતાના પડાવની સામી દિશા તરફ જતો હતો એવામાં ગાંગો તેને મળ્યો. ગાંગો બોલ્યો : "રાજકુંવરી અને એક રજપૂત એમ બે જણાં હમણાં નજીકમાં થઇને આગળ ગયાં. હું છાપો મારત, પરન્તુ રજપૂત હથીયારબંધ હતો એટલે મેં એકદમ સાહસ કર્યું નથી."

"ઠીક, ગાંગા! પણ એ રજપૂત કોણ છે?"

"મને તો પેલા બે ગુજરાતી રજપૂતો આવ્યા છે તેમાંનો એક હોય એમ લાગ્યું." ગાંગાએ કહ્યું.

વિલાસ અને સાયર વચ્ચે વધી ગએલા પરિચયની ખબર કીશનમલને હજી નહોતી, નહિતો તેણે જરૂર માન્યું હોત કે વિલાસની સાથેનો રજપૂત તો સાયર સિવાય બીજો કોઇ ન હોય.

કીશનમલ બોલ્યો: "ઠીક, ત્યારે રાજકુંવરીને ઉપાડતાં આપણને એક રજપૂતની સાથે થોડું લડી લેવું પડશે એટલું જ ને? કાંઈ ફીકર નહિ; પણ હવે જો તે બેઉ ફરીથી તારા જોવામાં આવે, તો તું મને શિયાળનો અવાજ કાઢીને ચેતાવજે એટલે હું આવી પહોંચીશ, અને એવા જ અવાજથી હું તને ચેતાવું તો તું આવી પહોંચજે."

"સારૂં."

કીશનમલ હવે ગાંગા પાસેથી નીકળીને પોતાના પડાવમાં પાછો ફર્યો નહિ; પણ આગળ ચાલ્યો અને માંડણને તેણે બીજી દિશાએ

મોકલ્યો. પ્રકાશ વધતો જતો હતો અને દૃષ્ટિને અગોચર લાગતી દૂરની ઝાડી હવે દૃષ્ટિનો વિષય થઇ શકતી હતી. પક્ષીઓનો કલરવ ધીરે ધીરે ફૂટતો જતો હતો અને એ શાંત ગિરિમાળામાં ચેતના પ્રસરતી જતી હતી. કીશનમલ ટેકરીઓની આસપાસ ચકરાવો લેતો આગળ વધ્યે જતો હતો, એવામાં તેણે શું જોયું ?

એક ઉંચી ટેકરી પરના આડાઅવળા ખડકોની પાછળ એક કસુંબલ ઓઢણી ફરફરી રહી છે ! એ ઓઢણીનો રંગ કહેતો હતો કે તે ઓઢનારી કોઇ ભીલડી કે વનવાસિની સ્ત્રી નથી, પણ કોઈ રાજવંશી બાળા જ હોવી જોઇએ. ખડકો એવી રીતે આવેલા હતા કે સહજ તે તરફ કોઈની દૃષ્ટિ જાય નહિ પણ ત્યાં છુપાએલી વ્યક્તિ આસપાસનું દૃશ્ય જોઇ શકે. કીશનમલ બે ડગલાં આગળ વધ્યો કે તુરત તે કસુંબલ ઓઢણીની ઓઢનારી સુંદરીએ તેને જોયો. કીશનમલે પણ તેને જોઇ લીધી. તેણે જોયું કે એ સ્થળે એ સુંદરી એકલી જ બેઠી છે, તેની સાથે પહેલાં જે પુરૂષ હતો તે અત્યારે નથી. એક સ્ત્રીનું હરણ કરી લેવાનો આથી વધારે સારો દાવ તેને બીજો ક્યારે મળવાનો હતો ?

કીશનમલના બધાએ પાસા સવળા પડી ચૂક્યા. રાજમહેલ પર હલ્લો કરવાની જરૂર ન પડે તેટલા માટે તેણે રાજકુંવરીને પર્વત પરથી ઉપાડી જવાનો ઠરાવ કર્યો હતો તે પાર પડ્યો. તેની સાથે એક પુરૂષ હતો તેની સાથે કદાચ લઢવું પડે એવો સંભવ હતો, તે સંભવ પણ હવે દૂર થઇ ગયો હતો. અત્યંત સહેલી રીતે રાજકુંવરીને ઊંટ પર નાંખીને ઉપાડી જવાનો તેને લાગ મળ્યો હતો, પછી બીજું શું જોઇએ ? રાજકુંવરીને જરા પણ સંશય ન આવે તે રીતે પાછો તે ટેકરીઓની પાછળ અદૃશ્ય થઈ ગયો અને અધઘડીમાં તો તે ત્રણ ઊંટ અને બીજા બે સવારો લઇ આવીને પાછો દેખાયો. તુરત તેણે શિયાળના જેવી ચીસ નાંખી અને તે ટેકરી ઉપર ચડ્યો.

પુરૂષની આંખમાંથી તેની દુષ્ટ ભાવનાને સ્ત્રી તુરત કળી જાય છે.

કીશનમલને ઉપર ચડતો જોતાં જ તે બાળા ચેતી ગઇ અને પોતા ઉપર બળાત્કાર કરવાને કોઇ હરામખોર આવી રહ્યો છે એવું તેના ધ્યાનમાં તુરત આવી ગયું. ભેઠમાંથી કટારી કાઢતીક તે આગંતુકની સામે ઉગામીને ઊભી: "ચાલ્યો આવ! બાયલા! મને એકલી જોઇને તું આવ્યો છે, પણ યાદ રાખજે કે હું એકલી નથી; મારી કટારી મારી સાથે છે!"

પણ કીશનમલના પ્રચંડ બાહુ પાસે કટારીની ધમકીનું શું જોર ચાલે? તે બાળા કટારીનો ઉપયોગ કરી શકે તે પહેલાં તો કીશનમલે તેના બેઉ બાહુ પકડી લીધા અને તેના મ્હોંમાં કપડાનો ડૂચો મારી તેને બોલતી બંધ કરી દીધી! માંડણ અને કીશનમલે તેના તરફડીયાં મારતા દેહને ઉંચકીને નીચે આણ્યો અને પછી તેને ઊંટ ઉપર બેસાડીને બાંધી લીધી. એટલામાં ગાંગો પણ કીશનમલની શિયાળના સરખી ચીસ સાંભળીને આવી પહોંચ્યો. આ બધું માત્ર પા ઘડીમાં જ બની ગયું! જ્યારે તેઓ ગિરિમાળામાંથી આ અપહરણ કરીને જતા હતા, ત્યારે સૂર્ય પૂર્વ દિશાની દૃષ્ટિગોચરક્ષતિજમાં ઉગતો દેખાતો હતો.

## પ્રકરણ ૧૯ મું

### પ્રેમજ્યોતનું પ્રકટીકરણ

"અહા! એ સુખદાયક સ્વપ્ન! દાસીએ મને એ સ્વપ્નમાંથી જાગૃત ન કરી હોત તો કેવું સારૂં હતું? જ્યોત અને જ્વાળાની મીમાંસા કરી બતાવનારૂં એ સ્વપ્ન મારા જીવનની છેલ્લી ઘટિકા સુધી ચાલ્યું હોત તો!" એમ ગણગણતી વિલાસ નિત્યકર્મમાં પ્રવૃત્ત થઇ, પરન્તુ તે એ બધું કેવળ યંત્રવત્ કર્યે જતી હતી. તેનું ચિત્ત તો સાયરની ગઇ રાત્રિની તન્મયતામાં જ લાગી રહેલું હતું. થોડી જ વારમાં તે નિત્યકર્મમાંથી પરવારી ગઇ અને જે ઓરડામાં તેણે સાયરને આખી રાત ગોંધી રાખ્યો હતો તે ઓરડામાં જઇ પહોંચી.

તેણે શું જોયું ? જે આસન પર **સાયર** બેઠો હતો તે જ આસન પર તે ઉંઘી ગયો હતો. તેના જમણા હાથમાં હજી પીછી જેમની તેમ હતી પરંતુ બીજા હાથમાંની ચિત્રપાટી નીચે પડી • ગઈ હતી. પરન્તુ અહો ! **સાયર**ની ઇચ્છાથી વિલાસે પોતાના જે બહુમૂલ્ય અલંકારો ઊતારીને બાજુએ મૂક્યા હતા તેમાંની એક મુક્તામાળા-તેજસ્વી મોતીની માળા–**સાયર**ના કંઠમાં આરોપાયલી હતી ! શું **સાયરે** પોતે આ મુક્તામાળા પોતાની મેળે પહેરી લીધી હશે ? નહિતો જે માળા પોતે પોતાના કંઠમાંથી કાઢીને દૂર મૂકી હતી તે **સાયર**ના. કંઠમાં ક્યાંથી આવીને પડે ? પોતાના બીજા અલંકારો જેમના તેમ પડ્યા હતા, અને તેમાંની એક મુક્તામાળા શું **સાયર**ના કંઠમાં પોતાની મેળે ઉડી પડી હોય ? ના, ના, એમ કદાપિ બને નહિ. વિલાસના દિગ્મૂઢ બની ગએલા મનના આ પ્રશ્નોત્તરો હતા. તેને તુરત તેનું ગઇ રાત્રિનું સ્વપ્ન સાંભર્યું. સ્વપ્નમાં પોતે **સાયર** ઉપર પ્રેમમુગ્ધ થઇને માળા પહેરાવી હોવાનું પણ તેને સાંભર્યું અને **સાયર** સાથે ચાલેલી પ્રેમ-મીમાંસા સ્મરણમાં ઉભરાવા લાગી : પણ એ તો સ્વપ્ન માત્ર હતું ! ત્યારે આ માળાનું આરોપણ **સાયર**ના કંઠમાં કોણે કર્યું ?

વિલાસની દૃષ્ટિ હવે પ્રેમદીપિકા તરફ ફરી. પ્રેમદીપિકાનો અર્ધદગ્ધ દેહ દૃષ્ટિને ગ્લાનિ ઉપજાવતો ઊભો હતો. વિલાસને લાગ્યું કે દીપિકાનું આ ખેદજનક સ્વરૂપ પોતે અત્યારે બીજી વાર જુએ છે. તેને સાંભર્યું કે પોતે જ્યારે તે ઓરડામાંથી **સાયર**ને એકલો છોડીને ચાલી ગઇ ત્યારે તો પ્રેમદીપિકા ઉપર થોડા બળતા અંગારા વળગેલા હતા અને અત્યારે તે હોલવાઇને ઠંડા–કાળા બની ગએલા હતા. તોપછી દીપિકાને અત્યારના જ સ્વરૂપમાં પોતે બીજી વાર કેવી રીતે જોઇ હોય ? તે ગુંચવાઇ ગઇ ખરી, પરન્તુ તેને બરાબર સાંભરતું હતું કે પોતે એ જ સ્વરૂપમાં–બળતા અંગારા સાથેના સ્વરૂપમાં–એ પૂતળીને અત્યાર પહેલાં એક વાર જોઇ હતી; પણ તે ક્યારે ? શું માત્ર સ્વપ્નમાં જ ?

શાંત નિદ્રા લેતા અને બીડેલા ઓઠમાં અદૃષ્ટ સ્મિત સ્ફુરાવતા

સાયરને વિલાસ ઘડીભર આનંદપૂર્વક નિહાળી રહી. તેના વદનની પ્રત્યેક રેખામાંથી વિલાસને એટલું સૌંદર્ય અને માધુર્ય સ્ફુટ થતું દેખાતું હતું કે તે એ રેખાઓ જોવામાં જ દત્તચિત્ત બની ગઇ. તેના અંતર્માં અત્યારે એક દિવ્ય જ્યોત સળગતી હતી. એ જ્યોતના પ્રકાશમાં કોઇ એવી વૃત્તિ નાચતી હતી કે જેથી વિલાસને રોમે રોમે આનંદ સ્ફુરતો હતો. આ આનંદનું પૃથક્કરણ કરવાને વિલાસે અંતર્મુખ થવા યત્ન કર્યો પણ એ જ્ઞાતયૌવના છતાં મુગ્ધા બાળા તેનું પૃથક્કરણ કરી શકી નહિ.

"સાયર ખરેખર સુંદર છે, નહિ ?" તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો અને તુરત તેણે નીચે પડેલી ચિત્રપાટી પોતાના હાથમાં લીધી. ચિત્રપાટીમાં પોતાની જ પ્રતિકૃતિ આલેખાએલી તેણે જોઇ અને એ હુબહૂ તથા સુંદર પ્રતિકૃતિ જોતાં તેને જે આનંદ થયો તે આનંદ કરતાં પણ વિશેષ તો તેની દિગ્મૂઢતા હતી. જે તન્મયતાથી પોતે સાયરનું ચિત્રાલેખન જોઇ રહી હતી, તેજ તન્મયતાની છાપ પોતાના પૂર્ણ નૈસર્ગિક સૌંદર્ય સાથે સાયરે તે ચિત્રમાં છાપી હતી. પોતે પોતાની સામે અરીસો રાખીને તેમાં પોતાનું પ્રતિબિંબ જ નિહાળી રહી હોય એવો વિલાસને આભાસ થવા લાગ્યો. અને આ સુંદર ચિત્ર સાયરે પહેલાં પૂર્ણ પ્રકાશમાં અને પછી કેવળ અંધકારમાં જ આલેખ્યું હતું ! પોતાના સૌંદર્યના અવલોકનમાં દત્તચિત્ત—તન્મય બની ગએલો, તે કાર્યમાં પોતાના દેહભાનને સંપૂર્ણ રીતે વિસરી ગએલો તત્સમયનો સાયર વિલાસની નજર સામે તરી આવ્યો. વિલાસ આ સુંદર, મધુર, અદ્‌ભુત, કલારસિક અને નિર્મળ ચિત્તના યુવકને નિહાળી રહીને પોતાનું દેહભાન વિસરવા લાગી. તે બે ડગલાં તેની નજીક ગઇ. ઉંઘતા સાયરના બેઉ સ્કંધો ઉપર તેણે પોતાના હાથ મૂકયા અને અનિમેષ નયને તે અત્યંત નિકટથી તેના વદનની પ્રત્યેક રેખામાંથી ફુવારા ઉછાળતી મધુરતાને ઝીલવા લાગી, મુખદ્વારા એ મધુરતા ઝીલવાને તેના ઓષ્ટ સળવળ્યા, પરન્તુ વિલાસનાં હસ્તસ્પર્શથી સાયર તત્ક્ષણ જાગી ગયો ! વિલાસ ગભરાઇ. એક પુરૂષ સમીપે પોતે ભાનભૂલી કિંવા અસભ્ય લેખાશે એવો

વિચાર આવતાં તે કંપી ગઇ, તેણે તુરત હાથ પાછા ખેંચી લીધા, પરન્તુ તેમ કરતાં જરા મોડું થઇ ગયું. સાયર જાગતાં જ બોલ્યોઃ "તમે મને ન જગાડચો હોત તો કોણ જાણે હું ક્યારસુધી ઉંઘ્યા કરત !"

મનોભાવ છુપાવવાની આવી ચોરી વિલાસે આજે પહેલી જ વાર કરી. તે બોલીઃ "હા, મને પણ લાગ્યું કે હવે મારે તમને જગાડવા જોઇએ. શું ચિત્ર દોરતા દોરતા તમે આમ ને આમ ઉંઘી ગયા ?"

"હા, હું ક્યારે ઉંઘ્યો તેની મને ખબર નથી. તમારી પ્રેમદીપિકાનો દીવો ક્યારસુધી સળગ્યો અને ક્યારે હોલાયો તેની મને ખબર નથી."

"હું અહીંથી ક્યારે ગઇ તેની તો તમને ખબર હતી."

"હું ચિત્ર દોરતો હતો ત્યાંસુધી તો તમે બેઠાં હતાં, પછી દીવો હોલાઇ ગયો ત્યારે તમે નહોતાં."

"જુઓ, પેલી મારી પ્રેમદીપિકા !"

"અહો, શું તેના હાથ–મ્હોં બળી ગયાં છે ?" સાયરના વદન ઉપર ગ્લાનિ છવાઈ ગઇ. "રાજકુમારી ! મેં જ્યોતને બદલે જવાળા માંગી તેથી જ આમ થયું અને એક સુંદર વસ્તુનો નાશ થયો."

"કાંઇ ચિંતા નહિ, સાયરસીંગ ! તમે દોરેલું ચિત્ર એ દીપિકા કરતાં વધારે મૂલ્યવાન છે. પણ મારે તમને એક વાત પૂછવાની છે કે તમારા કંઠમાં શું છે ?"

સાયરે બ્હેબાકળા બનતાં જોયું કે વિલાસની મુક્તામાળા પોતાના કંઠમાં હતી ! તે કિંકર્તવ્યમૂઢ બની ગયો અને એકદમ કંઠમાંથી માળા કાઢીને બોલ્યોઃ "વિલાસકુંવર ! આ તમારી મુક્તામાળા મારા કંઠમાં ક્યાંથી ?"

વિલાસે જોયું કે પોતાના કંઠમાં મુક્તામાળા ક્યાંથી આવી તેની ખબર સાયરને પોતાને પણ નથી. પોતે સ્વપ્નમાં જે મુક્તામાળા સાયરને પહેરાવી હતી તે સાચેસાચ તેના કંઠમાં કેવી રીતે આવીને પડી તે જ તેના મનનો પ્રશ્ન હતો. તે સાયરને કશો જવાબ ન આપતાં બહાર ચાલી ગઇ અને દાસીઓને ધમકાવીને તેણે પૂછવા માંડયું કે "રાત્રે

આ ઓરડાઓ કોઇએ ઉઘાડયા હતા ?" દાસીઓએ જવાબ આપ્યો: "બાસાહેબ! આપ જ રાત્રે ફરીથી ઓરડા ઉઘાડીને અંદર ગયાં હતાં ને? તે વખતે તમે સોનેરી કીનારની લાલ શાલ ઓઢી હતી અને તમે માથે ઉઘાડાં હતાં!" આ જવાબ સાંભળીને વિલાસ વિશેષ આશ્ચર્ય પામી. પોતે દીપિકાને ઠરી ગએલા અંગારા સાથે જોઈ હતી તે ખરેખર ઉંઘમાં તે ઓરડામાં પોતાની મેળે ચાલી આવીને જ જોઈ હોવી જોઇએ એવી તેની ખાત્રી થઈ.

તે દોડતી પાછી સાયર પાસે ગઇ અને સાયરે ઊતારી નાંખેલી મુક્તામાળા પુનઃ તેના કંઠમાં આરોપતી બોલી: "સાયરસીંગ! રાત્રે ઉંઘમાં અહીં આવીને મેં જ તમારા કંઠમાં આરોપેલી આ મુક્તામાળા હવે પુનઃ હું જાગૃત અવસ્થામાં તમારા કંઠમાં આરોપું છું! આજથી તમે મારા......"

"ધીરાં પડો, રાજકુમારી! હું ગરીબ રજપૂત છું: તમારા પ્રેમને પાત્ર થવાની મારામાં યોગ્યતા નથી. હું ગરીબ ચિત્રકાર છું, તમે એક રાજવંશી બાળા છો."

"હા, હું રાજકુમારી છું, પણ નિર્મળ ચિત્તના સાચા પ્રેમની હું ભીખારણ છું. સાયરસીંગ! મારૂં મનપતંગ તમારા પ્રેમના પ્રકાશની આસપાસ ભ્રમવા લાગ્યું છે: પણ સાવધાન! અત્યારે આ મારો ગુહ્ય નિર્ણય છે. સાયરસીંગ! મારો પ્રેમ મેળવવા એક રાજકુમાર આવ્યો છે, તે અહીંથી પાછો ચાલ્યો ન જાય, ત્યાંસુધી આપણો પ્રેમસંકેત ગુપ્ત જ રાખવાનો છે. તે એક બે દિવસમાં ખુલ્લો ન પડે ત્યાંસુધી તમે મારા મનોમંદિરના અને ગૃહમંદિરના કેદી છો, સમજ્યા?"

"હેં?"

"હા, એ કેદ શું તમને અકળાવશે?"

સાયર કશો જવાબ નહિ આપતાં વિલાસની કીકીઓમાં પોતાના દેહનું પ્રતિબિંબ જોઇ રહ્યો. વિલાસ આ શું બોલી રહી છે તેની વિચારણામાંથી તેનું ચિત્ત નવરૂં પડી શક્યું નહિ અને મુખ કશો

ઉચ્ચાર પણ કરી શક્યું નહિ. માત્ર તેનાં અને વિલાસનાં નેત્રોમાંથી પ્રકટતી જ્યોતનો એક તેજસ્વી સ્થંભ બંધાઈ ગયો અને બેઉ એક બીજાને જોતાં કેટલીક ક્ષણ અવાક્ ઊભાં રહ્યાં!

એક ક્ષણ, બે ક્ષણ, ત્રણ ક્ષણ વીતી ગઇ. મુખમાંથી વહતા મધુરા સ્મિત સમેત વિલાસ ત્યાંથી પાછી ફરી. તેના વદન પર સ્વર્ગીય આનંદ છવાએલો હતો. દાસીઓ પણ એ વદન પરના અપૂર્વ આનંદને જોઇને આશ્ચર્ય પામી.

* * * *

થોડી વારમાં ત્યાં કારમા સમાચાર આવ્યા કે રાધાં અને હરનામ ગિરિમાળામાં ફરવા ગયાં હતાં, ત્યાંથી એકાએક રાધાને બહારવટીઆઓ ઉપાડી ગયા છે અને હરનામ વ્હાર લઇને બહારવટીઆની પાછળ પડ્યો છે! રાધાનો પિતા ખડ્ગસિંહ બહારવટીઆના ભાવી ગંભીર આક્રમણની સામે થવાને નગરરક્ષણની તૈયારીઓ કરી રહ્યો હતો એવા પણ સમાચાર આવ્યા. આ કારમી ગંભીર વાતો સાંભળીને વિલાસ અને તેનાં સૌ દાસ–દાસીઓ ભયચકિત થઈ ગયાં.

---

## પ્રકરણ ૨૦ મું

---

### જેમાં હરનામ બહારવટીઆની પૂંઠ પકડે છે.

રાધા અને હરનામ ગિરિમાળામાં પરોઢમાં ગયાં હતાં. તેનો હેતુ સાયર અને વિલાસની ચેષ્ટા જોવાનો જ માત્ર હતો, તે વાચકો જાણે છે. સાયર અને વિલાસને પોતાની નજરે એક વાર જોયા પછી સાયરને યથાયોગ્ય ચેતવણી આપવાને હરનામે ગિરિમાળામાં જવાનો સંકેત કરી રાખ્યો હતો. સાયર તે રાત્રિએ ઘેર જ આવ્યો નહોતો, તેની હરનામને ખબર નહોતી. જ્યારે તે પરોઢમાં ઉઠ્યો અને ગિરિમાળા તરફ સંકેત મુજબ જવાને તૈયાર થયો, ત્યારે સાયર ઘેર નહોતો,

પણ તે ઉપરથી તેણે એમ માની લીધું કે સાયર રાત્રે મોડો ઘેર આવ્યો હશે અને પાછો પરોઢમાં ફરવા નીકળી ગયો હશે. રાધા અને હરનામ પરોઢમાં ગિરિશિખરો ચઢતાં હતાં ત્યારે તેમાંના કોઇને ખબર નહોતી કે વિલાસ કે સાયર અહીં આવ્યાં નથી અને આવવાનાં પણ નથી. ચોપાસ ફરીને છેવટે તેઓ બેઉ એવાં જૂદાં જૂદાં સ્થાનો પસંદ કરીને બેઠાં કે જેથી વિલાસ અને સાયર આવતાં હોય તો તુરત તેમાંના એકની દૃષ્ટિએ પડ્યા વિના રહે નહિ. એક શિખર પર રાધા છુપાઇને બેઠી અને બીજા શિખર પર હરનામ છુપાઇને બેઠો. તેઓ પોતાની બેઠક પરથી એક બીજાને જોઇ શકતાં નહોતાં; આ જ કારણથી જ્યારે કીશનમલ્લ રાધાને વિલાસકુંવર સમજીને તેનું અપહરણ કરી ચાલ્યો, ત્યારે હરનામને તે વિષે કશી ખબર પડી નહિ, પરન્તુ જ્યારે કીશનમલ અને તેના સાથીઓના ઊંટો ઝપાટાબંધ ગિરિમાળા ઊતરતાં હરનામની દૃષ્ટિએ પડ્યા અને રાધાની ઓઢણીનો કસુંબલ રંગ એક ઊંટ ઉપર તેના જોવામાં આવ્યો ત્યારે હરનામ ચોંક્યો.

હરનામે બૂમ મારી : "રાધાકુંવર! રાધાકુંવર!"

ગિરિમાળામાં પડઘા પડ્યા : "રાધાકુંવર! રાધાકુંવર!"

પણ દૂર દૂર અદૃશ્ય થઇ જતા ઊંટ સુધી એ સ્વર પહોંચે તેમ નહોતું અને પહોંચ્યો હોત તોપણ જેના મુખમાં ડૂચો ખોસાયલો હતો એવી એ સુકુમાર બાળા હરનામને પ્રત્યુત્તર આપી શકે તેમ નહોતું. કીશનમલ્લ તો રાધાને વિલાસ સમજીને જ ઉપાડી જતો જોતજોતાંમાં અદૃશ્ય થઇ ગયો.

હરનામ સત્વર ગિરિશિખર પરથી નીચે ઊતર્યો. જે શિખર ઉપર રાધા બેઠી હતી તે તરફ તે દોડ્યો પણ ત્યાં રાધા નહોતી. તે ગભરાતો-ગભરાતો આમ તેમ જોવા તથા દોડવા લાગ્યો. કદાચ રાધા બીજા કોઇ ગિરિશિખર પર હોય એમ સમજીને તે ચોપાસ જોતો આમ તેમ દોડવા લાગ્યો પણ રાધા ક્યાં હતી કે તેની નજરે પડે! તેણે ઉપરાઉપરી બૂમો પાડવા માંડી પણ તેને કશો પ્રત્યુત્તર મળ્યો

નહિ. હવે જ તેને કલ્પના આવી કે કોઇ હરામખોરો રાધાનું અપહરણ કરી ગયા હોવા જોઇએ. તે તળેટી તરફ દોડતો ઊતરવા લાગ્યો. અધવચ્ચ આવતાં એક ભીલને તેણે એક ઝાડ પાડતો જોયો. તેણે તેને પૃચ્છા કરીઃ " ભાઇ, થોડી વાર પહેલાં પર્વતમાં કોઇ અજાણ્યાં માણસો જોવામાં આવ્યાં ?"

ભીલ બોલ્યોઃ " કોઇ બોકાની બાંધેલા ચાર જણ ઊંટ ઉપર ઝપાટાબંધ જતા હમણાં જ ગયા."

" તેમની સાથે બીજું કોઇ હતું ?"

" નારે, પણ એક ઊંટ પર કસુંબલ રંગની ઓઢણીમાં કાંઇ બાંધેલું તો હતું."

" તે કઈ દિશાએ ગયા ?"

" આથમણી તરફ."

" તે લોકો કોણ હશે ?"

" એ તો શી ખબર ? એમના ઢંગ તો બહારવટીઆ જેવા હતા."

" હેં !" હરનામનું હૈયું ક્ષણભર ધબકતું બંધ થઇ ગયું. તેના હૈયામાં ગભરાટ હતો, આંખોમાં રોષ હતો, વદનરેખાઓમાં અધીરાઇ હતી. જો રાધાનું અપહરણ પોતાની દૃષ્ટિ સમીપે થયું હોત તો પોતે બહારવટીઆ સાથે લડીને ખપી જવામાં પોતાનું જીવન સાર્થક કરત. જો પાંખો હોત તો પોતે ઉડીને બહારવટીઆ પાસે પહોંચીને તેમને આગળ વધતા અટકાવી રાધાને છોડાવવા લડત. જો અત્યારે પોતાની પાસે ઘોડો હોત તોપણ તે આંખો મીંચીને એકલો પણ તેમની પૂંઠ પકડત; પરન્તુ હરનામ લાચાર હતો. તત્કાળ રાધાની વ્હાર કરવાનું કશું સાધન તેની પાસે નહોતું. ગભરાટ અને વિચારમૂઢતામાં વધુ સમય ગાળવાની નિરર્થકતા તેણે જોઇ લીધી. તત્ક્ષણ તે તળેટી તરફ દોડ્યો. ત્યાં રાધાને લઇને આવેલી પાલખી અને ભોઇ લોકો બેઠા હતા, તેમને તેણે વાત કરી અને તેઓ સૌ ત્યાંથી ઉતાવળે નગર તરફ ગયા.

રાધાનું અપહરણ થયું હોવાની ખબર નગરમાં પ્રસરતાં ચોમેર

હાહાકાર વર્તાઇ ગયો. જોધમલ બહારવટીઓ હવે ઠેઠ મંદારગઢ સુધી પહોંચી જીવતાં માણસો પકડી જવા લાગ્યો, એ બનાવ ઉપરથી લોકો અનુમાનનાં કાંઇ કાંઇ ચણતર ચણવા મંડી ગયા. સેનાપતિ ખડ્ગસિંહે પોતાની પુત્રીના અપહરણના સમાચાર વિનાગભરાટે અને વીરતાથી સાંભળ્યા. રાધા અને હરનામને પરોઢમાં ગિરિમાળામાં ફરવા જવાની પરવાનગી ખડ્ગસિંહે જ આપી હતી અને પાલખીમાં રાધાને લઇ જવાની વ્યવસ્થા પણ તેણે જ કરી હતી એટલે હરનામને કશો સંકોચ પામવાનું કારણ નહોતું, પરન્તુ તેઓ બેઉ ગિરિમાળામાં કેમ છૂટાં પડયાં હતાં તેની સ્પષ્ટતા કરવા માટે હરનામને પોતાના તથા રાધાના સંકેતની સત્ય ઘટના ખડ્ગસિંહ પાસે પ્રકટ કરવી પડી. વિલાસ અને સાયરના પરસ્પર પરિચયની વાત અત્યારે ખડ્ગસિંહે પહેલી જ વાર જાણી; પરન્તુ તે વિષે વિચાર કરવાનો અત્યારે તેના મનને અવકાશ મળી શકે તેમ ન હતું.

"હરનામસિંગ! બહારવટીઆઓને જેર કરવામાં આપણે જેટલો વિલંબ કર્યો તેટલો આપણને ગેરલાભ થયો. મારી જ પુત્રીનું અપહરણ કરવાનું એ દુષ્ટોને સૂઝ્યું, તે ઉપરથી તેમણે મને જ લડવાનું આહ્વાન કર્યું હોય એમ લાગે છે. મંદારગઢના સેનાપતિની સામે તેણે લડવાનો પડકાર કર્યો એ અર્થસૂચક છે હોં! તેનો અર્થ તમે શું સમજો છો?"

"બહારવટીઆ બલવત્તર થતા ગયા છે, એમ જ ને?"

"હા, આવું દુષ્ટ કામે તેમણે આજે પહેલી જ વાર કર્યું. જ્યાંસુધી રાજાજી જીવંત હતા, ત્યાંસુધી તેમની હાક એવી હતી કે તેઓ મંદારગઢની નજીક તો ફરકી શકતા નહિ, અને હવે તેઓ બૂરામાં બૂરાં કામો કરવાની હિંમત કરી શકે છે, સમજ્યા?"

"હાજી."

"આની વિશેષ અર્થસૂચકતા એ છે કે આપણા તાબાના ઠાકોરોનો હવે બહારવટીઆઓને ટેકો મળતો હોવો જોઇએ. મને તો એમ પણ લાગે છે કે રાજાજીના મૃત્યુથી આપણા તાબાના ઠાકોરો

સ્વતંત્ર થવા અને લાગ મળ્યે મંદારગઢ પર ચઢાઈ લાવી આખું રાજ્ય વહેંચી લેવા પણ હિંમત કરે. બહારવટીઆ દ્વારા તેમણે વાતાવરણ કસી જોવા પણ યત્ન કેમ ન કર્યો ન હોય ?"

"બાપુ ! આપ કહો છો તે બધી સાચી ગણત્રી હશે, પરન્તુ એક વાત મને બંધ બેસતી લાગતી નથી. રાધાકુંવરનું અપહરણ જોધમલ બહારવટીઓ કરે એ મને સંભવિત લાગતું નથી. આપણા રાજ્યમાં તેની ગમે તેવી રાડ હશે, પણ તે આવું પાપ કરે તેવો તો નથી જ."

ખડ્ગસિંહ હસ્યો અને બોલ્યો : "રાધાનું હરણ બહારવટીઆ કરી ગયા હોવાની વાત તમે કહો છો અને જોધમલ આવું કામ ન કરે એવું પણ તમે જ કહો છો !"

હરનામ અવાક્ બની ગયો. તેની મનોગત વાત એ હતી કે જોધમલે પોતે આ કામ ન કર્યું હોય. કીશનમલના બહારવટામાં અનીતિની છાપ હતી એવું હરનામ જાણતો હતો તેથી રાધાના અપહરણમાં જોધમલ નહિ પણ કીશનમલનો હાથ હશે એવું કહેવાનો તેનો આશય હતો, પરન્તુ એ બધી કલ્પના અને અનુમાનની વાતો ખડ્ગસિંહ સાથે અત્યારે કરવાનો કશો અર્થ નહોતો. અત્યારે તો વખત જવા દીધા વિના રાધાની વ્હારે ચડવાની જરૂર હતી. બહારવટીઆઓને જેર કરવાને પર્વતાવલિમાં ચઢાઇ લઇ જવાની જે તૈયારીઓ હરનામે આજસુધી કરી હતી, તેનો ઉપયોગ કરવાનો વખત હવે આવી પહોંચ્યો હતો, તેથી તેણે ખડ્ગસિંહને કહ્યું : "બાપુ ! એ ગમે તેમ હોય, પણ હું પાંચસો માણસો સાથે બહારવટીઆઓની પાછળ પડું છું. રાધાકુંવરને પાછાં લાવ્યા વિના હું આપને મ્હોં નહિ બતાવું."

"મારો આશીર્વાદ છે કે તમારી એ ટેક ફળો. રાધાને મુક્ત કરાવી ઘેર લાવવાની પિતા તરીકે મારી ફરજ છે, પરન્તુ તમે એ કામ માથે લો છો તો ભલે તમે તે કરો; અત્યારે મંદારગઢનું પૂરી રીતે રક્ષણ કરવાની જરૂર છે, કારણકે આ બનાવ ઉપરથી મને તાબાના ઠાકોરોના બળવાની કે તોફાનની ગંધ આવે છે. એવે વખતે કિલ્લાને મજબૂત રાખવામાં ગફલત રાખવી પોષાય નહિ."

"ત્યારે હું રજા લઉં ?"

"હા જાઓ, ખબરદારીથી વર્તજો. સમરાંગણમાં લડનારા શત્રુ કરતાં બહારવટીઓ વધારે આકરો શત્રુ છે. તેના યુદ્ધમાં કપટ-નીતિ વિશેષ હોય છે, એટલું ભૂલતા નહિ. સાથે ખોરાક પાણીનો અને હથીયારોનો બંદોબસ્ત બરાબર રાખજો." વૃદ્ધ સેનાપતિએ જુવાન સેનાનીને સૂચના કરી.

"એ બધી ગોઠવણ મેં વિચારી રાખેલી છે." હરનામ સેના-પતિને મસ્તક નમાવી તેનો આશીર્વાદ લઇને ઘેર ગયો. પોતાના હાથ હેઠળના સરદારોને બોલાવીને તેમને તેણે ઘટતી સૂચનાઓ કરી.

ખડ્ગસિંહ ઘેરથી નીકળીને સત્વર મહંતને મળવા તેના નિવાસ-સ્થાને ગયો. ત્યાંથી તેને સમાચાર મળ્યા કે મહંત સાહેબ રાણી વિજ્જુલકુંવર પાસે ગયા છે, એટલે તે અંતઃપુરમાં પહોંચ્યો કે જ્યાં મહંત અને રાણી એકલાં કાંઇ મસલત ચલાવી રહ્યાં હતાં.

મધ્યાહ્ન વીતી ગયો કે તુરત હરનામ પાંચસો સૈનિકોની સેના અને પૂરતી સામગ્રી સાથે મંદારગઢમાંથી પ્રસ્થાન કરી ગયો.

## પ્રકરણ ૨૧ મું

### મહંત, રાણી અને સેનાપતિ.

કુંતલકુમારે રાજકુંવરી વિલાસની મુલાકાત લીધા પછી તેનું શું પરિણામ આવ્યું તે જાણવાને મહંત હનુમંતપ્રસાદ ખૂબ આતુર થઈ ગયો હતો. વિલાસને ઉપાડી જઇને કેદમાં પૂરવાનું કાવતરૂં તેણે કીશનમલ સાથે રચી રાખ્યું હતું, પરંતુ કીશનમલે એ કાર્ય કર્યું નહિ, તે પહેલાં તો કુંતલ અને વિલાસની મુલાકાત થઇ ગઈ! જો વિલાસ કુંતલને પરણવાને તૈયાર થઇ જશે તો પોતાની બધી ધારણા અફળ જશે એ ચિંતા મહંતના મગજમાં ઉત્પાત મચાવી રહી હતી. એ

વિષેની ખબર મેળવવાને સ્હવારમાં વહેલો મહંત વિજ્જુલા પાસે આવ્યો હતો. તેણે ધૂર્તતાથી વિજ્જુલાને પૂછ્યું: "કાં, રાત્રે બેઉની મુલાકાત તો થઈ ગઇ હશે; વિલાસની પસંદગી કુંતલ તરફ ઢળીને?"

વિજ્જુલા બોલી: "મુલાકાત તો થઇ ગઇ, પરંતુ પરિણામ હજી કશું જાણવામાં આવ્યું નથી. કુંતલ તો કહે છે કે મેં મારા ચાતુર્યથી વિલાસને આંજી નાંખી છે, પરંતુ વિલાસનો પોતાનો પ્રત્યુત્તર મળે નહિ ત્યાંસુધી શી સમજ પડે?"

મહંતના અંતર્ને જરા ટાઢક વળી. હજી કશું નક્કી થયું નથી, તે જાણીને તેને છૂપો સંતોષ થયો; પણ બહારથી તે ચિંતા બતાવતો બોલ્યો: "મને તો લાગે છે કે વિલાસે તેને પસંદ કર્યો નહિ હોય. જો પસંદ કર્યો હોત, તો તેણે તે જ ક્ષણે તેના કંઠમાં માળારોપણ કર્યું હોત, નહિ વારૂ?"

"એ તો શી સમજ પડે? એ છોકરી બહુ જ ખંધી છે. તેના મનનો ભેદ પારખવો અત્યંત મુશ્કેલ છે."

"વારૂ, પણ તેણે કુંતલ સાથે શી વાતો કરી?" મહંતે પૂછ્યું.

"મુખ્ય વાત તો એક પૂતળી વિષે હતી. પૂતળીના હાથમાં દીવો હતો. એ દીવો તણખાની પેઠે એક ઘડી બળી શકતો હતો. જો તેને જરા સતેજ કરવામાં આવે તો તે અર્ધી ઘડી બળે અને ખૂબ જોરદાર રીતે બળે તો પા ઘડી બળે. અને એટલા વખતમાં મુલાકાત પૂરી થાય. કુંતલે સાધારણ રીતે દીવો બાળવાની ઇચ્છા દર્શાવી એટલે અધઘડીમાં તેની મુલાકાત પૂરી થઇ."

"હાં, એ રીતે વિલાસે કુંતલની પસંદગી જાણી."

"એમ નહિ; વિલાસ તેને પ્રેમદીપિકા કહે છે, એટલે પ્રેમનો પ્રકાશ કુંતલને કેવો ગમે છે, ઓછો, વધુ કે ખૂબ જોરદાર, તે જાણવાનો વિલાસનો આશય હતો. કુંતલે મધ્યમ પ્રકાશની પસંદગી કરી હતી. હવે વિલાસને કુંતલનો એ જવાબ પસંદ આવ્યો કે નહિ તે આપણે શું જાણીએ?"

"કદાચ વિલાસ કુંતલને પસંદ નહિ કરે તો?"

"તો કોઈ પણ ઉપાયે તેની ઉપર પૂરું દબાણ લાવવું અને તે કામ તમારે જ કરવું પડશે."

"કારણકે તે વિના તારો સંકલ્પ અન્યથા પૂરો પડે તેમ નથી."

"જુઓ પાછા! બધો ભાર મારી ઉપર જ મૂકો છો ને?" વિજ્જુલાએ હસીને મહંતના ગાલ પર ધીમી થપાટ મારતાં કહ્યું: "કેવા ધૂર્ત છો? તમે જ જે ગોઠવણ મને સૂચવી હતી તે ભૂલી ગયા?"

મહંત વિજ્જુલાના આ અટકચાળાથી ખુશ થતો હસ્યો પણ એ હાસ્યમાંનો ભેદ વિજ્જુલા પારખી શકે તેમ નહોતું. એક વાર કુંતલ વિલાસને પરણે એટલે પછી મહંતને લાત મારવાની બખ્તાવરમલની ઇચ્છા હતી તે વાત મહંતના જાણવામાં નથી આવી, એમ જ વિજ્જુલા સમજી રહી હતી. એટલામાં દાસીએ બહાર અવાજ કર્યો. વિજ્જુલા ઉઠીને બહાર ગઈ. દાસીએ સમાચાર આપ્યા કે "સેનાપતિ પધારે છે, મહંતસાહેબને મળવા આવ્યા છે."

"થોડી વાર રહીને આવવા દેજે." વિજ્જુલાએ આજ્ઞા આપી. વિજ્જુલા મહંત પાસે પાછી ફરી અને તેણે સેનાપતિના આગમનના સમાચાર આપ્યા, એટલે મહંત લાગલો જ આસન પરથી ઉઠીને ખંડની મધ્યમાં પાથરી રાખેલી દર્ભની સાદડી ઉપર બેસી ગયો, અને ગંભીર મુખડે સેનાપાતના આગમનની રાહ જોવા લાગ્યો.

થોડી જ ક્ષણોમાં સેનાપતિ આવ્યો અને મહંતે પૂછ્યું: "ખડ્ગસિંહજી! અત્યારે ક્યાંથી આવ્યા?"

"ઘેરથી જ આવ્યો, સાહેબ! મારી પુત્રી રાધાનું બહારવટીઆઓ હરણ કરી ગયા."

"હેં!!" વિજ્જુલા અને મહંતના મુખમાંથી કારમો ઉદ્દગાર નીકળ્યો.

"હા જી."

"ક્યારે? ક્યાંથી? કેવી રીતે?" મહંતે પૂછ્યું.

ખડ્ગસિંહે બધી વાત સમજાવી. રાધા અને હરનામ શામાટે પહાડ

પર ફરવા ગયાં હતાં, ત્યાં શું બન્યું અને છેવટે હરનામ બહારવટીયાઓની પાછળ પડવા તૈયારી કરી રહ્યો છે ત્યાંસુધીની બધી વાત તેણે તેમને કહી સંભળાવી.

મહંત અવાક્ બની ગયો. કીશનમલ જ રાધાનું હરણ કરી ગયો હશે તેવી તેની ખાત્રી હતી. વિલાસને બદલે તે ભૂલથી રાધાને ઉપાડી ગયો હતો એમ તે સમજી ચૂકયો હતો. વિલાસ પરોઢમાં ફરવા જતી હતી તે બાતમી મેળવીને તેણે પહાડ પરથી જ વિલાસ ઉપર છાપો મારવાની ઇચ્છાથી આમ કર્યું હશે, પણ તેમાં ભૂલથી વિલાસને બદલે રાધા સપડાઇ ગઇ હશે અને કીશનમલ તેને ઓળખી શકયો નહિ હોય, એ બધું રહસ્ય એક જ ક્ષણમાં તેની સમજમાં આવી ગયું અને તે વિચારમાં પડી ગયો.

વિજ્જુલાએ ખડ્ગસિંહને પૂછ્યું: "ત્યારે તમે બહારવટીઆ-ઓની પાછળ કેમ ગયા નહિ? હરનામ ગમે તેમ તોએ નવોસવો માણસ કહેવાય."

"મને બહારવટીઆના કાંઈ વધારે ઉંડા કાવતરાની ગંધ આવે છે. આપણા તાબાના ઠાકોરો ફૂટયા હોય અને તેમણે બહારવટીઆઓને મદદ કરીને મંદારગઢ ઉપર હલ્લો કરવાનું કાવતરૂં રચ્યું હોય એવો મને સંશય આવે છે, એટલે મેં મંદારગઢમાં રહેવાનું પસંદ કર્યું છે."

"એ તમે ઠીક કર્યું; પરંતુ આસપાસનાં ગામોમાં આપણા છૂપા જાસુસો મોકલી આપો, અને કયો કયો ઠાકોર લશ્કરની તૈયારી કરે છે તેની બાતમી મંગાવો." વિજ્જુલાએ સૂચના કરી.

"હા, હમણાં જ એ વ્યવસ્થા કરી નાંખું છું; અને નગરનું લશ્કર પણ સજ્જ કરૂં છું."

"અને એક બીજું કામ કરો. એ હરનામના ભાઇ સાયરને આજે રાત્રે કેદ કરીને બંદીખાનામાં પૂરો: પછી તેને હદપાર પણ કદાચ કરવો પડે. વિલાસના જાણવામાં એ કશું ન આવવું જોઇએ."

"વારૂ, જેવી આજ્ઞા.

હવે મહંતની વિચારતંદ્રા ઉડી. તે બોલ્યો : "સેનાપતિ ! હું અત્યારે ને અત્યારે બડા બજરંગ તરફ જઉં છું. બહારવટીઆઓએ આ હિંમતભર્યું કામ કર્યું છે તે ઉપરથી મને મંદિરની અને આશ્રમની સહીસલામતીની ચિંતા થાય છે. રક્ષણની પૂરેપૂરી વ્યવસ્થા કરીને હું સત્વર પાછો ફરીશ."

"પણ સાહેબ ! મંદારગઢ પણ ભયમાં છે અને આપ અહીં ન હો તે તો ઠીક નહિ." સેનાપતિએ કહ્યું.

"મંદારગઢ ઉપર કશો ભય નથી. તમે નકામી ચિંતા કરો છો. બહારવટીઆઓનું બળ જો ખરેખર વધ્યું હોત તો તેઓ તમારી પુત્રીને ઉપાડી જવા જેવું તુચ્છ કામ કરતા નહિ. જો તેમનામાં બળ હોત તો તેઓ આપણી નજર સામે આપણાં ગામ લૂંટવાની હીંમત કરત, પરંતુ તે બળ તેમની પાસે નથી, એટલે તેઓએ આવાં હલકાં કામોમાં હાથ ઘાલ્યો છે. મંદારગઢ ઉપર ચડી આવવું તે શું રમત વાત છે? વળી હુરનામ પાંચસો માણસો સાથે તેમની પૂંઠ પકડવાનો છે, એટલે બહારવટીઆઓ તેની સામે પોતાનો બચાવ કરશે કે મંદારગઢ સામે ચડી આવશે? છતાં તમે અગમચેતીથી નગરના રક્ષણની વ્યવસ્થા કરો તે સારી વાત છે. હું પણ એવી અગમચેતીથી જ બડા બજરંગના સંરક્ષણની વ્યવસ્થા કરવા જઉં છું."

વિજ્જુલાએ મહંતને પૂછ્યું : "ત્યારે બહારવટીઆઓના આ દુષ્કાર્યનો હેતુ તમે શો માનો છો?"

"એ જ કે રાધાને પકડીને પોતાના તાબે રાખવાથી તેઓ આપણને તેમની સાથે સમાધાની કરવાની ફરજ પાડી શકે; અને સેનાપતિજી ! બહારવટીઆઓ ઉપર મને ખૂબ ક્રોધ ચડ્યો છે, પરન્તુ જોધમલ કાંઇ બહુ દુષ્ટ માણસ નથી, એટલે રાધાની સલામતીની કશી ચિંતા ન રાખશો." મહંતે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

વિજ્જુલા બોલી: "આપ ભલે કહો, પણ ચિંતા રાખવા જેવું તો ખરૂં જ. હુરનામ ચઢાઈ લઇ જશે અને બહારવટીઆઓ

સંકડામણમાં આવશે ત્યારે શું તેઓ રાધાને પોતાના બચાવનું હથીચાર બનાવીને તેની ઉપર અત્યાચાર નહિ ગુજારે ?"

"હું ના કહું છું, અને તમે જેને પૂછશો તે પણ ના જ કહેશે. જોધમલમાં એટલી નીતિ છે, અને તેથી તો તેનું બહારવટું આટલું નભ્યું છે. પણ એ લોકોની જડ હવે ઉખાડી નાંખવી તો જોઇએ જ. તેમના ઉપદ્રવથી પ્રજા બહુ ભયમાં રહ્યા કરે છે. બડા બજરંગમાં પણ તેમણે એક બે વાર પરાક્રમ કરી બતાવ્યાં છે, પરન્તુ કશું નુકસાન કર્યું નથી. હવે કદાચ તેઓને હાથે કાંઈ નુકસાન થઈ બેસે એવી મને ચિંતા થાય છે. એ ચિંતા કદાચ ખરી ન પડે, તોપણ મારૂં મન ઉઠ્યું થયું છે, એટલે મારે જવું તો છે જ."

"તો ભલે આપ જાઓ, પણ બનતી તાકીદે પાછા ફરજો." સેનાપતિ બોલ્યો.

મહંત તુરત જ ઉઠયો. વિજાળુલાની સામે પણ તેણે જોયું નહિ અને ત્યાંથી ચાલવા માંડયું. મહંતને ચિંતા થવાનું ખરૂં કારણ જૂદું હતું. વિલાસને બદલે રાધાને પકડવામાં આવી હતી અને વિલાસ રહી ગઇ હતી, તેથી તેને પોતાનું કાવતરૂં અફળ જવાનો ભય લાગતો હતો. બહાદુરમલ રાધાની સાથે ઇષ્ટ સ્થાને પહોંચી ગયો હશે, એવી મહંતની ગણત્રી હતી, પરંતુ વિલાસ જ્યાંસુધી બંદીખાને ન પુરાય ત્યાંસુધી મહંતનું હિત સધાય તેમ ન હતું. આ કારણથી તે ઝટપટ બડા બજરંગ પહોંચીને કીશનમલને બોલાવી તેની ભૂલ ભાગવા માંગતો હતો.

હજી તો હરનામ પોતાની સેના સાથે મંદારગઢની બહાર પણ નીકળ્યો નહોતો, તે પહેલાં મહંત બડા બજરંગને માર્ગે પડી ગયો અને પાલખી ઉંચકનારાઓની બેવડી જોડ રાખીને તે ઉતાવળે કૂચ કરવા લાગ્યો. ત્રીજે પહોરે તે બડા બજરંગમાં પહોંચ્યો, ઉતાવળે ઉતાવળે તે આશ્રમ તરફ ધાયો, પણ આશ્રમમાં નહોતી રાધા કે નહોતો બહાદુરમલ! માણસોને પૂછતાં જણાયું કે બહાદુરમલ તો આઠ દિવસથી દેખાયો જ નથી!

# પ્રકરણ ૨૨ મું

## ઉદ્વેગ અને આનંદના તરંગો

મધરાત થઇ ગઇ, પણ હજી મહંતને ઉંઘ આવી નહિ. તેણે પોતાના જીવનમાં જે જે પાસા નાંખ્યા હતા, તે બધા પોબાર જ પડયા હતા, એટલે નિષ્ફળતાનો ઉદ્વેગ તેણે કોઇ વાર વેઠયો નહોતો. આજે એ ઉદ્વેગ તેની પૂંઠે પડયો હતો. વિલાસનું હરણ કરાવવાનું તેણે કાવતરૂં રચ્યું હતું, તેમાં ભૂલથી કીશનમલે રાધાનું હરણ કર્યું, એ તો ઠીક, પણ હજીસુધી રાધાને કેમ પોતાના આશ્રમમાં એ લોકોએ પહોંચાડી નહિ, તેની મહંતને ચિંતા થતી હતી. જો કદાચ વિલાસનું હરણ કીશનમલે કર્યું હોત, તોપણ શું તે આવી રીતે દગો કરીને વિલાસને ઉપાડી જાત? આ પ્રશ્ન તેને ગુંચવી રહ્યો હતો. કીશનમલ ઠરાવ મુજબ વર્ત્યો નહિ, એક વાર તેણે ભૂલ કરી અને બીજી વાર તેણે લુચ્ચાઈ કરી, એવા એવા વિચારમાં મહંતને ઉંઘ આવતી નહોતી.

મહંતની નાજૂક અને ફુટડી પ્રિયતમાએ આવીને તેનું મન રંજન કરવાને બહુ બહુ ચેષ્ટાઓ કરવા માંડી, કાંઇ કાંઈ વાતો કરવા માંડી, પરન્તુ મહંતનું ચિત્ત તે તરફ બહુ વળ્યું નહિ. કાવતરાની નિષ્ફળતાનો ઉદ્વેગ તેનું કાળજું કોરી ખાતો હતો. હજી કુંતલ મંદારગઢમાં જ હતો અને જો વિલાસ તથા તેનું ચોકઠું બેસી જશે તો પછી બખ્તાવરમલ પોતાને રાજ્યનો અર્ધો ભાગ આપવાનો કરાર પૂરો કરશે નહિ અને પોતે પોતાની મેળે મૂર્ખ બનશે એ ચિંતાનો ભાર પણ તેના મગજ ઉપર જેવો તેવો નહોતો. આ ચિંતા એવી હતી કે કોઇની સમીપે કહી શકાય નહિ. રમણીએ તેને રીઝાવીને તેની વાત જાણવા બહુએ યત્ન કર્યો પણ તેમાં તે ફાવી નહિ અને મહંતને ઉત્સાહમાં પણ લાવી શકી નહિ. છેવટે તે થાકીને શય્યામાં સૂઇ રહી અને મહંત મોડી રાતે માંડ માંડ ઉંઘી શકયો.

રાત્રિનો ચોથો પ્રહર શરૂ થયો હશે, એટલામાં મહંતના શય્યા-

ભુવનમાં એક ખૂણામાં ટાંગેલો ઘંટ ઘણુણુ કરતો વાગવા લાગ્યો અને મહંત જાગી ગયો. એ ઘંટ વગાડનારી દોરી આશ્રમમાં બાપજીને નામે ઓળખાતા વૃદ્ધ બ્રાહ્મણના નિવાસખંડમાં હતી, એટલે મહંત સમજ્યો કે બાપજીને પોતાનું કાંઇ કામ પડયું હોવું જોઈએ. તે ઉઠયો. ઓઢવા માટે કીંમતી શાલો તૈયાર હતી, પરન્તુ બહાર નીકળતાં એ યોગી કીંમતી શાલ ઓઢે? ના, તેણે એક સાદી કામળી ઉપાડી અને તે ઓઢીને બહાર ચાલ્યો. બાપજી પાસે પહોંચતાં જ તેણે શું જોયું? બહાદુરમલ અને કીશનમલ ત્યાં ઊભા હતા! મહંતે તેમની સાથે કાંઇ વાતો કરી અને તે વાતો દર્મિયાન તેણે જે કાંઇ જાણ્યું હતું તેથી તે અત્યંત આનંદમાં આવી ગએલો દેખાયો. તેણે ધીમેથી બહાદુરમલને સંબોધીને કહ્યું: "બહાદુરમલ! દાસીઓવાળા ખંડમાં તું તેને ઉંચકાવી લાવ. હું બધી તૈયારી કરી રાખું છું." મહંતના પગમાં હવે કૌવત આવ્યું અને તે ખરેખર દોડયો જ! રમણીને તેણે એકદમ જગાડી અને તેને કહ્યું: "સાંભળ! અહીંથી તારે થોડા દિવસ બીજા ખંડમાં નિવાસ રાખવો પડશે; અત્યારે જ એક માણસને અહીં પૂરવાનું છે."

"હં, મારા જેવો કોઇ બીજો શિકાર તમારા હાથમાં પડયો હશે."

મહંત ગુસ્સો કરતો બોલ્યો: "તું કેવી વ્હેમીલી છે? અલબત્ત, તે એક સ્ત્રી છે, પણ તેને અહીં રાખવાની નથી; તેને તો પેલા ડોસાવાળા ભોંયરામાં રાખવાની છે, પણ તેને જરાએ સંશય ન આવવો જોઇએ કે પોતે આશ્રમમાં કેદ છે. તે લૂટારાઓની ગુફામાં જ પુરાઈ છે એવા ભ્રમમાં તેને કદાચ દિવસો અને મહિનાઓ સુધી પણ રાખવી પડે."

"ત્યારે તમે તેનું મ્હોં પણ જોવાના નહિ?"

"નહિ, તારા સમ! તેની આંખે પાટા બાંધીને લાવવામાં આવે છે. તેના હાથ–પગ બાંધ્યા છે. પગ કે હાથના સ્પર્શથી પણ તેને આ સ્થાનનો ખ્યાલ ન આવી શકે તેટલા માટે તેને ઉંચકીને જ ભોંયરામાં લઈ જઇ રાખવી છેઃ તું હવે જો અહીંથી પેલી બાજુના ખંડમાં જાય, તો હું પેલા ડોસાને બહાર કાઢીને બીજે ખસેડું અને ભોંયરૂં ખાલી કરાવું. હમણાં તેને લઇને માણસો આવી પહોંચશે."

રમણી કુંગરાતી ઉઠી અને મહંતની સૂચના પ્રમાણે ત્યાંથી કેટલેક દૂર આવેલા બીજા ખંડમાં ચાલી ગઇ. તે ગઇ કે તુરત જ મહંતે ભોંયરૂં ઉઘાડ્યું. જુવાન અવસ્થામાં વયોવૃદ્ધતાને અનુભવતો શિલ્પી હજી ઉંઘતો હતો. મહંતે પોતે ભોંયરામાં મશાલ સાથે ઊતરીને તેને જગાડ્યો અને કહ્યું: "તને અહીંથી બીજે લઇ જઇ રાખવાનો છે, માટે જલ્દી ઉઠ અને તારી સામગ્રી ઉપાડી લે."

શિલ્પીને ધ્રાસ્કો પડ્યો. પોતાની જ રચેલી કલાસૃષ્ટિની વચ્ચે તેણે પોતા અકારા જીવનને સહ્ય બનાવી આટલાં વર્ષો ગાળ્યા હતાં, અને હવે શું પોતાને આ સ્થાનનો ત્યાગ કરવો પડશે? એ વિચારે તેને અકળાવ્યો. તેણે પૂછ્યું: "મહંત સાહેબ! વળી પાછો તમે મને ક્યાં પૂરવા ઇચ્છો છો? શું આ ભોંયરાનું અંધારૂં મને ઓછું દુઃખ-દાયક છે કે તમે મને બીજે પૂરવા ઇચ્છો છો?"

"નહિ, નહિ, તને આ વખતે અજવાળાવાળા સ્થાનમાં પૂરવાનો છે, ભોંયરામાં નહિ." મહંતે હસીને જવાબ આપ્યો.

તોપણ શિલ્પીના મુખ પર સંતોષની સુરખી પ્રકટી નહિ. તેને એ સ્થાન છોડતાં દુઃખ થતું હોય તેમ લાગ્યું. તે ઉઠ્યો; લથડતે પગે તેણે પોતાનું બિછાનું સંકેલ્યું; ઓજારો એકઠાં કર્યાં, વાસણો ભેગાં કર્યાં, તેમાંનું ઉંચકી શકાય તેટલું ઉંચકી લઇને તે બહાર નીકળ્યો; બાકીની સામગ્રી તેણે એક બે ફેરા ખાઇને બહાર કાઢી; મહંત તેને બીજે સ્થાને પહોંચાડીને પાછો એ જ ખંડમાં આવ્યો. ત્યાંનું એક દ્વાર ઉઘાડીને તે પેલી મૂંગી દાસીઓવાળા ખંડમાં દાખલ થયો. બેઉ દાસીઓ એક ખૂણામાં પાથરેલાં બિછાનાંઓમાં ઘસઘસાટ ઘોરી રહી હતી.

બહુ વાર થઇ નહિ, એટલામાં એક દાદરનું ગુપ્ત દ્વાર ઉઘડ્યું. બહાદુરમલ, કીશનમલ અને ગંભીરમલ, સફેદ વસ્ત્રમાં વીંટેલું એક મુડદું જાણે ઉંચકી લાવતા હોય તેવી રીતે એક સ્ત્રીને ઉંચકીને આવી પહોંચ્યા. કશો પણ અવાજ ન કરતાં મહંતે તેમને પોતાની પાછળ પાછળ આવવા ઇશારો કર્યો. બહાદુરમલ અને ગંભીરમલ એ

સ્ત્રીને ઉંચકીને અંદરના ખંડમાં ગયા અને ત્યાંથી મહંતે તેમને ભોંયરામાં ઊતાર્યાં. ભોંયરામાં તે અચેતન સરખા નાજૂક દેહને ભોંયે મૂકીને મહંત તથા બહાદુરમલ બહાર નીકળી ગયા અને પાછળ રહેલા ગંભીરમલે એ સ્ત્રીના હાથના બંધ માત્ર છૂટા કરી નાંખ્યા. આ બધો વખત કીશનમલને તો દાસીઓવાળા ખંડમાં જ રાખવામાં આવ્યો હતો. તુરત જ ગંભીરમલ પગથીયાં ચડતો ત્યાંથી પાછો ખંડમાં આવ્યો અને ભોંયરાનું પ્રવેશદ્વાર તેણે બંધ કર્યું.

* * * *

અણધવાયલી પરન્તુ વ્યાધના હાથમાં પડેલી હરિણી જેમ ભયથી સ્તબ્ધ બની જાય અને આંખો પણ ડરતાં ડરતાં ઉઘાડે, તેવી રીતે એ હરિણાક્ષી ભાનમાં હોવા છતાં કેટલીક વાર સુધી એમ ને એમ અચેતન પડી રહી. પોતે ક્યાં આવીને પડી હતી તે તે જાણતી નહોતી. તે લૂટારાને હાથ પડી હતી અને પોતાને ક્યાંય દૂર ને દૂર લઇ જવામાં આવી રહી છે, તેથી વધારે કશું તે જાણતી નહોતી—તેને જાણવા દેવામાં આવ્યું નહોતું, અને તેટલા માટે તેના શિકારીઓ માર્ગમાં પણ બહુ સાવધાનતાથી વર્ત્યા હતા. કેટલીક વારે છૂટા થએલા બેઉ હાથનો ટેકો લઇને તે બેઠી થઇ. પોતાની આંખો ઉપરનો પાટો તેણે છોડી નાંખ્યો, પણ રાત્રિનો સમય અને કાળકુટ અંધકારમાં તેનાં નેત્રો કશુંય જોઇ શક્યાં નહિ; માત્ર હાથના સ્પર્શથી તે એટલું સમજી શકી કે પોતે કોઇ પત્થરની ખડબચડી ગુફામાં આવી પડી છે. પછી તેણે પોતાના પગના બંધ છોડી નાંખ્યા, પરન્તુ એ અંધકારમાં કાંઇ તે ચાલી શકે તેમ નહોતું. ભય, થાક, ત્રાસ અને મનોવ્યથાથી તે ખૂબ જ મુંઝાઈ ગઇ હતી. અત્યારે તેના દેહને આરામ મળ્યો હતો, પરંતુ મન તો એકસરખી વ્યથાને અનુભવી રહ્યું હતું. દુષ્ટ લૂટારાઓના હાથમાં હવે પોતાની શી દશા થશે તે ચિંતાથી તેનું ચિત્ત ઘેરાઈ ગયું હતું. એ ચિંતામાં ને ચિંતામાં તે પાછી ભૂમિશય્યા પર પડી અને મનોવ્યથામાં જ ગુમ બની ગઈ. તે ક્યારે ઉંઘી ગઇ તેનું તેને ભાન

નહોતું; પણ જ્યારે તે જાગી ત્યારે ત્યાં દિવસનો ઝાંખો પ્રકાશ પથરાયલો હતો, પાસે જ ભોજન-પાનની સામગ્રી પડી હતી અને ચોપાસ સુંદર શિલ્પકલા દીપી રહી હતી. વિલાસ તે જોઇને ક્ષણભર મુગ્ધ સરખી બની ગઈ!

શું તે વિલાસ હતી? હા! તે વિલાસ હતી, રાધા નહોતી. રાધાનું હરણ કર્યા પછી ઘણી વારે કીશનમલને માલૂમ પડયું હતું કે પોતે જેને ઉંચકી લાવ્યો હતો તે વિલાસ નહોતી પણ તેની સખી રાધા હતી! આ ભૂલ માલૂમ પડતાં તે મુંઝાયો ખરો, પણ હવે કાંઇ રાધાને છોડી મુકાય તેમ નહોતું અને તેને પાછી પહોંચાડી શકાય તેમ નહોતું. કદાચ રાધાને છોડી શકાય, તોપણ તેને શામાટે છોડી દેવી તેનું કારણ કીશનમલને સુજ્યું નહિ. જો એક વિલાસને પકડીને કેદમાં રાખવાથી દાનગઢનું પરગણું પોતાને બે દિવસમાં પાછું મળી શકતું હોય તો વિલાસ અને રાધા બેઉને પકડીને કેદમાં રાખવાથી એક દિવસમાં પોતાની રીયાસત પોતાને પાછી મળે એવી તેની ગણત્રી હતી; તેથી રાધાને પોતાના ગુપ્ત રહેઠાણમાં પહોંચાડી દઇને તેણે તે જ રાત્રે વિલાસનું પણ હરણ કરવાનું સાહસ આરંભ્યું.

તેણે કાબુલી વેપારીનો વેશ લીધો અને પોતાની સાથેના પાંચ જણાને પણ એવો જ વેશ પહેરાવીને સાથે લીધા. નગરની બહાર આવેલી એક પડી ગએલી દરગાહમાં તેમણે પોતાના ઊંટો સાથે ઊતારો કર્યો, જ્યાંથી વિલાસનો મહેલ ખૂબ નજીક હતો. તે ઉપરાંત દસ-દસની ટુકડીમાં તેણે બીજા સો માણસોને જૂદાં જૂદાં સ્થળોમાં રાખ્યાં. રાતનો એક પહોર વીત્યા પહેલાં તેઓ બધા મંદારગઢની આસપાસ પહોંચીને ગોઠવાઇ ગયા હતા. હરનામ લશ્કર સાથે કીશનમલની પૂંઠે પડયો હતો ખરો, પરન્તુ તેની જવાની દિશા અને કીશનમલની મંદારગઢ તરફ પાછા ફરવાની દિશા જૂદી જૂદી હતી, એટલે તેમનો ભેટો શક્ય નહોતો. રાત્રે એક પ્રહર સુધી વિલાસ પોતાના મહાલયમાં ગુપ્ત રાખેલા સાયર સાથે પ્રેમવાર્તાલાપ કરીને પ્રસન્ન ચિત્તે પોતાના

શય્યાગૃહમાં સૂતી સૂતી સુખસ્વપ્નમાં મહાલતી હતી, ત્યારે કીશનમલ પોતાના ચાર સાથીઓની સાથે તેના મહેલની પાછલી બાજુએથી દિવાલ પર ચડયો અને ત્યાંથી તેઓ સઘળા ધીમે પગલે સરકતા વિલાસના શય્યાગૃહવાળા વિભાગ સુધી પહોંચ્યા. મોખરાની અગાશીમાં ઊતરતાં જ તેઓએ વિલાસનું શય્યાગૃહ જોયું. ખુલ્લા દ્વારની બાજુએ ભોંયે પથારી કરી એક દાસી સૂતી હતી અને વિલાસ ઢોલીયામાં પડી પડી ઉંઘતી હતી. ચારે જણાએ મળીને ઢોલીયો ઉંચકી અગાશીમાં આણ્યો અને અગાશીમાંથી દોરડાં બાંધીને નીચે ઊતાર્યો: પણ એ રીતે તો મહેલની આસપાસ આવેલા બગીચામાં એ ઢોલીયો ઊતર્યો અને બગીચાની આસપાસ કોટ જેવી ઉંચી દિવાલ હતી, એટલે કોટની બહાર નીકળવાનું કાર્ય બાકી રહ્યું. હવે શું કરવું? હજીસુધી તો વિલાસ ઉંઘતી હતી, પણ વધુ હડભડાટ થતાં તે જાગી જાય એવો સંભવ હતો, એટલે તેને પહેલેથી જ દબાવવાનો કીશનમલે વિચાર કર્યો. ઉંઘમાં ને ઉંઘમાં તેના બેઉ હાથ તેની પીઠ પાછળ એક બીજા સાથે બાંધવા માંડયા કે તુરત તે જાગી ગઈ, પણ તે કશું બોલવાને મ્હોં ઉઘાડે તે પહેલાં જ તેના મુખમાં કપડાનો સજ્જડ ડૂચો કીશનમલે પેસાડી દીધો! થઇ ચૂક્યું. એ જ પરાધીન દશામાં તેને એક ચાદરમાં બાંધીને તે ગાંસડીને દિવાલ ઉપરથી તેના સાથીઓએ ખેંચી લીધી! એ જ દોરડાની મદદથી તેઓ દિવાલ કૂદીને પેલી મેર ઊતરી પડયા અને ઊંટ ઉપર બેસી નાઠા! પાછા ફરતાં તેમણે એટલી ઝપાટાબેર મુસાફરી કરી કે તેઓ ચોથો પ્રહર થતાં તો ઠેઠ બડા બજરંગ પહોંચી ગયા! બહાદુરમલ માર્ગમાં એક સ્થળે રાહ જોતો હતો તે તેમની સાથે રહ્યો હતો, એટલે વિલાસને પરાધીન દશામાં ઠેઠ શિલ્પીના ભોંયરા સુધી લઈ જવામાં તેમને કશી હરકત નડી નહિ; એટલું જ નહિ પણ આ હિંમતભરેલા અપહરણની ખબર પણ સૌને મંદારગઢમાં બીજે દિવસે પ્રભાતમાં જ પડી!

# પ્રકરણ ૨૩ મું

## રાધા અને કીશનમલ

એ એક અંધારી ગુફા હતી અને પહાડની હજારો ખડકો તેની ચારે દિશાએ વીંટળાયલી હતી, પરન્તુ દિવસના બીજા અને ત્રીજા પહોરમાં ગુફાની છતમાંથી એક બાંકાવાટે સૂર્યનો તડકો આવતો અને ગુફામાં તેનું ઝાંખું અજવાળું પ્રસરવાથી દિવસનું ભાન થતું. તેવી જ રીતે રાત્રિએ પણ ચંદ્ર આકાશમાં જરા ઉંચે ચડતો ત્યારે ત્યાં ચાંદરણું પડતું અને ગુફાને અજવાળતું. હવાની આવજા તો કોતરનાં કોઈ અણદેખાતાં વાબારીઆંમાંથી નિરંતર આવ્યા જ કરતી. સૂકા ઘાસના પથારા ઉપર મેલી ચાદર નીચે ઢંકાયેલો એક ઢગલો હતો. તેની ઉપર પ્રહર દિવસ પડતાં જ તડકો પડવા લાગ્યો, અને ઢગલામાં ચેતન આવતું દેખાયું. કેટલીક વારે ચાદરને જરા હડસેલતી રાધાનું મ્હોં બહાર દેખાયું અને ટુંટીઆં વાળી ઢગલો થઈને પડેલી એ બાળા પરાણે બેઠી થઇ. તેના વદન ઉપર થાક અને કંટાળાનાં ચિહ્નો સ્પષ્ટ હતાં. મ્હોંમાં ડૂચો, બાંધેલા હાથપગ, રૂના પોટલાની પેઠે નિર્દયતાથી ગાંસડીમાં બાંધેલું શરીર, અને ડુંગરાળ ભોંની વચ્ચે ઊંટની મુસાફરીથી તેનાં અંગે અંગ અકડાઇ ગયાં હતાં. તેના ચિત્તમાં ત્રાસ હતો અને શરીરમાં થાક હતો. પોતાની સ્થિતિ વિષેના અજ્ઞાનથી તે સ્તબ્ધ અને ચકિત થઈ ગઇ હતી, પરન્તુ તે ભયભીત અને વ્યાકુળ નહોતી. પોતાનું આ હરણ કોણે કર્યું હતું તે તે જાણતી ન હતી, છતાં તે બહારવટીઆઓના હાથમાં પડી હતી તેમ તો માનતી જ હતી; અને જોધમલ ધર્મી બહારવટીઆ તરીકે નામ મેળવી ચૂકયો હોવાથી એ ત્રાસ–થાક અને ચકિતતાની વચ્ચે પણ તે નિરાશ કે વ્યાકુળતાનો ભોગ થઈ પડી નહોતી. તેને જાગેલી જોતાં જ એક ભીલડી કે જે દૂર બેઠી બેઠી તેની ચેષ્ટા જોઇ રહી હતી તે કયાંક બીજે

રસ્થળે ચાલી ગઈ અને થોડી વારમાં એક હાથમાં પાણીનો લોટો અને બીજા હાથમાં થાળી લઇને રાધાની પાસે આવી. થાળી અને પાણીનો લોટો તેણે રાધા સામે મૂક્યાં. થાળીમાં ભોજન હતું: બાજરીનો રોટલો અને બાફેલા મગ. લોટામાં પાણી હતું. સુધરીના માળાની સાથે હરિફાઇ કરતા ભીલડીના માથાના વાળ અને હાંલ્લાના તળીયાની સાથે હરિફાઇ ખેલતું તેનું મ્હોં રાધા ક્ષણભર જોઈ રહી. ભીલડી બોલી : " ભૂખ તો લાગી હશે, બોન. જરા ખઇ લો."

" તું કોણ છે બાઇ ? "

આ સવાલ ભીલડીને નવાઇ જેવો લાગ્યો. એરૂં તો પોતાના ધણીનું જ હોયને ? ત્યારે આ બાઇ પોતાને આવું કેમ પૂછતી હશે ? ભીલડી કાંઇ જવાબ ન સૂઝતાં રાધાનો પ્રશ્ન જ ન સમજી હોય એવી રીતે ટગર ટગર જોઇ રહી. રાધાએ ફરીથી પૂછયું : " તું આ લોકોની દાસી છે ? "

" દાસી થજે તું; હું તો રાણી છું ! જો તો ખરી, રાંડ ! "

રાધા સમય વર્તી ગઇ. તે બોલી: " બહેન ! હું તો અજાણી રહી, એટલે મને શી ખબર કે તું કોણ છે ? તું અહીંની રાણી છે, તો તારો રાજા પણ અહીં જ રહેતો હશેને ? "

" હોવે. " ભીલડીના મ્હોં પરનો રોષ ઊતરતો દેખાયો. તે બોલી : " મારો વાલકો રાજા તો તારા જેવી દસને દાસીયું કરે એવો છે. "

" ત્યારે જોધમલ્લ ઠાકોર કયાં છે ? " રાધાએ પૂછયું.

" જોધમલ ઠાકોર અહીં રહેતા નથી; કોઇ વાર આવે ખરા."

રાધાને હવે સમજાયું કે આ બહારવટીઆનું ટોળું જોધમલનું તો હતું જ; વાલકો ભીલ તે ટોળામાંનો કોઇ નાનો સરદાર હશે અને આ ભીલડી તેની સ્ત્રી હશે એ સમજતાં પણ રાધાને વાર લાગી નહિ. જોધમલ ઉપરની શ્રદ્ધાએ તેને ચિંતા તથા નિરાશામાંથી બચાવી લીધી. તેણે પાણીથી મ્હોં ધોયું અને મગ તથા રોટલો ખાધા. ભૂખે ભોજનની નીરસતાને ગણકારી નહિ. ખાઇને તે જરા આમ તેમ ટહેલતી હતી,

એટલામાં એક જુવાન તેની પાસે આવીને ઊભો. રાધા તેને જોઇ રહી. તે વાલકો ભીલ ન હતો; ત્યારે કોણ હતું? કીશનમલ બોલ્યોઃ "રાધાકુંવર! તમારા ઘર જેવી સગવડ તો આ ગુફાઓ અને ભોંયરામાં અમે તમને નહિ આપી શકીએ. તમને જે કાંઇ અગવડ હોય તે કહેજો, અમારાથી બનતી સગવડ અમે તમને આપીશું."

એ શબ્દોમાંના વિનયે રાધાને પ્રતીતિ ઉપજાવી કે પોતે અનિચ્છાએ પણ એ ધર્મી બહારવટીઆની મ્હેમાન બની હતી. તે બોલીઃ "સગવડ અગવડની વાત તો ઠીક, પણ હું જાણવા ઇચ્છું છું કે તમે મને અહીં બળાત્કારે ઉપાડી લાવ્યા છો તેનું કારણ શું છે? તમે કોણ છો? જોધમલ ઠાકોર ક્યાં છે?"

કીશનમલ આ પ્રશ્નમાળા ઉપરથી સમજી ગયો કે જોધમલ પ્રત્યે રાધાનું કાંઇક માન છે. તેની એ માનવૃત્તિ ટકાવી રાખવામાં તેને ડહાપણ લાગ્યું. તેની હમેશની ઉચ્છૃંખલતા ઉપર પિતાના નામના ગૌરવની મર્યાદા આવી પડી. તે બોલ્યોઃ "મારૂં નામ કીશનમલ. હું જોધમલ ઠાકોરનો પુત્ર છું. મેં જ તમારૂં હરણ કર્યું છે. મેં શામાટે તે કર્યું તે તો હું પણ જાણતો નથીઃ તે મારા પિતાજી જાણે."

"તો મને તેમની પાસે લઇ જાઓ, અગર તો તેમને અહીં બોલાવો. જોધમલ ઠાકોર ક્ષત્રિય છે, તે મારા જેવી કુમારિકાનું હરણ કરાવે એ જ નવાઇની વાત છે. મને અહીં કેદ રાખવાથી મંદારગઢનું રાજ્ય નમી જશે એવી તેમની ધારણા હોય તો તે એક ભ્રમણા છે. મારે તેમને તેમની ભ્રમણા સમજાવવી છે." રાધાએ જણાવ્યું.

કીશનમલ મનમાં તો મુંઝાયો. જોધમલ આમાંનું કશું જાણતો નહોતો; જોધમલને તે આ વાત કહી શકે તેમ નહોતું; અરે, કદાચ જોધમલ અહીં આવે તોપણ રાધાને તો તેને છુપાવવાની ફરજ પડે! કીશનમલ બોલ્યો : "હું પિતાજીને તમારો એ સંદેશો પહોંચાડીશ અને તેમની આજ્ઞા થશે તેમ કરીશ; પણ તમારો અને પિતાજીનો મેળાપ થોડા દિવસમાં થઇ શકે તેવો મને સંભવ લાગતો નથી."

"તેનું કારણ શું?"

"કારણ તમને ન કહી શકાય; એનો સંબંધ અમારી જૂદી જૂદી ટોળીઓની હીલચાલ સાથે રહેલો છે."

રાધા ચૂપ થઇ ગઇ. થોડી વારે તેણે પૂછ્યું: "તમારી કેટલી ટોળીઓ આ પહાડોમાં ફરે છે?"

કીશનમલ મંદ હસીને બોલ્યો: "મંદારગઢના સેનાપતિનાં પુત્રીને મારાથી એવું બધું કેમ કહી શકાય? છતાં તમને એટલું હું કહી શકું છું કે અમારી પાસે સાતસો માણસોનું બળ છે; જરૂર પડ્યે અમે સત્તરસો માણસો એકઠાં કરી શકીએ તેમ છીએ. અમારી દસ ટોળીઓ છે. અમારાં રહેઠાણો એવાં છે કે જેનો પત્તો કોઈને લાગી શકે નહિ અને જો લાગે તો તેમાં તે જીવને જોખમે જ દાખલ થઈ શકે અને અમારી મહેરબાનીથી જ પાછો જીવતો નીકળી શકે."

"ઓહો! તમે તો નાનું સરખું ડુંગરાળ રાજ્ય સ્થાપ્યું છે ને શું?" રાધા આ વાત સાંભળતાં આશ્ચર્યથી બોલી: "તમે આટલાં બધાં માણસોને છુપાં રાખી શકો છો, અને ખવડાવી શકો છો, તો શું ક્યાંય તમે ખેતી કરો છો?"

કીશનમલ હસ્યો અને બોલ્યો: "મંદારગઢનું રાજ્ય અમારે માટે જ ખેતી કરે છે ને? વીસ-વીસ વર્ષથી અમે લૂટ અને ધાડ ઉપર જીવીએ છીએ, છતાં લોકોને અમારી તરફ જેટલો રોષ નથી તેટલી લાગણી છે."

"લોકોને તમારી પ્રત્યે લાગણી છે, તે તો મેં ઘણીએ વાર સાંભળ્યું છે. જોધમલ ઠાકોર ધર્મી બહારવટીઆ કહેવાય છે અને એમ પણ સંભળાય છે કે પોતાની પાસે ધન હોય ત્યાંસુધી તે અનાજ અને કાપડ વેચાતું જ લે છે; પણ કોઇ કોઈ વાર તેમનાં માણસો જાત્રાળુઓને અને ગરીબોને લૂટે છે, તેટલું ખરાબ છે."

કીશનમલ મનમાં શરમાયો, પણ એવી લૂટ કરનાર પોતે હતો એ વાત રાધા જાણુતી નહોતી તેટલું તેને મન આશ્વાસન હતું.

તે બોલ્યો: " તેવી વાતો મારા પિતાજીના જાણવામાં આવતાં તે અમારા માણસોને ઠપકો આપે છે. કોઈ વાર તેવી ભૂલો માણસોને હાથ થઇ જાય, પણ શું કરીએ ? રાજ્ય અમારૂં બહારવટું પતાવતું નથી. વીસ બાવીસ વરસથી અમે ડુંગરે ડુંગરે ને વગડે વગડે ભટકીએ છીએ છતાં કોઈ કશો વિચાર કરતું નથી, એટલે અમારા કંટાળેલા માણસો કોઇ કોઈ વાર ભૂલો કરી નાંખે છે. "

" પણ તમે મને અહીં શામાટે લાવ્યા છો ? મારૂં ઘરેણું હજી મારી પાસે છે, તે તમે માંગતા નથી; મને અગવડ ન પડે તેમ રાખવાની તમારી કાળજી છે, ત્યારે મને પકડવાનો તમારો હેતુ શો છે ?"

" હું તમને એક વાર કહી ચૂક્યો છું કે તે હું જાણતો નથી; અને વધું કહું છું કે જાણતો હોઉં તોપણ હું તમને કહી શકું નહિ. તમારે અમારી કેદમાં જ રહેવું પડશે. "

" પણ તે ક્યાંસુધી ? આ અંધારામાં બેસી રહીને, આવો ખોરાક ખાઇને અને બીલ–બીલડીઓના સહવાસમાં હું વધુ દહાડા જીવતી રહી શકું તેમ શું તમે માનો છો ? "

કીશનમલ બોલ્યો : " તે વિચાર અમારે કરવાનો છે. તમારી તબીયત અમને બગડતી જણાશે તો અમે તમારે માટે બીજી સગવડ કરીશું, પણ તમને પકડવાનો હેતુ સિદ્ધ નહિ થાય, ત્યાંસુધી તમારે અમારી કેદમાં તો રહેવું પડશે. "

" મારી પાછળ વહાર ચઢી હશે એમ તમે ધારો છો ? "

" હા; એ વહારને પહોંચી વળવાની અમારામાં શક્તિ છે. આટલાં વરસ સુધી બહારવટું ખેડીને અમે આવું સાહસ વગર-વિચાર્યે કરતા નથી. " તેણે એ શબ્દો ગૌરવશીલ વદને ઉચ્ચાર્યા.

" ઠીક; ત્યારે તમારી બીજી આજ્ઞા થતાં સુધી મારે અહીં કેદ રહેવાનું ખરૂં, પણ મારે સમય કેવી રીતે ગાળવો ? શું મારે અહીં જ ભરાઈ બેસવું ? હું બહાર જઇને ફરૂં તો શી ફીકર છે ? "

" બહુએ ફીકર છે; તમારે ફરવા નીકળવું હોય તો બીજી

બાઇઓની સાથે તમને બહાર ફરવા મોકલીશું, દિવસે તો નહિ જ."

"અહીં બીજી બાઇઓ પણ છે કે ?"

"હા. બધાં રહેઠાણોમાં બૈરાં છે, અને રાંધવાનું કામ તેઓ જ કરે છે. પણ હવે મહેરબાની કરીને તમે મને અમારી વ્યવસ્થા સંબંધી કશું ન પૂછશો. તમે રજપૂત કુંવરી છો, અને ઉંચા કુળનાં છો, એટલે તમને મારાથી તોછડાઇભર્યો જવાબ આપી શકાતો નથી, નહિતો તમને મેં જે વાતો આ પહેલે જ દિવસે કહી છે, તે વાતો હું બીજા કોઈ ને નહિ કહું." એમ કહી કીશનમલ ઉઠયો અને જવા લાગ્યો.

રાધા તેને થોભાવતી બોલીઃ "કીશનમલજી ! અહીં મને ભીલો કે બીજા માણસો હરકત નહિ કરે ને ? મારૂં અપમાન નહિ કરે ને ?"

"બીલકુલ નહિ. મારી આજ્ઞા વિના તમને કોઇ હાથ લગાડે તેને માટે મોત સિવાય બીજી શિક્ષા નથી."

એટલું કહી કીશનમલ ચાલ્યો ગયો. આટલા ગૌરવથી તેણે પોતાના જીવનમાં આજે પહેલી જ વાર વાતચીત કરી હતી, જોકે તેમાં જૂઠાણું તો હતું જ. રાધાના પ્રતાપની અને જોધમલ પ્રત્યેના તેના સદ્દવિશ્વાસની તે અસર હતી.

કીશનમલ સાથેની વાતચીતથી રાધાનો માનસિક ત્રાસ કાંઇક ઓછો થયો. પોતાને પકડવાનો બહારવટીઆઓનો હેતુ તે કીશનમલ પાસેથી જાણી શકી નહોતી, તોપણ તે એટલું અનુમાન માત્ર કરી શકી હતી કે જ્યાંસુધી બહારવટું પતે નહિ ત્યાંસુધી અથવાતો બદલામાં મોટી રકમ મળે નહિ, ત્યાંસુધી પોતાને કેદમાં રાખવાનો બહારવટીઆઓનો આશય હોવો જોઈએ.

---

## પ્રકરણ ૨૪ મું

---

### પર્વતના પેટાળમાં

બપોરે રાધાને માટે ફરીથી ભોજન આવ્યું, તે પણ તેણે ખાધું.

અને પછી તે પોતાની ઘાસની પથારીમાં સૂઈ ગઇ, તે ચોથે પહોરે જાગી. હવે તેને કાંઇક સ્વસ્થતા જણાવા લાગી, કારણકે એટલી ઉંઘથી તેનો થાક ઊતરી જવા પામ્યો હતો. તે મ્હોં ધોઇને પથારીમાંથી ઉઠી અને આળસને તેણે શરીરમાંથી ખંખેરી નાંખી. મંદારગઢમાં આખો દિવસ ફરફડીની પેઠે ફરતી બાળાને આ પિંજરમાં એકલાં ચેન ક્યાંથી પડે ? કોઇ વાત કરનાર હોય તોય સારૂં, પણ પેલી એક "રાણી" સિવાય બીજું કોઇ દૃષ્ટિપથમાં તરતું દેખાતું જ નહોતું !

ઇંદ્રિયોને પોતાના વિષયનો સમાગમ થતો નથી તેથી તે બધીર અને બેચેન બને છે; પોતાનો વિષય પ્રાપ્ત થતાં તે વિકસે છે. આંખને દૃશ્ય વસ્તુને અભાવે અંધતા પ્રાપ્ત થાય છે, કાનને શ્રુતિગોચર ધ્વનિને અભાવે બધીરતા પ્રાપ્ત થાય છે, અને એવી જ સ્થિતિ વિષયને અભાવે બીજી ઇંદ્રિયોની થાય છે. ઇંદ્રિયોની એ સ્થિતિની અસર મન પર થતાં તે ઉદ્વેગનો અનુભવ કરે છે અને ચલવિચલ થાય છે. રાધાની પણ આવી જ સ્થિતિ થવા લાગી. તે ઉઠીને રાણીની પાસે ગઈ અને તેની સાથે વાતો કરવા લાગી, પરન્તુ બિચારી રાણીનું જ્ઞાનક્ષેત્ર ક્યાં અને રાધાનું જ્ઞાનક્ષેત્ર ક્યાં ? રાણી સાથેની થોડી વાતચીતમાં જ રાધાના વાતચીતના વિષયો ખૂટી ગયા ! રાધાએ પૂછ્યું : "બ્હેન ! આ જમણા હાથને રસ્તેથી ક્યાં જવાય છે ?"

"ઇયાંથી બા'ર નેકરાય છે, પણ તને બા'ર નેકરવા નહીં દે."

"તે હું સમજું છું; ત્યારે આ ડાબી બાજુએથી ક્યાં જવાય છે?"

"ડુંગરની બીજી ગુફાયુંમાં. જવું હોય તો હું લારે આવું."

રાધાને પોતાના મન અને ઇંદ્રિયોને માટે ખોરાક જોઇતો હતો, એટલે તે એકદમ ગુફાની અંદરના ડાબા હાથ તરફ જતા માર્ગે આગળ થઈ. "રાણી"—આપણે હવે તેને એ જ નામથી ઓળખીશું—તેની સાથે ચાલી.

ખોદેલી માટીની ખાણ જેવો ખડબચડો એ માર્ગ હતો; તેમાં માત્ર પાંચેક ડગલાં રાધા ચાલી, ત્યારે તેણે જોયું કે પહેલાં તે ભોંય-

માર્ગ જેટલો ખડબચડો દેખાતો હતો તેટલો ખડબચડો તે અંદર આગળ વધતાં રહેતો નહોતો. તે વાંકોચુંકો માર્ગ હતો અને ભોંય પથરાવાળી તથા ઉંચી-નીચી હતી, છતાં ૭ ફીટ જેટલો ઉંચો માણસ સહેલાઇથી ચાલી શકે તેટલો તે ઉંચો અને પહોળો હતો. પ્રત્યેક વાંક આગળ એક એક ચાંદરણું પડતું હતું અને તે એ માર્ગને આછું અજવાળતું. અત્યારે દિવસનો ચોથો પ્રહર ચાલતો હતો એટલે ગુફાઓની બહાર સૂર્યનો તડકો હોવાથી અંદર ચાંદરણાં સ્પષ્ટ પડતાં હતાં. આ ચાંદરણાં વિધવિધ પ્રકારનાં હતાં. કોઇ સ્થળે કટારી જેવું નાનું લાંબું ચાંદરણું પડતું! કોઇ સ્થળે મૂઠબંધ લાંબી ખુલ્લી તલ્વાર જેવું ચાંદરણું પડતું, કોઇ સ્થળે ઢાલના આકારનું તો કોઇ સ્થળે ધનુષ્યના આકારનું ચાંદરણું પડતું! ચાંદરણાંના આવા વિધવિધ આકારો જોઇને રાધાની કલારસિક વૃત્તિ જરા બહેલાઇ. એક ચાંદરણાં હેઠળ બરાબર આંખ રાખીને તેણે ઉંચું જોયું તો સૂર્યના તડકામાં સ્નાન કરી રહેલી આકાશની રેખા દૃષ્ટિગોચર થઇ. આ ચાંદરણાંની કલાકૃતિઓના સંબંધમાં રાણીની સાથે કાંઇ વાર્તાલાપ કરવો તે નકામું હતું, એટલે પોતાના હૃદ્ગત ભાવને અંતર્‌માં જ શમાવતી તે આગળ ચાલી.

થોડે દૂર જતાં એક વિશાળ ચોક આવ્યો. તેની મધ્યમાં એક મોટું ચાંદરણું પડતું હતું પરન્તુ સાંજ નજીક હોવાથી તે એક બાજુએ સરકતું જતું હતું. આ ચોક ગોળાકાર હતો અને તેને ફરતી નાનાં બારણાંવાળી કેટલીક ઓરડીઓ હતી. એ ચોક કરતાં એ ઓરડીઓમાં વધુ પ્રકાશ હશે એમ તેનાં બારણાં ઉપર દૃષ્ટિપાત કરતાં રાધા જોઇ શકી. તેને તે જોઇને નવાઇ લાગી અને તેમાંની એક ઓરડી તરફ ગઇ. ઓરડીમાં તેણે શું જોયું? એક મુંજના ભરેલા ખાટલામાં એક પુરૂષ સૂતો હતો અને તેની બાજુમાં એક સ્ત્રી બેઠી બેઠી ઊન કાંતી રહી હતી. રાધાને ત્યાં એવી શાન્તિ જણાઈ કે જેવી શાન્તિ એક બહારવટીઆના નિવાસસ્થાનમાં કલ્પી પણ શકાય નહિ. એ ઓરડીમાં સારી પેઠે પ્રકાશ પ્રસરેલો હતો અને તે બાજુની દિવાલોમાંનાં બાંકાંમાંથી

આવી રહ્યો હતો. રાધા તે ઓરડીના દ્વારમાં ઊભી રહી તે જ ક્ષણે ઊન કાંતનારી પેલી બાઇએ ચમકીને તેની સામે જોયું. તેના હાથમાં રેંટીયો સ્થિર થઇ ગયો. બિછાનામાં સૂતેલો પુરૂષ પણ ચમક્યો અને રાધાની સામે ટગરટગર જોઇ રહ્યો.

"તમે અહીં શું કરો છો ?" રાધાએ પૂછ્યું.

"હું તો ઊન કાંતું છું અને એમને વાગ્યું છે."

"શાથી વાગ્યું ?" રાધાએ પૂછ્યું.

બાઇ હસી અને પ્રશ્નમાં સમાએલી અજ્ઞતા તરફ તુચ્છકારથી બોલી: "અમારે વળી વાગવાની નવાઇ શી ? પણ તમે કોણ છો બાઇ ? કાલે મંદારગઢથી કોકને પકડી આણ્યાં છે તે તમે જ ?"

"હા, તે હું જ. તમે કોઇ રાજપુત બાઇ જેવાં લાગો છો."

"હા." એમ કહી બાઇએ પાછો રેંટીયો ચલાવવા માંડ્યો.

રાધા ત્યાંથી ખસીને બીજી ઓરડીમાં પેઠી. તે ખાલી હતી. માત્ર ત્યાં એક પથારી પાથરેલી પડી હતી. ત્રીજી ઓરડીમાં વળી એક ઘવાએલો જુવાન સૂતો હતો અને એક છોકરો તેના પગ દાબતો હતો. આ ઉપરથી રાધાએ અનુમાન કર્યું કે ઘાયલ થએલાઓની સારવાર માટે બહારવટીઆઓએ આ સ્થાન પસંદ કર્યું હોવું જોઇએ. તે ચોકની આસપાસની બધી ઓરડીઓમાં ઘૂમી વળી. પોતાને જ્યાં રાખવામાં આવી હતી તે સ્થાન કરતાં આ ઓરડીઓ વધારે સારૂં સ્થાન હતું. પ્રકાશ વિશેષ હતો, હવા સારી આવતી હતી અને બહારના વિભાગમાંથી અંદર કશોક અવાજ પણ આવી રહેલો હતો, જાણે કુદરત પોતાની વીણાના તાર છેડી રહી હોય ! રાધાએ રાણીને પૂછ્યું: "હેં બ્હેન ! અહીંથી આગળ જઇ શકાતું નથી ?"

"આમ ના જવાય ?" એમ બોલતી રાણી આગળ થઇ અને એક ઓરડીમાં પેઠી. ઓરડીની પછીતને તેણે એક બાજુથી ધક્કો માર્યો કે તુરત એક મોટી શિલા ખસી અને માથું નીચું કરીને જઇ શકાય તેવડું દ્વાર ખુલ્લું થયું ! રાધા આ કરામત જોઇને આશ્ચર્ય પામી. દ્વાર ખુલતાં જ

સાંજનો નમતો સૂર્ય દેખાયો અને ઓરડીની અંદર સૂર્યનો તડકો ધસી આવ્યો. ખુલ્લો તડકો દેખતાં જ રાધાને આનંદ થયો. તે એક દ્વાર ઉલ્લંઘીને આગળ વધી અને એક લાંબું કોતર દેખાયું: કોતરમાં એક વાઘને બેઠેલો જોતાં જ રાધા ખમચીને ઊભી રહી.

રાધાએ પાછું વાળીને જોયું. રાણી ઊભી ઊભી હસતી હતી! રાધાને બીધેલી જોવાથી તે હસતી હતી. રાધાના અજ્ઞાનને હસતી હસતી અને પોતાના જ્ઞાનથી મલકાતી તે આગળ થઇ અને વાઘની પાસે થઇ ને તે આગળ ચાલી! રાધા તેની પાછળ પાછળ કાંઇક હિંમતથી દોરાઇ, ડરતાં ડરતાં તેણે વાઘની સામું જોયું અને તેની સ્થિર આંખો જોતાં જ તે બોલી ઊઠી: "ઓહ! એ તો મરેલો વાઘ છે!"

રાણી ખડખડાટ હસી પડી. તે બોલી: "ઇ વાઘ તો મરેલો છે, બેન! ઇમાં પાંદડાં ભર્યાં છે!"

રાધાએ વાઘની ઉપર પગ મૂકી જોયો. ખરેખર, તે બનાવટી વાઘ હતો. વાઘનું ચામડું ખરૂં હતું પણ કોઇને બ્હીરાવવાને તેમાં પાંદડાં ભરીને ત્યાં મૂકી રાખ્યો હોય એવું લાગતું હતું. થોડાં ડગલાં કોતરમાં આગળ વધતાં બે જંગી પહાડોની વચ્ચે એક ઉંડી ખીણ દેખાઇ, જેને તળીયે એક નાનો વહેળો મર્મર ધ્વનિ કરતો વહી જતો હતો.

રાધાએ ચોપાસ નજર કરી. ચોમેર ઝઝૂમી રહેલી પર્વતની ખડકોની વચ્ચે તે ઊભી હતી. એ ખીણમાંથી બહાર નીકળવાનો માર્ગ ઉત્તર દિશા તરફ આછી થતી જતી પર્વતાવલિ અને તે માર્ગે વહેતા જતા વહેળા ઉપરથી અટકળી શકાતો હતો. ખીણમાં ઊતરી શકાય તેવો માર્ગ હતો અને વહેળાના કાંઠા પર પહોંચીને પાણી પી કે ભરી શકાય તેવી સગવડ હતી. ગુફામાંથી બહાર નીકળ્યા વિના બહારવટી-આઓ અહીંથી પાણી લઇ જતા હશે, ન્હાતા હશે કે કપડાં ધોતા હશે એ સમજવું રાધાને માટે જરા પણ મુશ્કેલ નહોતું. તે વહેળા ભણી ઊતરવા લાગી. વહેળાને કાંઠે જઇ તેણે ખુલ્લી હવાનું પાન કરતાં કરતાં હાથપગ અને મ્હોં ધોયાં. એ જંગલની કુદરત તેના અંતરને ભરી રહી

હતી, પણ તે સાથે જ તેને એક વિચાર આવી રહ્યો હતો. અહીંથી છટકી જઇ શકાય કે નહિ ? ચોમેર દૃષ્ટિ કરતાં ઉત્તર દિશા ભણી ખીણમાંથી નીકળવાનો કોઇ માર્ગ તો હોવો જ જોઇએ એવી તેની ધારણા હતી. તેણે રાણીને કહ્યું: "ચાલને બ્હેન ! આપણે અહીંથી જરા આગળ ફરવા જઇએ ! "

રાણી ગંભીર થતી બોલી: "ના બોન ! અઇથી તને હું જરાય આગર જવા દૈશ નઇં; કીશનમલ ઠાકોર મારાં હાડકાં જ રંજી નાંખે."

રાધાએ ક્ષણભર વિચાર કર્યો, અને તે બોલી: "તું નહિ આવે તો હું એકલી જઇશ." એમ કહીને તેણે ઉત્તર દિશાએ ડગલાં ભરવા માંડયાં.

રાણી દોડી. વહેળા તરફ ઊતરતાં તે લથડી અને પછડાઇ. તેના પગ છોલાઇ ગયા. તે ગુસ્સે થતી ઊભી થઇ અને રાધાની આડી ફરી ! પણ રાધાએ તત્ક્ષણ પોતાની ભેઠમાંથી એક નાજુક સુવર્ણજડિત કટારી કાઢી અને રાણી સામે ઉગામી ! રાણી હાથ છોડીને દૂર ખસી ગઇ અને રાધાને ચાલી જતી જોઇ રહી. રાધા વહેળાને કાંઠે કાંઠે આથમતા સૂર્યના પ્રકાશમાં ઉત્તર દિશા તરફ ઝડપથી આગળ ડગ ભરવા લાગી.

---

## પ્રકરણ ૨૫ મું

---

### સાંતધારા પહાડ પાસે હરનામની છાવણી

હરનામને બહારવટીઆઓ ઉપર બહુ રોષ ચડયો હતો. તે સમજતો હતો કે જોધમલ બહારવટીઆની લડત પોતાની જાગીર માટે હતી અને વીસ વરસથી તેને દાદ મળતી નહોતી. તે સમજતો હતો કે તે લોકોને રંજાડતો ખરો છતાં તેનો ત્રાસ લોકોમાં એવો નહોતો કે જેથી લોકો તેને ગાળો ભાંડે. તે સમજતો હતો કે તે ધર્મી બહારવટીઓ કહેવાતો હતો અને ઘણે સ્થળે તો લોકો તેનો સત્કાર કરતા તથા તેની વીરતાને વખાણતા, છતાં રાધા જેવી કુમારિકાનું આવી

રીતે અપહરણ કરવામાં આવ્યાથી તે જોધમલ ઉપર, કીશનમલ ઉપર અને તેનાં માણસો ઉપર બહુ ખીજાયો હતો. તે માનતો હતો કે હવે જોધમલે માઝા મૂકી છે અને તેના બહારવટામાં પાપ પેઠું છે, એટલે તેનું નિકંદન નીકળ્યા વિના રહેવાનું નથી, છતાં એ નિકંદન કાઢનાર પોતે જ થાય તો વધારે સારૂં એવી તેને ઇચ્છા હતી. પહેલાં તો તે સેનાપતિ ખડ્ગસિંહને બહારવટીઆનું બહારવટું પતાવવા માટેની ભલામણ કરતો હતો, પરંતુ હવે તો તે નિશ્ચય પર આવ્યો હતો કે આવા અત્યાચારી હરામખોરોને તો જેર કરીને જ ઠેકાણે લાવવા જોઇએ. તેના આટલા બધા રોષનું એક વિશેષ પણ કારણ હતું. પોતાની નજર હેઠળ રાધાનું હરણ થયું હતું અને પોતે કશું કરી શક્યો નહોતો એ તેને બહુ સાલતું હતું. પોતે રાધાની સાથે હતો, છતાં પોતે રાધાને બચાવી શક્યો નહિ એવી વાત સેનાપતિની સમક્ષ કહેતાં તે લજ્જાને લીધે ઉજળો પૂણી જેવો થઈ ગયો હતો. છેવટે જ્યારે રાધાની વહારે ચડવાની સેનાપતિએ પરવાનગી આપી, ત્યારે તેના જીવમાં જીવ આવ્યો હતો, તેના મનમાં ઉમંગ આવ્યો હતો અને પોતાની આંખો હેઠળ થએલા રાધાના અપહરણથી જે કલંક તેની વીરતાને લાગ્યું હતું તે કલંકને ભૂસી નાંખવાની તક સાંપડવા માટે તેને કાંઇક સંતોષ થયો હતો. પરન્તુ વસ્તુતઃ તે સંતોષ નહોતો. તેને સંતોષ તો ત્યારે જ થાય તેમ હતું કે જ્યારે તે ગુફામાં ભરાઇ બેઠેલા સિંહને બહાર આવવાની ફરજ પાડે અને તેને પકડીને જેર કરીને તેના બહારવટાને ધૂળમાં મેળવી રાધાને સહીસલામત હાથ કરે.

તેને લાગતું હતું કે આ અપહરણ કદાચ જોધમલે પોતે ન કર્યું હોય અને તેના ઉછાંછળા છોકરા કીશનમલે કર્યું હોય, તોપણ તે માટે તે જોધમલને પણ જવાબદાર ગણતો હતો. "એ મોટો ધર્મી બહારવટીઓ થયો છે તો કેમ તેના છોકરાને અને માણસોને કબજામાં રાખતો નથી અને આવા પાપી કામો કરવા દે છે?" હરનામ હવે તો જોધમલ ઉપર પણ પૂરો રોષે ભરાયો હતો અને જો બની શકે તો

તેને જીવતો પકડવાની અને નહિતો તેને ઠાર કરવાની તેની ઉમેદ હતી. તેની સાથે પાંચસો ઘોડેસવારો હતા, પાંચ તોપો હતી, ૨૦ ગાડાં સામગ્રી હતી અને વીસ ઊંટો હતાં. પહેલાંથી બાતમીદારો પાસેથી માહિતી મેળવીને જોધમલના રહેઠાણ ઉપર હલ્લો કરવાની જે તૈયારી તેણે કરી રાખી હતી તે તૈયારીનો ઉપયોગ કરવાનો વખત હવે આવી પહોંચ્યો હતો. એક અપહૃત અબળાને છોડાવવા માટે તે તૈયારીઓનો ઉપયોગ થવાનો સમય આવ્યો તેને તે એક શુભ શકુન માની રહ્યો હતો.

સાતધારો ડુંગર ૨૦ ગાઉના ઘેરાવામાં પથરાઇ રહ્યો હતો. તે કાંઇ બહુ ઊંચો પહાડ નહોતો, પરંતુ ઉંચાનીચા ડુંગરાઓનો સમૂહ હતો અને ઝાડી કરતાં તો વધુ પત્થરના ખડકોથી ચોપાસ છવાએલો હતો. તેની તળેટીમાં અને કેટલેક સુધી ઉંચાણમાં પણ ભરવાડ તથા કોળીના નેસ હતા અને વીસ–વીસ પચીસ–પચીસ નેસનાં પચીસ–પચાસ જૂથ છૂટક છૂટક છવાયલા હતા. મંદારગઢનું લશ્કર તોપખાના સાથે આવે છે અને બહારવટીઆની સામે હવે તોપો મંડાવાની છે એવી ખબર ચોમેર પ્રસરતાં જ બધાય નેસોમાં ત્રાસ–ત્રાસ છવાઇ ગયો. લોકોએ પોતાનાં ઢોર અને ઘરવખરી લઈને નાસી જવા માંડયું અને હરનામનું લશ્કર પહોંચે તે પહેલાં મોખરાના કેટલાક નેસડા તો કેવળ નિર્જન થઈ ગયા.

દિવસને પાછલે પહોરે હરનામ ડુંગરાની નજીકમાં પહોંચી ગયો. તળેટીથી અર્ધો ગાઉ દૂર તેણે પડાવ નાંખ્યો અને પછી તેણે પોતાના લશ્કરને ચાર ભાગમાં વહેંચી નાંખ્યું. મોટો ભાગ પોતાની સાથે રાખીને બીજા ત્રણ ભાગથી તેણે ડુંગરા તરફ જવાનાં ત્રણ મુખ્ય નાકાં રોક્યાં, અને બાતમીદારો તથા બીજાઓને બોલાવી મસલત ચલાવવા માંડી. જોધમલ અને કીશનમલ પોતાનાં માણસો સાથે કોઇ એક જ સ્થળે રહેતા નહિ પરંતુ જૂદે જૂદે સ્થળે રહેતા, એ તો હરનામ જાણતો હતો, પણ કયા ભાગમાં જોધમલનો નિવાસ હતો અને ક્યા ભાગમાં કીશનમલનો નિવાસ હતો તે વિષે બાતમીદારોમાંએ મતભેદ હતો. છેવટે ઉત્તર દિશાએથી ડુંગરામાં પેસીને

બહારવટીઆઓ ઉપર પહેલાં આક્રમણ કરવું એવું હરનામે ઠરાવ્યું અને બાતમીદારોને ફરમાવ્યું કે ડુંગરાઓમાં સંતાઈ રહીને બહરવટીઆ-ઓની હીલચાલ તપાસી વહેલા પરોઢમાં તેમણે બધા સમાચાર આપવા. બાતમીદારો પોતાના કાર્ય માટે ડુંગર તરફ રવાના થઈ ગયા.

સાંજ પડી ગઇ. રાત્રિ નજીક આવવા લાગી. એટલામાં હરનામે પોતાની છાવણીમાં બેઠાં બેઠાં એક બાજુએથી ગોળીબાર સાંભળ્યા અને તે ચમક્યો. તેણે પંદર ઘોડેસવારોને જે બાજુએ ગોળીબાર સંભળાયો હતો તે બાજુએ મોકલ્યા. વધુ ગોળીબાર બંધ થઇ ગયો અને ચારેક ઘડી રાત ગઇ, ત્યાં તો પચીસ માણસો બહારવટીઆના ચાર માણસોને હાથપગ બાંધીને લાવ્યા! એક માણસે બનાવના સમાચાર આપ્યા કે "બહારવટીઆનાં દસેક માણસો રાતના વધતા જતા અંધકારમાં ડુંગરમાંથી છટકતા હતા, તેમને પડકાર્યા તો તેમણે સામી ગોળીઓ છોડવા માંડી ને કેટલાક નાઠા. આપણા માણસોમાંથી કોઇ ઘાયલ થયું નથી. આ ચાર જણ નાસતા પકડાયા છે અને બીજા નાસી ગયા છે. તેમની શોધ આસપાસમાં કરી, પણ કોઇનો પત્તો લાગ્યો નહિ."

"ઠીક થયું. તમે હવે પાછા તમારી છાવણીમાં જાઓ અને આ ચારે જણને મારી પાસે રહેવા દો." હરનામે ફરમાવ્યું.

પકડાએલા ચારે જણ પાસેથી હથિયારો તો ક્યારનાંએ ખુંચવી લેવામાં આવ્યાં હતાં, એટલે તેમની તરફનો કશો ભય હતો નહિ. હર-નામે તેમને પૂછ્યું: "કેમ જુવાનો! ભૂખ્યા છો કે ખાધું છે? બહારવટું બહુ ખેડ્યું, હવે જો નિરાંતે ખાવું હોય તો ભાણું મંગાવું!"

એક પ્રૌઢ વયનો કોળી બોલ્યો: "ખાધું તો છે, પણ આજ અમારૂં બહારવટું એળે ગયું. અમે તમારે હાથ જીવતા પકડાયા, એ ભોંઠપ આગળ અમે જીવતા મૂઆ છીએ."

હરનામ હસ્યો અને બોલ્યો: "આટ-આટલાં વર્ષ તમે રાજ્યને અને લોકોને બહુ રંજાડ્યા, અને હજી પણ જો તમારા સર-દારના મગજમાં ખુમારી હોય તો તમારી જે દશા થઇ છે તેથી એ

બૂરી દશા તેની થશે, તે યાદ રાખજો."

"ના, ઠાકોર!" એક જુવાન બોલ્યો : "તમે ખાંડ ખાઓ છો. અમારો સરદાર તમારે હાથ ન આવે."

આ હિંમતભર્યા જવાબથી હરનામ ચમક્યો અને વધુ હસ્યો. તે બોલ્યો : "ઠીક છે, આપણે જોઇશું; પણ બોલો, રાધાકુંવરને ક્યાં સંતાડયાં છે?"

પેલો કોળી બોલ્યો: "બાપજી! અમને તો એવી કશી ખબર નથી. અમે રાધાકુંવરને ઓળખતા જ નથી; અને જોધમલ ઠાકોર બાઇ માણસને પકડે જ નહિ."

"ઠી...ક, ઠીક. તમે તો ભોળા બ્રહ્મા જેવા માણસ ક્યાંથી જાણો? તોપને મ્હોંએ બંધાશો, ત્યારે બધું જાણશો."

કોળીના પડખામાં તલ્વારની મૂઠ મારતાં એક સૈનિકે તેને ધમકાવ્યો: "સાચેસાચું બોલી જા, નહિતો અત્યારે ને અત્યારે જ તમારો ચારેનો ઘાણ નીકળી ગયો સમજજો."

હરનામે પૂછ્યું : "અલ્યા, તું ક્યાંનો રહીશ?"

"દાનગઢનો જ."

"તારાં કાંઇ જમીન જાગીર હતાં?"

"હા, ત્રીસ વીઘાં જમીન હતી, તે રાજ્યે આંચકી લીધી'તી."

"અને તમે ક્યાં ક્યાંના રહીશ છો?" હરનામે બીજાઓને પૂછ્યું.

"અમે ત્રણે ઝોલાપુરના રજપૂત છીએ. જોધમલ ઠાકોરના દૂરદૂરના સગા છીએ." પેલા જુવાને જવાબ આપ્યો.

હરનામે એક સૈનિકને ઇશારત કરી એટલે તે એ ત્રણે રજપૂતોને રાવઠીની બહાર લઇ ગયો અને માત્ર કોળીને ત્યાં રહેવા દીધો. હવે હરનામે તેને પૂછવા માંડયું : "અલ્યા, તારૂં નામ શું?"

"મારૂં નામ ધારણ."

"ધારણ કોળી! આવા બહારવટામાં તારૂં શું વળશે? જરા ડાહ્યો થા, અને દાનગઢ પાછો જઇ ખેતી કરી ખા!"

" પણ બાપજી! જમીન–જાગીર વિના ? "

" જમીન હું તને પાછી અપાવું, અને મારૂં એક કામ કરે તો ત્રીસને બદલે સાઠ વીઘાં જમીન અપાવું. "

" શું કામ બાપજી ? "

" જોધમલ ઠાકોરનું રહેઠાણ બતાવી દે, એટલું જ કામ છે." હરનામે તેને ધીરેથી કહ્યું.

ધારણ હસ્યો અને બોલ્યો: "બાપજી, એવી જાગીર મને જોધમલ ઠાકોર ખાવા દે ખરો ? ત્રીજે દી' મારૂં મડદું મારા જ ખેતરમાં રઝળે."

" અરે, પણ જોધમલ જીવતો રહેશે ત્યારે ને ?"

" ના, બાપજી! મારે એવું કામ કરવું નથી. આમે મરવું છે ને તેમે મરવું છે. "

" જો, સાંભળ! તને દાનગઢની જાગીરને બદલે મંદારગઢમાં નોકરીમાં રાખું અને તું કહે તે પગાર અપાવું; બોલ, પછી તને કોઇની બીક છે ?" હરનામે બીજો માર્ગ કાઢ્યો.

ધારણ વિચારમાં પડી ગયો. હરનામ તેનો મનોભાવ સમજવા લાગ્યો. તે બોલ્યો: "સાંભળ ધારણ ! તારે કાંઇ છોકરાં છે ? "

"હા, બાપજી ! એક દીકરો ને તેની વહુ છે. દાનગઢમાં જ રહે છે."

"એ તારા દીકરાને હું લશ્કરમાં રાખી લઇશ અને તમને બેઉને એક એવી જાગીર કાઢી આપીશ, કે તમે અને તમારા છોકરાના છોકરા બેઠાં બેઠાં ખાધા કરો. "

"પણ જોધમલ ઠાકોરનું મેં લૂણ ખાધું છે; તેમનાથી દગો રમું ?"

"તું તો ભલો માણસ છે. મારે જોધમલને પકડવો છે ખરો, પણ છેવટે તો તેનું બહારવટું પતાવવું છે, એટલે પછી વાંધો શો છે ? અને તું આવો સારો લાભ મેળવી લઇશ તો સુખી થઇશ. "

ધારણ કશું બોલ્યો નહિ. હરનામે થોડો વખત તેને વિચારમાં જ રહેવા દીધો અને થોડી વાર પછી પાછી વાત ઉપાડી: "બોલ, મારૂં કહેવું ખરૂં છે કે નહિ ? તું અમારી સાથે ઠેઠસુધી ન આવે તો

ફીકર નહિ. નજીકમાં પહોંચીને અમને દિશા બતાવી દેજે, એટલે પછી અમે પહોંચી જઇશું."

"પણ મને તેમનામાંનો કોઈ ઓળખી જાય તો?"

"હું તને મારા સૈનિકના જેવો વેશ પહેરાવીશ, પછી શું?"

"આપ રજપૂત છો; આપને વચને ઠેઠસુધી રહેશો?"

"અરે! ધારણ! તું અમારૂં કામ કરે અને અમે શું બેવચની થઈએ? એવી શંકા કર મા."

"પણ આપે મને એકલાને અહીં રાખ્યો છે, તેથી પેલા ત્રણ મારા સાથીઓ વહેમાશે તો?"

"તેનો હું ઉપાય કરૂં છું. કોઇને વહેમ આવવા નહિ દઉં."

ધારણને હરનામે ફોસલાવી લીધો. બેઉ વચ્ચે એવું નક્કી થયું કે રાતને પાછલે પહોરે અંધારામાં જ સો માણસે ગુપચૂપ ડુંગરામાં દાખલ થવું અને ધારણને સાથે લઇને જોધમલના રહેઠાણને ઘેરવું. હરનામે ધારણને બહાર મોકલીને એક જૂદે જ સ્થળે રખાવ્યો.

પાછળ રહેલા ત્રણ રજપૂત જુવાનોને હરનામે એક પછી એક પોતાની પાસે એકાંતમાં બોલાવ્યા. તેમની સાથે તેણે જૂદા જૂદા પ્રકારની વાતો કરી અને એમને ફરીથી ભેગા થવા ન દેતાં ત્રણેને જૂદા જૂદા રખાવ્યા. ચારમાંથી કયો માણસ ફૂટચો તેની ખબર એક બીજાને ન પડે તેટલા માટે હરનામે એ યુક્તિ કરી હતી.

# પ્રકરણ ૨૬ મું

## જોધમલની મુલાકાતે!

મધરાત થઇ, ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો, એટલે એક પછી એક બાતમીદારો હરનામની છાવણીમાં આવવા લાગ્યા, પણ તેઓ આશ્ચર્ય પામ્યા કે હરનામ તો સો માણસોની સાથે ડુંગરા તરફ કૂચ

કરી ગયો હતો! બાતમીદારો મનમાં કાંઇક ગુંચવાયા. તેમણે આખી રાત જોયું હતું કે પહાડોની અંદર અંધારામાં જ ખૂબ હીલચાલ થઈ રહી હતી એટલે બહારવટીઆઓએ સામા થવાની તૈયારીઓ તો કરી રાખી જ હોવી જોઇએ એવી તેમની માન્યતા હતી; એવે વખતે હરનામ માત્ર સો માણસોને લઈને ડુંગરામાં પેઠો એ તેમને એક કુસાહસ લાગ્યું; પરન્તુ તેઓએ જાણ્યું કે બહારવટીઆમાંનો જ કોઇ બાતમીદાર હરનામને આવી મળ્યો છે, ત્યારે તેમને લાગ્યું કે "હરનામભાઈએ કાંઇ વગરવિચાર્યે સાહસ કર્યું નહિ હોય."

હરનામનો ઇરાદો જોધમલને તેની ગુફામાં જ ઘેરી લેવાનો હતો, અને એ ઇરાદો તેણે ધારણ કોળીને જણાવ્યો હતો. ધારણને હરનામે પોતાના સૈનિકોના ઠાઠમાં સજ્જ કર્યો હતો એટલે કોઇને અજવાળામાંએ એમ માલૂમ પડે તેમ નહોતું કે તેમની વચ્ચે કોઇ નવો માણસ છે. ધારણ હરનામને અને તેની સેનાને બહુ અવાજ કરવા દીધા સિવાય પહાડોની ગુંચવણીમાં લઇ જતો હતો, અને માર્ગે કેટલીક ગુફાઓ તે બતાવતો જતો કે "બાપજી! અહીં જુઓ! પેલું કોતર છે તેમાં હું ત્રણ વર્ષ રહ્યો હતો, પણ બીજે ઠેકાણે સારી જગ્યા મળી એટલે મેં તે કોતર છોડી દીધું." વળી આગળ ચાલતાં એક વહેળો આવતાં તે બોલ્યો: "આ જ વહેળાનું પાણી બધા બહારવટીઆ પીએ છે. ત્રેવીસ જગ્યાએ એ વહેળો વાંક વળે છે અને અમારાં બધાં રહેઠાણોને પાણી તે પૂરૂં પાડે છે."

માર્ગ બહુ વિકટ હતો. સાથે માત્ર એક જ મશાલ સળગાવીને લશ્કર ચાલતું હતું કારણકે વધુ અજવાળું કરવાથી બહારવટીઆ ચેતી જાય એવો ભય રહેતો હતો. પરોઢ થયું એટલે એક ઉંડી ખીણની કીનારી પર રસ્તો જવા લાગ્યો. ધારણ બોલ્યો: "ઠાકોર! જોધમલનું રહેઠાણ હવે આવ્યું છે; જો સિંહને સૂતો પકડવો હોય તો ચાલો અને જો જગાડવો હોય તથા સિંહને સિંહની રીતે પકડવો હોય તો કરો ગોળીબાર એટલે તે જાગશે."

હરનામે વિચાર કહીને પૂછ્યું: " તેની પાસે કેટલાં માણુસો હશે ? "

" પાંચ–દસ. "

"તો આપણે સિંહને જગાડીને પકડીએ. "

એમ કહી હરનામે પોતે ગોળીબાર કર્યો; હજી તો એ અવાજ હવામાં ગાજતો જ હતો એવામાં પાછળથી સામો ગોળીબાર થયો અને હરનામનો એક માણુસ ચીસ નાંખતો ખીણુમાં પડ્યો !

હરનામે પાછું વાળીને જોયું. ભૂતાવળ સમું બહારવટીઆનું લશ્કર અંધકારમાં ધસી આવતું દેખાતું હતું ! હરનામ બોલ્યો: "ધારણુ !" પણુ ધારણુ ક્યાં ? તે તો ગાયબ થઇ ગયો હતો ! હરનામ ગભરાયો. પોતાની સાથે સો માણુસો હતાં, સામેથી ત્રણુસો માણુસોનું ધાડું ધસી આવતું હતું ! "ભાઇઓ ! આપણે ફસાયા છીએ ! લડ્યા સિવાય હવે બીજો માર્ગ નથી !! " સૌએ બંદૂકો સજ્જ કરી. હરનામે ચોમેર દૃષ્ટિ કરી. તે વધારે ગભરાયો. એક બાજુએ ઉંડી ખીણુ હતી અને આગળ વધવાનો માર્ગ રહ્યો નહોતો. પાછળ બહારવટીઆ આવી લાગ્યા હતા અને અંધારામાં પણુ તે જોઇ શકતો હતો કે પોતા કરતાં તેઓ ત્રણુગણુા છે ! હવે શું થાય ? પોતા જેવી બંદૂકો તેમની પાસે પણુ હતી તે તો તે ગોળીબાર ઉપરથી જ જાણી ચૂક્યો હતો. લડવું તે પોતાનાં જ બધાં માણુસોના મોતને નોતરવા બરાબર છે એમ તે તત્ક્ષણુ સમજી ગયો. આવી ફસામણીનો–આવા દગાનો ભોગ પોતે થઇ પડ્યો–પોતા જેવા મૂર્ખ સેનાપતિએ પોતાના સૈનિકોને પણુ ફસાવ્યા, તેવો વિચાર આવતાં, તેને આપઘાત કરવાનું મન થઇ ગયું ! તે જોઇ રહ્યો હતો કે પ્રત્યેક ક્ષણે બહારવટીઆ વધુ ને વધુ નજીક આવતા હતા અને હવે ભેટો થવાને વાર નહોતી.

હરનામની મતિ મુંઝાઈ ગઇ. સૈનિકો પણુ ઉંચાનીચા થઈ રહ્યા. તેઓને પોતાની સંકડામણુ સમજતાં વાર લાગી નહિ. એક પ્રૌઢ વયનો સૈનિક બોલ્યો : " ઠાકોર ! સમય વિચારી જવાની જરૂર છે."

" એટલે શું ? શું કાળે મ્હોંએ જીવતા પાછા ફરવું ? "

"હું એમ કહેતો નથી. આપણે જો ઇચ્છીએ તોપણ આપણને કોઇ સહેજે સહેજે પાછા ફરવા દે નહિ. આપણે હવે નમ્રતાથી અને કુનેહથી કામ લેવું જોઇએ. એકદમ લડાઇ શરૂ કરવી નહિ અને જોવું કે તેઓ કેવી રીતે કામ લે છે."

અધઘડીમાં તો બહારવટીઆની હાર વીંખાઈ ગયેલી દેખાઈ! તે તદ્દન નજીક ન આવી પણ વીંખાઇને હરનામનાં માણસોને ચોમેરથી ઘેરી વળી. પાછી શાંતિ છવાઇ ગઈ.

પ્રભાત થયા વિના આ મુશ્કેલીમાંથી હવે માર્ગ નીકળે તેમ નહોતું. હરનામ ઓઠ કરડતો વિચારમાં મૂઢ બની જતો એક પત્થર પર બેઠો અને સૈનિકો પણ આડાઅવળા થતા બેઠા. અરૂણોદય થયો, એટલે બહારવટીઆ તરફથી એક માણસ હરનામ સામે આવીને ઊભો. તે શું કહે છે તે જાણવાને આતુર થએલા સૈનિકો તેની આસપાસ એકઠા થઇ ગયા. તેણે કહ્યું: "સરદાર! અમે તમને આબાદ ફસાવ્યા છે, જોકે અમારી જાળમાં તમે આટલી ઝડપથી ફસાશો એવી અમને આશા નહોતી. બને ત્યાંસુધી અમારે લડાઇ કરવી નથી. જો લડાઇ કરવી હોય તોપણ તમે ફાવી શકો તેમ નથી. અમારાં હથિયાર કરતાં તમારાં હથિયાર સારાં હશે પણ તમારા કરતાં અમારાં માણસો વધુ છે."

"એ બધું ઠીક; પણ જોધમલ કહેવા શું માંગે છે?"

"જોધમલ ઠાકોરે હજી અમારી સરદારી લીધી નથી. પણ અત્યારે જે અમારા સરદાર છે તે એવું કહે છે કે તમે અમને તમારાં હથિયારો સોંપી દો."

"પછી?"

"પછી અમે કહીએ ત્યાં તમે ચાલો."

"ઠી...ક. તમારે અમને બધાને કેદ કરવા છે. હું વિચાર કરીને પછી જવાબ મોકલીશ."

"સૂર્યોદય થવાને બહુ વાર નથી અને સૂર્યોદય પૂર્વે અમને જવાબ જોઇએ છે."

હરનામ સમજી ગયો કે સૂર્યોદય થતાં પોતાને માટે મદદ આવી

પહોંચે તેના ભયથી બહારવટીઆ વહેલો નિવેડો કરાવી લેવા માંગે છે. તે બોલ્યો: " હું જવાબ ન આપું તો?"

"તો આપના માણસોની અને અમારા માણસોની ધાણી ફૂટશે, બીજું શું?"

" તમે જોધમલ ઠાકોરને અહીં મારી પાસે લાવો; મારે તેની સાથે વાત કરવી છે." હરનામે કહ્યું.

" ઠાકોર અહીં નહિ આવે, અને તે અહીં વાત નહિ કરે."

" તો મને તેમની પાસે લઇ જાઓ." હરનામે માંગણી કરી.

સંદેશો લાવનાર વિચારમાં પડી ગયો. તેણે પાછા ફરીને પોતાના સરદારને પૂછી જવાબ મોકલવાની ઇચ્છા દર્શાવી. હરનામે તેને તેમ કરવાની રજા આપી. થોડી વારમાં જવાબ આવ્યો: " જો તમને વિશ્વાસ આવે તો તમને એકલાને જોધમલ ઠાકોર પાસે અમારા બે માણસો લઇ જશે અને જોધમલ ઠાકોરનો જવાબ આવશે, ત્યાં સુધી તમારાં માણસો અમારાં માણસોથી અહીં ઘેરાયલાં જ રહેશે."

હરનામ અત્યારે એટલા ઉંડા જોખમમાં ઊતરી ચૂક્યો હતો કે તેથી વધુ જોખમ જોધમલને મળવા જવામાં નહોતું. તેણે એ શરતે પણ જોધમલને મળવા જવાનું વાજબી માન્યું. પોતાનાં માણસોને તેણે પરિસ્થિતિ સમજાવી અને તેઓએ પહેલાં તો હરનામને એ જોખમમાં ઊતરવાની સલાહ ન આપી, પરન્તુ પછીથી કેટલાક વિચારવિનિમયને પરિણામે તેમણે એ માર્ગ લેવામાં હરનામને સંમતિ આપી. હરનામ એકલો બહારવટીઆનાં બે માણસો સાથે જોધમલને મળવા જવા માટે નીકળ્યો. તે વખતે સૂર્યોદય થવાને થોડી વાર હતી.

---

## પ્રકરણ ૨૭ મું

---

### ચક્રવ્યૂહનો સૂત્રધાર

**સા**તધારા પહાડની એક ઉંડી તથા વિશાળ ગુફામાં જોધમલ

બેઠો છે. તેની આસપાસ તેના ચુનંદા સરદારો અને વિશ્વાસુ માણુસો બેઠાં છે. રાત્રિનો સમય હોવાથી રાવણુાની મધ્યમાં ખેરનાં લાકડાં ઝળઝળાટ બળી રહ્યાં છે અને ચોમેર પ્રકાશ ફેલાવીને બેઠેલાઓનાં મ્હોંને રતુંબડા રંગથી રંગે છે. મંદારગઢથી તોપો વગેરેની લડાયક સામગ્રી સાથે લશ્કર પહાડના મુખ્ય માર્ગોને રોકી બેઠું હોવાના ખબર જોધમલ પાસે આવી ગયા છે અને હવે એ લશ્કરના પંજામાં નહિ પડવાને કેવો વ્યૂહ ગોઠવવો તથા એ લશ્કર ઓચિંતું કેમ આવી પહોંચ્યું છે તે વિષે વિચાર કરવાને રાવણું ભરાયું છે. જૂદાં જૂદાં રહેઠાણોમાં વસતી ટોળીઓના સરદારો આવી પહોંચ્યા છે, પણ હજી કીશનમલ આવ્યો નથી. કીશનમલને તેડવા એક માણુસ ગયો હતો તે સમાચાર લાવ્યો હતો કે હજી કીશનમલ બહારથી આવ્યો નથી. તેથી જોધમલે બીજા માણુસને તેડવા મોકલ્યો છે.

જોધમલ બોલ્યો: "મને તો લાગે છે કે આ કામ મહંતનું હોવું જોઈએ. મહંતને મારી ઉપર વેર વસ્યું છે."

એક જણુ બોલ્યો: "આપણે મહંતનું શું બૂરૂં કર્યું છે કે મહંતને આપણી ઉપર વેર વસે?"

જોધમલ બોલ્યો: "બૂરૂં તો કશું કર્યું નથી, ભાઈ! પણ તેનું એક કામ કરવાની મેં ના કહી'તી તેથી તે આપણા ઉપર ક્રોધે ભરાયો હશે. પણ અલ્યા ધારણુ! લશ્કર કેટલુંક આવ્યું છે?"

"પાંચસો માણુસ હશે, બાપુ. પણ સામગ્રી ઘણી છે. મહીના સુધી આપણુને બહાર નીકળવા નહિ દેવાની તેમની ગણુત્રી હશે."

"એમ! એમની એ ગણુત્રી ધૂળ ફાકે છે. બહાર આવજા કરવી તો સહેલી છે, પણ આપણી પાસે ખોરાકી મહીનો ચાલે તેટલી નથી એ મુંઝવણ છે." એમ બોલતો જોધમલ વિચારમાં પડ્યો. થોડી વારે બોલ્યો: "ચિંતા નહિ. પાંચસો માણુસોથી આપણે બ્હીવાતું નથી, પણ મારે બને ત્યાંસુધી લડવું નથી."

"લડ્યા વિના તે કાંઈ ચાલે છે બાપુ!" ધારણુ બોલ્યો.

"તું ભૂલે છે, ધારણુ! જો તું જ ધારે તો એકાદ યુક્તિ કરીને એના જુવાનીયા સરદારને જ તું ફસાવી મારે! કેમ નહિ?" એમ કહી જોધમલ ધીમું હસ્યો.

"તમે કહો તેમ કરૂં. શું કરવુ' એ મને ન સૂઝે; તમે સૂઝાડો એટલે પછી મારૂં કામ."

"ઠીક, વખત આવ્યે હું તને કહીશ; એક વાર દસેક જણુ..."

"બસ, દસ જણા જ?" ધારણે અધવચ્ચ પૂછ્યું.

"હા; દસ જણુ બહુ છે. કામ તો તારૂં એકલાનું જ છે; પણુ તારી સાથે બીજા જોઇએ ને? પણુ હજી કીશનમલ ન આવ્યો?"

કીશનમલને બોલાવવા બીજો એક માણુસ ગયો હતો તે પણુ એ જ વખતે પાછો આવ્યો. તેણે સમાચાર આપ્યા: "કીશનમલજી હજી આવ્યા જ નથી, એમ તેમના રહેઠાણુના રખવાળે મને બહારથી કહ્યું. મેં કહ્યું છે કે આવે ત્યારે બાપુ પાસે મોકલજે, મંદારગઢના લશ્કરે પહાડને ઘેર્યો છે એટલે તેમનું જરૂરનું કામ છે."

"એ તો ઠીક, પણુ તે ગયો છે ક્યાં? મને કશું કહેતો નથી–પૂછતો નથી અને મનધાર્યું કર્યે જાય છે, તો ક્યાંક કામમાં આવી જશે!" જોધમલને ચિંતા થવા લાગી. પુત્રનું ઉતાવળીયાપણું તે જાણુતો હતો. તેણે પૂછ્યું: "કેટલા માણુસો લઇને ગયો છે એ કાંઇ ખબર છે?"

"ના, એ તો કાંઇ તેણે કહ્યું નહિ."

"હશે; અત્યારે તો માણુસોની કાંઇ જરૂર નથી, પણુ આવે વખતે તે છોકરો બહાર ભટકતો ફરે તે તો ઉપાધિ જ ને? હશે, ધારણુ! તેં દસ જણાને ધારી લીધા?"

"હા બાપુ!" ધારણે જવાબ આપ્યો.

"ઠીક ત્યારે; આપણે માતાજીના ખંડમાં ચાલો."

જોધમલ ઉઠ્યો. પાછળ ધારણુ અને ધારણે કહ્યું તે દસ જણા ચાલ્યા. બાકીના ત્યાં બેસી રહ્યા.

જોધમલ સાતધારા પહાડની જે ગુફામાં રહેતો હતો તે ગુફા એટલી

વિશાળ હતી કે તેમાં સહેજે ત્રણસો માણસ કાયમી નિવાસ કરીને રહે, તોપણ કોઇને કશી ખબર પડે નહિ! પહેલાં એ ગુફા, તેનાં ભોંયરાં અને તેમાંના માર્ગો પૂરતી સગવડવાળાં નહોતાં, પરંતુ જોધમલનું બહારવટું જેમ જેમ લંબાતું ગયું, તેમ તેમ તેનાં માણસો વધુ ને વધુ સગવડો કરતા ગયા હતા અને નવા ખંડો બનાવતા ગયા હતા. મૂળે તો એ બધી ગુફાઓ કોઇ સાધુઓ અને જોગીઓ માટેની હશે, પણ ગુફાવાસી જોગીઓ ઓછા થતા ગયા તથા નાબુદ થયા એટલે તેમની ગુફાઓ આ બહારવટીઆના કામમાં આવવા લાગી હતી અને અત્યારે તો જોધમલ એ ડુંગરાનાં ભોંયરાંમાં એક નાનું સરખું ગામ વસાવી ચૂકયો હતો એમ કહીએ તો ચાલે. તેમાં ઘોડા અને ઊંટ રાખી શકાતાં, તેમાં અનાજ અને ઘાસ જોઇએ તેટલાં ભરી શકાતાં, અને ઘોડાં તથા ઊંટને લાવી શકાય તેવાં મોટાં દ્વારો પણ હતાં, છતાં તે જાણીતાઓ સિવાય બીજાની નજરે સહજમાં પડે તેવાં નહોતાં! દ્વારોની ગોઠવણ પણ એવી હતી કે એક દ્વારેથી પેઠેલો માણસ બીજા કયા દ્વારેથી બહાર નીકળી ગયો છે તે કોઈ જાણી શકે નહિ અને કેટલાક માર્ગો તો એવી રીતે બંધ કરીને રાખવામાં આવ્યા હતા કે થોડા વિશ્વાસુ માણસો સિવાયના બીજાઓની તો જાણમાં પણ તે નહોતા. આવી બધી વ્યવસ્થા સાથેની આ ગુફાઓમાં એક અંબાજી માતાનું દહેરૂં હતું અને તેમાં માતાજીની મૂર્તિ સમક્ષ રાત દિવસ ઘીનો દીવો બળતો. દરેક બહારવટીઆએ માતાજીની મૂર્તિ સમક્ષ વિશ્વાસુ રહેવાના સોગંદ ખાધેલા હતા, અને જ્યારે કાંઇ પણ ગુપ્ત કાર્ય ચોક્કસ વિશ્વાસુ માણસોને સોંપવામાં આવતું, ત્યારે આ માતાજીની મૂર્તિવાળા ખંડમાં માતાજીની હજુરમાં જ તે કાર્ય સોંપાતું અને માતાજી પ્રત્યે બહારવટીઆઓની એવી શ્રદ્ધા હતી કે તેઓ પોતામાં મૂકવામાં આવેલા વિશ્વાસનો ઘાત પ્રાણાન્તે પણ કરતા નહિ.

ધારણ અને બીજા દસ જણાઓને આ ખંડમાં લાવવામાં આવ્યા. જોધમલે દીવેટને જરા સંકોરીને પ્રકાશ વધાર્યો અને પછી

ધારણને તથા તેના સાથીઓને કહેવા માંડ્યું: " તમારામાંના એક બે જણને મરવાનું છે."

બધાએ બોલી ઉઠ્યા: " તૈયાર છીએ, બાપુ."

" કદાચ બધાયને મરવું પડે."

" તોપણ તૈયાર છીએ."

" ત્યારે સાંભળો. તમે અગીઆરે જણા ડુંગરાની જે બાજુએ લશ્કરનો પડાવ છે તે બાજુએથી બહાર છટકવા માંડો અને તેમાંથી બે ચાર જણા પકડાઈ જાઓ! લશ્કરનો સરદાર આપણું રહેઠાણ જાણવાને તમને લલચાવે તો લલચાઓ અને એ સરદારને તથા તેનાં બને તેટલાં થોડાં માણસોને રહેઠાણ બતાવવાને બહાને પહાડમાં લાવી બેધારી પાસે લાવી મૂકો; પછી તેમની ખબર કેવી રીતે લેવી તે કામ મારૂં છે. જુઓ, પણ વેશ બરાબર ભજવજો! તમે ખરેખરા લલચાઇ જાઓ છો અને બનાવટ કરતા નથી એવું જ એ લોકોના મનમાં ઠસવું જોઈએ. કસબ ફીક્કો ન પડી જાય, હેં! ધારણ! તેં સાંભળ્યું ને?"

" હા, બાપુ! હું બરાબર સમજી ગયો. યુક્તિ તો બરાબર છે અને જો પાર પડે તો........"

" કેમ પાર ન પડે? આપણે ધારેલું કયું કામ પાર પડ્યું નથી?"

" પાર પાડવાની હિંમત છે, ત્યારે તો આ કામની આગેવાની આપ મને આપો છો અને હું લઉં છું: કહો, બાપુ ક્યારે નીકળવાનું?"

" અત્યારે જ! બહારવટીઆ તો અંધારામાં જ છટકે ને?" જોધમલ મંદ હસ્યો.

એ યુક્તિનો કેવી રીતે અમલ થયો તે વાચકો જાણી ચૂક્યા છે.

*　　*　　*　　*

રાત્રે જોધમલે જૂદે જૂદે ત્રણ સ્થળે પોતાની ત્રણ ટોળીઓને ગોઠવી દીધી. ધારણને સોંપેલું કાર્ય તે પાર પાડી શકે અને ન પણ પાડી શકે, અને ન પાર પાડે તો બચાવ કરવાને તો તૈયાર રહેવું જ પડે. મોકલવામાં આવેલાં એકંદર અગીયાર માણસોમાંથી મધરાતે

સાત જણ પાછા ફર્યા અને તેમણે જોધમલને ખબર આપી કે ધારણ કોળીની સાથે બીજા ચાર જણ ગોઠવણ મુજબ બરાબર પકડાઈ ગયા છે અને જોકે ગોળીબાર થયો હતો તોપણ કોઈને ઈજા થઈ નથી. છતાં જોધમલે તો પોતાની બધી તૈયારીઓ કરી રાખી હતી અને પરોઢમાં ધારણ કોળીથી દોરાતો હરનામ તથા તેના સો માણસો કેવી રીતે સપડાયા હતા તે આપણે જોઈ ગયા.

પ્રભાત થવાને હજી વાર હતી. જોધમલ ખબર સાંભળવાને રાહ જોતો માતાજીના ખંડમાં સ્થિર શાન્ત બેસી રહીને માળા ફેરવતો હતો, એટલામાં એક જણ ખબર લાવ્યો કે બેધારી–( પર્વતની બે ધારની વચ્ચે વહેતી નાની જંગલી નદી–વહેળા–તેને બહારવટીઆ બેધારી કહેતા ) માં ઊતરતા શત્રુના એક માણસને તીરથી તોડી પાડીને મારી નાંખવામાં આવ્યો છે. જોધમલે જાણ્યું કે શત્રુઓ નજીક તો આવી પહોંચ્યા છે. એટલામાં બીજા સમાચાર આવ્યા કે શત્રુનાં સો માણસો આપણાં ત્રણ સો માણસોથી ઘેરાઇ ગયાં છે. હવે જોધમલ ધારણ કે તેના પકડાએલા સાથીઓમાંના એકાદના આગમનની રાહ જોવા લાગ્યો. રાત ઓસરવા લાગી પણ કાંઇ વધુ સમાચાર મળ્યા નહિ. પ્રભાત થવાને બહુ વાર નહોતી, તે વખતે એક માણસ તેની પાસે આવ્યો અને એક બંદુક, એક તલ્વાર, એક કટારી, એક બરછી, એક સોનાનો કંઠો, એક વીંટી, સોનાનું એક તાવીજ, એટલાં વાનાં જોધમલની સમીપે મૂકીને બોલ્યો : “ બાપુ! મંદારગઢના લશ્કરના સરદાર હરનામસીંગને અમે કેદ કરીને અહીં લાવ્યા છીએ. ખરી રીતે તે આપને મળવા જ આવ્યો છે, અને અહીં અમે તેને આંખે પાટા બાંધીને પહોંચાડયો છે, પરન્તુ હથીઆર છોડાવતાં અને ઘરેણું ઊતરાવતાં અમને બહુ મહેનત પડી. તે તો લડવાને અને મરવાને તૈયાર થઇ ગયો અને હથીયાર છોડવાની કે ઘરેણું ઊતારવાની ના કહેવા લાગ્યો : પરન્તુ છેવટે ચાર જણાએ તેને પકડયો ત્યારે તરફડીયાં મારતાં તેણે હથીઆર છોડયાં અને તેનાં ઘરેણાં અમે ઊતારી લીધાં. ”

"સાબાશ! મંદારગઢના સિંહને તમે મ્હાત કર્યો અને ડાર્યો એ તો ખૂબ કરી. પણ તે મને મળવા શામાટે આવ્યો છે?"

"તેની કશી મને ખબર નથી. બનતાંસુધી લડવું નહિ એવી આપની સૂચના હતી, અને તેણે મળવાની ઇચ્છા દર્શાવી એટલે પછી તેને અહીં આણ્યો છે."

"ઠીક." એમ કહી જોધમલે સોનાનો કંઠો લઇને બાજુએ મૂક્યો; વીંટી પણ બાજુએ મૂકી; પરન્તુ તાવીજ લઈને જોતાંજ તે વિચારમાં પડી ગયો. તાવીજને તે ફેરવી ફેરવીને પુનઃ પુનઃ જોવા લાગ્યો.

# પ્રકરણ ૨૮ મું

## છંછેડાએલો હરનામ

હરનામે જ્યારે જોધમલને મળવાની ઇચ્છા જોધમલના લશ્કરના સરદારને કહાવી, ત્યારે તેને ખ્યાલ પણ નહોતો કે જોધમલનાં માણસો પોતાનું આવું અપમાન કરશે. હરનામ ફસાયો હતો, ચોમેર શત્રુથી ઘેરાયો હતો, મુશ્કેલીમાં આવી પડ્યો હતો, પરન્તુ તે જીવ બચાવવાને લાચારી કરવા તૈયાર નહોતો. તે જોધમલને મળવા ઇચ્છતો હતો, પરંતુ તે પોતાના ઘેરાયલા લશ્કરને માટે જીવનદાન માંગવા કે લાચારી કરવા આવ્યો નહોતો. જોધમલના બે માણસોની સાથે તે પોતાની પાસેનાં હથીયારો લઇને જ જતો હતો. તેનો ઈરાદો જોધમલ સાથે તેના બહારવટના અને આવું પાપી અપહરણ કરવાના હેતુ વિષે વાતચીત કરવાનો હતો અને જો બને તો સમાધાની કરવાનો અને એ રીતે આ ચઢાઇનો મુખ્ય હેતુ પાર પાડવાનો પણ તેનો ઇરાદો હતો. જ્યારે જોધમલના નિવાસની ગુફા નજીક આવી, ત્યારે તેની સાથેના બે માણસોએ તેને વિનતિ કરી કે "ઠાકોર! અહીંથી આપની આંખે પાટા બાંધ્યા વિના આપને લઈ જઈ શકાશે નહિ, કારણકે અમને એવી આજ્ઞા છે. જો આપ તેમ કરવાની ના કહો તો અમે

આપને કશી ફરજ પાડીશું નહિ, પણ ઠાકોર જોધમલ સાથે મુલાકાત કર્યા વિના આપને અહીંથી જ પાછા ફરવું પડશે." હરનામે વિચાર્યું કે "જ્યાંસુધી જોધમલ સાથે સુલેહ–સમાધાની થઇ નથી, ત્યાંસુધી તે પોતાનાં રહેઠાણોનો માર્ગ છૂપો રાખે, તે સ્વાભાવિક છે." આ કારણથી હરનામે પોતાની આંખે પાટા બાંધવા દેવાની ઉદારતાથી હા કહી. હરનામને દોરીને તેઓએ તેને જોધમલના નિવાસસ્થાનમાં પહોંચાડયો. અહીં તેની પાસેથી તેનાં હથીયારો તથા ઘરેણાં ઉતારી લેવાની માંગણી કરવામાં આવી! હરનામ ચમક્યો. તેને લાગ્યું કે આ રીતે પોતાને લાચાર બનાવવાનો દાવ જોધમલના માણસો ખેલી રહ્યા છે. હથીયારો છોડવાની કે પોતાનાં ઘરેણાં લૂટાવા દેવાની તેણે સ્પષ્ટ ના કહી, અને એકદમ ગુસ્સાથી પોતાની તલ્વાર પર હાથ નાંખ્યો. તે જ ક્ષણે એકી સાથે ચાર જણ તેની ઉપર તૂટી પડયા! મ્યાનમાંથી તલ્વાર નીકળે તે પહેલાં તો ચારે મજબૂત પહાડી બહારવટીઆના હાથમાં હરનામ જકડાઇ ગયો અને તેણે પોતાના બાહુબળથી તેમના હાથમાંથી છૂટવા ખૂબ યત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો. હથીયારો તો તુરત જ ખુંચવી લેવાયાં પણ તેનાં ઘરેણાં કાઢવા માટે પુષ્કળ બાઝાબાઝી ચાલી. કેટલીક વારે તેનાં ઘરેણાં પણ ઝુંટવી લેવામાં આવ્યાં અને તેને ગુફાની એક ઓરડીમાં પુરવામાં આવ્યો!

"હત્ બાયલા! લૂટારા! તું બહારવટીઓ નથી પણ લૂટારો છે! કુંવારી કન્યાનું હરણ કરનાર તું પાપીયો અને દુષ્ટ છે! જોધમલ! તારામાં રજપૂત ખમીર ક્યાં છે? તું તો કોળી લોકોની સાથે રહીને સિંહ મટીને હવે જંગલી વરૂ બન્યો છે! તારે મને મરાવી નાંખવો'તો, મારી સાથે યુદ્ધ કરવું'તું, પરન્તુ ચાર માણસો મારા પર તૂટી પડે અને લૂટે, તેમાં ક્યાં છે તારી વીરતા? ક્યાં છે તારૂં બહારવટું?" આમ બોલતો–બરબડતો, લૂટાયલો હરનામ આછા પ્રકાશવાળી એ ઓરડીમાં ગુસ્સામાં ને ગુસ્સામાં આમથી તેમ ફરતો હતો.

"એક મૂર્ખાઈ મેં ધારણ કોળીને હાથે ફસાવામાં કરી; બીજી

મૂર્ખાઇ મેં અહીં આવવામાં કરી; બે વાર હું ફસાયો અને હવે ત્રીજી વારની ફસામણી દૂર નથી. દગાબાજીમાં પાવરધો જોધમલ્લ બીજું શું કરવાનો છે? તે મને કેદ કરશે, મારી નાંખશે, પણ તે પહેલાં હું તેનું લોહી પીઉં, તો જ હું સાચો રજપૂત અને તો જ રાજબાનું દૂધ ધાવ્યો તે સાર્થક."

હરનામ ઓરડીમાં વધારે જોરથી ઘૂમવા લાગ્યો. તેનાં ધમધમતાં પગલાંની સાથે તેનું મગજ પણ ઘૂમતું હતું. એક ક્ષણ તેને પોતાની જાત પર ગુસ્સો ચડતો હતો, બીજી ક્ષણે તે જોધમલ પર ગુસ્સે થતો હતો. અહીંથી જીવતા પાછા જવાની ઇચ્છા તેના અંતર્માંથી ધીરે ધીરે લય પામતી જતી હતી. જીવતા જઇને ખડ્ગસિંહને મ્હોં બતાવવું એ તેને વસમું લાગતું હતું. તે શસ્ત્રહીન થયો હતો, સશસ્ત્ર લૂટારાઓ સામે શસ્ત્રહીનને માટે મરવા સિવાય મુક્તિનો બીજો કયો માર્ગ હોય છે? આવા વિચારો હરનામના મગજમાંથી પસાર થતા હતા, એટલામાં ઓરડીના દ્વારની સાંકળ ઉઘડયાનો ખખડાટ આવ્યો.

હરનામ ઓરડીમાં ઘૂમતો થોભ્યો અને દ્વાર ભણી જોઇ રહ્યો. એક બાંકોરામાંથી બાલસૂર્યનાં કિરણોએ પ્રવેશ કર્યો અને તે સાથે દ્વાર ઉઘડતાં જોધમલે ધીમે પગલે નિર્વિકાર વદને પ્રવેશ કર્યો.

ધુંધવાઇ રહેલો અગ્નિ જેમ એકાએક પ્રગટી નીકળે તેમ હરનામ જોધમલને જોતાં જ ધુંઆંપુંઆં થયો. ચાંદમલ શેઠની અને હકીમ અમીરમીયાંની મુખમુદ્રા તેને યાદ આવી. તેને ઓળખતાં જ હરનામ ઘુરકયો અને જોધમલની સામે ધસ્યો. નિઃશસ્ત્ર હરનામે ધસતાં જ જોધમલની છાતીમાં જોરથી મુક્કો માર્યો અને જોધમલના સામા પ્રહારની કે શસ્ત્રપ્રહારની રાહ જોયા વિના તે તેના ગળાને મ્હોંથી વળગ્યો!

જોધમલે મ્યાનમાંથી તલ્વાર કાઢી નહિ! કટાર, જમૈયો અને બરછી ભેઠમાં જ બાંધેલાં હતાં પણ તેણે તે બહાર કાઢયાં કે ઉગામ્યાં નહિ! તેણે હરનામનો મુક્કો અડગપણે ખમી લીધો અને હરનામના ગુસ્સાભર્યા બચકાથી તેને ગળે લોહીની ધારા વછૂટી ત્યાંસુધી જોધમલે

તેને અળગો પણ ન કર્યો!!! લોહીથી ખરડાયલા મુખવાળો હરનામ આશ્ચર્યચકિત થઈ શાન્ત અને અડગ ઊભેલા જોધમલને જોઈ જ રહ્યો! આશ્ચર્યના પડદાની પાછળ તેનો ક્રોધ સંકેલાતો હતો. પોતાને ફસાવનાર, દગો કરનાર, લૂટનાર અને પોતાનું અપમાન કરનાર જોધમલનું આવું વર્તન જોઇને હરનામને સૂજતું નહોતું કે હવે તેની સાથે કેવી રીતે વાતચીતની શરૂઆત કરવી. પાંચ–સાત ક્ષણ તો બેઉ એકબીજાને જોતા અબોલ જ ઊભા રહ્યા. જોધમલની દૃષ્ટિ હરનામના વદનમંડળમાં કાંઇ શોધ ચલાવી રહી હતી, હરનામની દૃષ્ટિ એ બહારવટીઆની બહારની શાન્તિની પાછળ શું છુપાયલું છે તે કળી લેવાને મંથતી હતી. છેવટે એ ચુપકીને ભગ્ન કરતો હરનામ બોલ્યો: "જોધમલ! તારી દગાખોરીને હું પિછાણું છું. તું શાન્ત થઇને ઊભો છે તેનું કારણ હું સમજું છું. હું નિઃશસ્ત્રના પ્રહારો તું મૂગો મૂગો ખમી લે છે તેનું રહસ્ય મારી જાણ બહાર નથી. કોઇ પણ ક્ષણે તું મને મારી નાંખી શકે તેમ છે કારણકે તું સશસ્ત્ર છે, હું નિઃશસ્ત્ર છું; પણ ઓ બાયલા! તું મને મારા હાથમાં એક વાર તલ્વાર આપ અને પછી ભલે તું મને મારી નાંખજે! નિઃશસ્ત્ર શત્રુની સાથે સશસ્ત્ર રજપૂત ઊભો રહેતાં પણ લજાવો જોઇએ, પણ ક્યાં છે એ લાજ? લૂટારાને લાજ ક્યાંથી?"

પણ જોધમલ એ કશું સાંભળતો જ નહોતો. તે તો હરનામની મુખમુદ્રાનો અભ્યાસ કરતો હતો.

"હા, હું તને મળવા આવ્યો છું, પણ તેં રજપૂતને રજપૂતની રીતે મળવાને બદલે લૂંટારાની રીતે મળીને તેં તારી જાતને લજવી છે. જોધમલ! એક વખત તારા બહારવટા પ્રત્યે મને લાગણી હતી પણ તારાં દુષ્ટ કાર્યો અને આવા તારા લૂંટારાવેડા પછી હું તારો કટ્ટો શત્રુ થયો છું. તું મને મારી નાંખે તેની મને પરવા નથી, પણ એક રજપૂત બચ્ચા તરીકે તારા જેવા રજપૂતને આટલો પતિત થયેલો જોઇને હું રૂંવે રૂંવે કમકમું છું."

"ધીરો પડ, ભાઇ હરનામ! આપણે એક બીજાના શત્રુ છીએ

કે નહિ તે આપણે પછી નક્કી કરીશું, પણ એક વાર–થોડીએક ક્ષણો એ શત્રુતાના વિચારોને મનમાંથી કાઢી નાંખીને હું તને પૂછું તેના જવાબો મને આપ."

"તું મને શું પૂછવાનો છે, તે હું સમજું છું. હું શામાટે ચડાઈ લાવ્યો છું, તેવો કાંઈ પ્રશ્ન પૂછતાં પહેલાં તું તારા દુષ્ટ કાર્યને યાદ કરી લે એટલે પછી તારે કશું પૂછવાનું નહિ રહે. તું રાજ્ય સાથે સમાધાની કરવા વિષે મને કાંઈ પૂછીશ, પણ જ્યાંસુધી તું તારી લૂટારૂ ટોળી વિખેરી નાંખીને મહંત મહારાજ તથા વિજ્જુલકુંવરને પગે પડીશ નહિ, ત્યાંસુધી સમાધાનીની આશા પણ રાખીશ નહિ."

જોધમલના મુખમાંથી હાસ્યની રેષા સરકવા લાગી. તેણે કહ્યું: "ભાઈ! આટલો અધીરો શાને થાય છે? હું તને કાંઈક જૂદું જ પૂછવા ઇચ્છું છું. મારો પ્રશ્ન એ છે કે તારી માતાનું નામ શું હતું?"

"તેનું તારે શું કામ? આડી વાતો કરવા હું નથી આવ્યો."

"તો બીજો પ્રશ્ન પૂછું: બચપણમાં તારૂં નામ બાલુભા હતું?"

હરનામ તીણી આંખે જોધમલને જોઈ રહ્યો. પોતે બે વર્ષનો હતો, ત્યારે તે 'બાલુભા' ને નામે ઓળખાતો હતો તે અત્યારે તેને સાંભર્યું, પરંતુ જોધમલે એ કેવી રીતે જાણ્યું હશે તેનો નિર્ણય તે કરી શક્યો નહિ. તે બોલ્યો: "તું કોઈ વાર ગુજરાતમાં આવ્યો હશે અને નાની વયમાં તું મારી માતાને મળ્યો હશે, એટલે કદાચ મારૂં આ નાનપણનું નામ તને યાદ આવ્યું હશે. પણ એવી આંખની ઓળખાણ યાદ કરવાનો આ કાંઈ સમય છે?"

જોધમલ બોલ્યો: "તારી માતાનું નામ રાજબા હતું, એમ તું કદાચ કહીશ, પણ તેમનું ખરૂં નામ રામકુંવર હતું તે તું જાણે છે?"

"હું એક નામ જાણું છું અને તું બે નામ જાણે છે! જોધમલ! તું જોધમલ છે કે બીજો કોઈ છે અને જોધમલનો વેશ પહેરીને આવ્યો છે?" હરનામે વધુ આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો.

"હરનામ! હું કોણ છું અને તું કોણ છું તે જો તું જાણે, તો

મારા ગળાનું લોહી પીવાને માટે તારી આંખોમાંથી આંસુની ધારા વહે !"

હરનામ મૂગો મૂગો આશ્ચર્યથી જોધમલ સામે દષ્ટિ કરી રહ્યો. કેટલીક વારે તે બોલ્યો: "પણ જે કાંઇ હું નથી જાણતો તે તું કેવી રીતે જાણે છે ?"

જોધમલે એક ભાગેલું તાવીજ કાઢયું. તે હરનામનું જ તાવીજ હતું. તાવીજમાં એક કાગળનો કકડો હતો તે કાઢીને તેણે હરનામના હાથમાં મૂક્યો. હરનામની આંખે તે વાંચતાં તમ્મર આવવા લાગ્યાં.

## પ્રકરણ ૨૯ મું

### ઓળખાણુ

માતાએ મરતાં પહેલાં પોતાને હાથે અને પોતાના નાના ભાઈ સાયરને હાથે જે તાવીજો બાંધ્યાં હતાં અને જે તાવીજો પોતાના શરીર ઉપર જ ધારણુ કરી રાખવાની માતાએ આજ્ઞા કરી હતી, તેનો ભેદ હરનામ આજસુધી પારખી શક્યો નહોતો; તેને એ ભેદ જાણવાની દરકાર પણ નહોતી. તે માનતો હતો કે કોઇ જોગી–બાવાએ એ માદળીયાં મંતરીને માતાને આપ્યાં હશે તે પોતાના પુત્રોના સંરક્ષણુને માટે માતાએ પુત્રોને સોંપ્યાં હશે, અથવાતો એ જૂના ઘાટનાં માદળીયાં ચમત્કારિક મનાતાં હશે એટલે ધર્મભોળી માતાએ પોતાના પુત્રોને પોતાના અંગ પર જ ધારણુ કરવાની આજ્ઞા કરી હોવી જોઇએ. આથી માતાની આજ્ઞાને અનુસરી બેઉ ભાઇઓ એ તાવીજો હાથે બાંધી રાખતા પરન્તુ તેનો ભેદ તેઓ જાણતા નહોતા. આજે જ્યારે જોધમલે એ તાવીજ તોડીને તેમાંનો કાગળનો કકડો હરનામના હાથમાં મૂક્યો ત્યારે તે ચમકી ગયો.

હરનામ પોતાની માતાનું નામ રાજબા સમજતો હતો, પરન્તુ તે નામ રામકુંવર હતું, અને રામકુંવરે જ આ ભેદી તાવીજમાંનો કાગળ લખેલો હતો. તેમાં હરનામ અને સાયરની ઓળખાણુ હતી,

કે જે ઓળખાણુ તે બેઉ ભાઈઓ પણુ જાણુતા નહોતા! માત્ર જોધમલને એ તાવીજો પોતાના પરિચયનાં લાગ્યાં હતાં, તેથી કુતૂહલ-પૂર્વક તેણે તે તોડચાં હતાં, અને તેમાંથી જ અપાર ભેદભરી વિગતો આજે હરનામ તથા જોધમલની આંખો સામે આવીને ઊભી હતી. એ તાવીજમાંના ટૂંકા લેખને વિસ્તારપૂર્વક સમજાવી શકાય તેમ છે.

હરનામની માતા રામકુંવર હતી, પરન્તુ સાયરની માતા રામકુંવર ઉર્ફે રાજબા નહોતી! તે બેઉ પોતાને સગા ભાઇ સમજતા હતા, પરન્તુ વસ્તુતઃ તેઓ માસીઆઈ ભાઇઓ હતા! રામકુંવરની નાનીં બ્હેન રાણી દુર્ગાદેવીનો પુત્ર સાયર હતો. દુર્ગાદેવી એ દાનગઢના જ ઠાકોર ગોપાલસીંગની રાણી હતી. જ્યારે દાનગઢ પડચું, કુંવરી સોમદે મરણ પામી, ગોપાળસીંગ મરાયો અને જોધમલ લડતાં લડતાં ઘવાઇને રણક્ષેત્રમાંથી છટકી બહારવટે નીકળ્યો, ત્યારે દુર્ગાદેવી અને રામકુંવર કિલ્લામાંથી જીવતાં બચી ચાલી નીકળ્યાં હતાં. દુર્ગાદેવી ગર્ભવતી હતી, તેને પુત્ર પ્રસવ્યો હતો અને તે જ આપણો કથાનાયક સાયર! પરન્તુ પુત્રપ્રસવ પછી થોડા દિવસમાં જ દુર્ગાદેવીનું મરણુ થયું હતું, એટલે સાયરને તેની માસી રામકુંવરે ઉછેરીને મોટો કર્યો હતો. દાનગઢમાં આ બેઉ બહેનોની સ્થિતિની કશી ખબર ત્યારપછી કોઇને મળી શકી નહોતી, કારણકે તે બેઉ ગુજરાતમાં વખાની મારી ગરીબ બાઇઓ તરીકે જઇ વસી હતી. હરનામનું મૂળ નામ બાલસીંગ હતું, તેને બાલુભાને નામે ઓળખવામાં આવતો, પરન્તુ તેની અણુસમજના સમયથી જ તેનું તે નામ ફેરવીને રામકુંવરે હરનામ રાખ્યું અને પોતાનું નામ રાજબા રાખ્યું, એટલે તેઓ કોઇ રીતે મારવાડમાં નામથી પણુ ઓળખાય તેવો સંભવ રહ્યો નહિ. ગુજરાતમાં રહી રામકુંવરે બેઉ ભાઇઓને મોટા કર્યા; પરન્તુ તે બેઉ માસીઆઇ ભાઈઓ હતા એવી ઓળખાણુ તેણે કોઇને પાડી નહોતી. તેઓને નાના–મોટા સગા ભાઈ તરીકે જ તે સૌ સમીપે ઓળખાવતી અને પોતે પણુ તેમને તે જ રીતે સંબોધતી. વૃદ્ધાવસ્થા નજીક

આવતાં રામકુંવરને લાગ્યું કે આ બેઉ ભાઇઓનો સાચો ઇતિહાસ કદાચ અંધારામાં જ દટાઈ રહેશે, તેટલા માટે તેણે બધો પરિચય બે જૂદા જૂદા કાગળોમાં લખ્યો; અને પોતાની પાસે દુર્ગાદેવીનું ઘરેણું હતું, તેમાંથી બે સારાં તાવીજો કાઢી તેમાં તે કાગળીયાં નાંખી બેઉ પુત્રોને હાથે બાંધી તે અળગાં ન કરવાની આજ્ઞા કરી; તે સાથે તે બેઉને કહ્યું કે "હે પુત્રો! જ્યારે કોઇ કારણે તમો બેઉ ભાઇઓ વચ્ચે તકરાર થાય અને તે તકરારનો નિવેડો ન થાય, ત્યારે એ બેઉ માદળીયાં તમે તોડી નાંખજો, અને તેનું સોનું બ્રાહ્મણોને દાનમાં દેજો, એટલે તમારી તકરારનો નિવેડો થઇ જશે, એવાં ચમત્કારિક એ માદળીયાં છે." આ ભેદી માદળીયાંનું ખરૂં રહસ્ય રામકુંવરે પુત્રો સમક્ષ ખુલ્લું કર્યું નહોતું, તેમાં કાંઈ અર્થસૂચક કાગળો પૂર્યા છે તેવું કહી પુત્રોને કવખતે તે તોડવાની ઇચ્છા કુતૂહલવશતાથી થાય તેવું તેણે રહેવા દીધું નહોતું, પરન્તુ તકરાર વખતે તે માદળીયાં તોડવાનું કહ્યું હતું તે એવા હેતુથી કે તેમાંના કાગળો બેઉના હાથમાં આવે, પોતાની પૂર્વ સ્થિતિ તેઓ સમજે, તેઓ વખાનાં માર્યાં પરદેશી છે અને તેમની રયાસત તો મારવાડમાં પડી છે તેવું જાણે અને તેઓ સંપસંપીને રહેવાને તૈયાર થાય તથા વિખવાદને વિસરીને એકબીજાના હાથમાં હાથ રાખી પોતાની ગએલી સમૃદ્ધિ પુનઃ પ્રાપ્ત કરવાને યત્નશીલ બને. ટૂંકમાં બેઉ ભાઇઓ સગા ભાઇઓ નહિ હોવા છતાં પરસ્પર સંપસંપીને પોતાનાં સુખ–સમૃદ્ધિનો માર્ગ મોકળો કરવાને ઉદ્યમવંત રહે, પણ માંહોમાંહે લડે નહિ, તેટલા માટે અને તેમનો ખરો ઇતિહાસ તેમની જાણમાં લાવી તેમનામાં મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન કરવા માટે તેણે આ માર્ગ લીધો હતો. પરંતુ એ માર્ગ લેવાનો સમય આવે તે પહેલાં હરનામનું તાવીજ જોધમલના હાથમાં આવ્યું. તેને લાગ્યું કે આ તાવીજ ઠાનગઢના રાજવંશના તાવીજ જેવું જ લાગે છે. ગોપાલસીંગનો સગો ભાઇ પોતાના રાજકુટુંબનાં ઘરેણાથી અજાણ્યો કેમ હોય? તેણે કુતૂહલવશતાથી એ માદળીયું તોડયું અને તેમાંથી આ અદ્ભુત

પ્રકરણ નીકળી પડયું ! પોતાના ભાઇનો જ પુત્ર સાયર છે, એવું સ્મરણ થતાં તેની છાતીમાં ડૂમો ભરાઇ આવ્યો. પાંખ હોય તો ઉડી પહોંચીને પોતે સાયરને છાતીસરસો ચાંપી તેને અશ્રુજળથી સ્નાન કરાવે તેવું તેના મનને થઇ ગયું !

હરનામના મનની સ્થિતિ પણ ચમત્કારિક થઇ પડી. પોતે જેની સમીપે ઊભો છે તે પોતાનો શત્રુ નથી, લૂટારો નથી, પણ હાનગઢનો રાજકુટુંબી અને પોતાના ભાઇ સાયરનો સગો કાકો ઊભો છે, અને તેના જ ગળાનું લોહી પોતે થોડી ક્ષણો પૂર્વે પીધું છે તેવું સ્મરણ થતાં તેની આંખોમાંથી અશ્રુધારા વહી નીકળી. પોતે ગુજરાતનો કોઇ અજાણ્યો રજપૂત નથી, પરન્તુ હાનગઢમાં એક વાર પરતાપ ગઢવીએ કહેલી હાનગઢની પડતીની કથા સાથે પોતાનો અને સાયરનો સંબંધ છે, એ હાનગઢને જ પુનઃ પ્રાપ્ત કરવા બહારવટું ખેડનાર જોધમલને જેર કરવા પોતે જ દૈવવશાત્ નિયુક્ત થયો છે : આ વિચિત્ર યોગાનુયોગ તેના સ્મરણપટમાં ઊભરાતાં તે દિઙ્મૂઢ બની જોધમલને ટગર ટગર જોઇ રહ્યો.

જોધમલે પૂછ્યું: "મારો સાયર ક્યાં છે ? શું તે મંદારગઢમાં જ છે?"

જોધમલના મુખમાંથી 'મારો સાયર' ઉદ્‌ગાર નીકળતાં એ કુટુંબસ્નેહનું દ્રાવણ હરનામને આનંદરોમાંચક લાગ્યું. તે બોલ્યો : "હા કાકાશ્રી ! તે મંદારગઢમાં જ છે."

"તેને હાથે પણ આવું તાવીજ હશે."

"હા; પણ આજસુધી એ તાવીજના ભેદથી હું જેવો અજાણ્યો હતો તેવો જ તે પણ અજાણ્યો છે."

"વારુ, અત્યારસુધી તું મને શત્રુભાવથી જોતો હતો, અને હવે તારી તથા મારી બેઉની આંખો ઉઘડી છે. હવે મારે અને તારે આપણી પરસ્પરની ફરજ સમજી લેવી જોઇએ છે, અને તે માટે આપણે ખૂબ વાતો કરવાની છે."

"ભલે, હું તે વાતો કરવા તૈયાર છું; પણ મારાં માણસો ઘેરાઇને પડયાં છે; વળી જો પહાડની તળેટીમાંના મારા લશ્કરને કાંઈ વહેમ

પડશે, તો તેઓ પહાડમાં ધસી આવશે અને પરસ્પર મારામારી ચાલશે, એટલે સૌથી પહેલાં એ મારામારીનું નિવારણ થવું જોઇએ; પછી આપણે બધી વાતો કરીશું." હરનામે જણાવ્યું.

"સાચી વાત. પણ તને હવે કાંઇ અવિશ્વાસ તો નથી ને?"

હરનામ હસીને બોલ્યો: "નહિરે, હવે અવિશ્વાસ શાનો?"

"ત્યારે તું તારાં માણસોને પાછાં મોકલી દે; હું મારાં માણસોને પાછાં બોલાવી લઉં છું: પછી તું એકલો અહીં આવ, અને આપણે વાતો કરી આજે કાંઈ નિર્ણય પર આવીએ."

"ભલે."

"પણ ધ્યાનમાં રાખજે; આપણી આ પરસ્પરની ઓળખાણ ગુપ્ત જ રહેવી જોઇએ."

"તે હું સમજું છું."

"અને તેટલા માટે હું પણ મારા માણસોને કાંઇ વહેમ નહિ આવવા દેવાને તને અહીંથી આંખે પાટા બાંધીને જ તારા લશ્કર પાસે મોકલીશ; જેવી રીતે તું આવ્યો તેવી જ રીતે તું જઇશ, એટલે કોઇને કશો વહેમ નહિ આવે."

"તેની પણ કશી ફીકર નથી, પણ હું તમારો કેદી છું એવું મારાં માણસો જાણે તે ઠીક નહિ."

"તેટલા માટે હું તારાં હથીઆરો તને પાછાં સોંપીશ."

આ વાતચીત એટલેથી જ બંધ પડી. જોધમલ જ્યારે ઓરડીની બહાર નીકળ્યો ત્યારે તેના ગળા પર લોહી નીકળેલું સ્પષ્ટ દેખાતું હતું, છતાં તેના વદન પરની પ્રસન્નતા જોઈને તેનાં માણસોને આશ્ચર્ય થયું. "બાપુ! આ શું? શું તેણે આપની ઉપર હલ્લો કર્યો? એની એટલી હિંમત કેમ ચાલી?" એવા ઉપરા ઉપરી પ્રશ્નો તેના માણસો કરવા લાગ્યા પણ તેણે કશો જવાબ ન આપ્યો. જ્યારે તેણે હરનામને તેનાં હથીયારો પાછાં મોકલ્યાં ત્યારે તો માણસો બહુ જ આશ્ચર્ય પામ્યા. છતાં જ્યારે તેની આંખે પાટા બાંધીને તેને પાછો બેધારીને કાંઠે

પહોંચાડવાની જોધમલની આજ્ઞા થઈ ત્યારે તો તેઓ દિગ્મૂઢ થઈ ગયા. આ કઇ જાતનો વિચિત્ર વ્યૂહ જોધમલે ગોઠવ્યો હશે તે કોઇ સમજી શક્યું નહિ અને તે વિષે કોઇ તેને પ્રશ્ન પૂછી પણ શક્યું નહિ. પ્રશ્નનો જવાબ મળવાનો સંભવ નહોતો તે સૌ સમજી ચૂક્યા હતા, છતાં એક અનુમાન કેટલાક કરવા લાગ્યાઃ "જોધમલ ઠાકોરે અંદારગઢના સેનાપતિને ફોડયો છે!"

હરનામ જોધમલના માણસોની સાથે બેધારીને તીરે પહોંચ્યો ત્યારે એક પહોર દિવસ ચઢી ગયો હતો. બેઉ લશ્કરો વચ્ચે કાંઇ વિશેષ પ્રકાર બન્યો ન હતો, પરન્તુ હરનામનું લશ્કર નવી લશ્કરી મદદની રાહ જોઈ રહ્યું હતું અને એવી મદદ જો આવી પહોંચે તો બહારવટીઆનાં માણસો સાથે લડી લેવાનો વિચાર તેઓ કરી રહ્યા હતા. એટલામાં હરનામ તેમની પાસે પહોંચ્યો.

તેણે પોતાનાં માણસોને પાછા ફરીને છાવણીમાં જઈ પહોંચવાની આજ્ઞા કરી. એ આજ્ઞાનું કારણ કેટલાકોએ તેને પૂછ્યું, પણ તે વિષે કશી સ્પષ્ટતા કરવાની તેણે ના કહી. તેણે એટલું જ કહ્યું કે "જે હેતુથી આપણે ચડાઇ લાવ્યા છીએ તે હેતુ વગરલડયે પાર પડે તેમ છે, અને કદાચ કાયમનું બહારવટું પણ પતે એમ મને લાગે છે, તેટલા માટે મગજ ગુમાવીને કામ લેવાનું મને ઠીક લાગતું નથી."

તેવી જ રીતે જોધમલનો સંદેશો પણ તેનાં માણસોને પહોંચી ગયો અને તેમણે ઘેરો ઉઠાવી લીધો. બે ઘડીની અંદર એ ત્રણસો માણસોનું લશ્કર ૨૫–૩૦ ટુકડીઓમાં વહેંચાઇને પહાડમાં ક્યાં સમાઈ ગયું તે કોઇને સમજાયું નહિ.

હરનામ જોધમલના નિવાસસ્થાનમાં પાછો ફર્યો, ત્યારે તેને માટે ભોજન તૈયાર હતું. જોધમલ અને હરનામ સાથે બેસીને જમ્યા.

# પ્રકરણ ૩૦ મું

## બહારવટાનું ધ્યેય

ભોજન કરીને હરનામ તથા જોધમલ એકાન્તમાં બેઠા. એક માણુસ હુક્કો ભરીને આપી ગયો, તે વારાફરતી પીતાં બેઉ જણા વાતોએ વળગ્યા. હરનામ બોલ્યો : "બહારવટું એ ચોરી-છૂપીનું કાર્ય છે, પણ ઠાકોર ! તમે તો આ પહાડના પેટાળમાં ખૂબ જમાવટ કરી નાંખી છે ! છૂપા રહેવા માટે જે ચિંતા બહારવટીઆ અને લૂટારાના મનમાં રહ્યા કરે તેવી કશી ચિંતા તમે રાખતા જણાતા નથી."

"તેનું કારણ છે. મારાં બધાં માણસો વિશ્વાસુ છે અને કોઈ પણ પરાયો માણુસ જીવનું જોખમ વેઠવાને તૈયાર ન થાય ત્યાંસુધી તે અમને પકડવા આવી શકે તેમ નથી કે અમારો પત્તો મેળવી શકે તેમ નથી. આ કારણથી આ અંધારી ગુફાઓમાં અમે અમારા ઘરના જેવી સુખસગવડો સાથે રહી શકીએ છીએ. વીસ-વીસ વરસથી જે બહારવટું નીભાવીને અમે આટલી હદે પહોંચાડયું છે તે કાંઇ અમસ્થી લૂટફાટ માટે છે એમ તું ન સમજીશ, હરનામ !"

"ત્યારે ?"

"મને મારા ભાઇનું મોત સાલે છે, મને સોમદેનું જીવતાં દટાઈ મરવું સાલે છે અને રાણી દુર્ગાદેવી પણ વખનાં માર્યાં પરભોમમાં ગુજરી ગયાં એ ખબર અત્યારે જાણી મને તેમની દુર્દશા પણ સાલે છે. મૂએલાં માણુસ તો હવે પાછાં આવતાં નથી. હાનગઢની અને તેના રાજવંશની દુર્દશા કરનાર પણ મરી ગયો, પરંતુ મંદારગઢનું રાજ્ય જ્યાંસુધી મારૂં બહારવટું સીધી રીતે નહિ પતાવે ત્યાંસુધી હું તેનો પાકો દુશ્મન છું; અને હવે તો મારા પગ વધારે મજબૂત થયા છે."

"શાથી ?"

હાનગઢનો સાચો માલેક મંદારગઢમાં જ આવી પહોંચ્યો છે

અને મેં તેને ઓળખ્યો છે. તે હજી પોતાને ઓળખતો નથી એટલે તેનામાં મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ નથી, પણ હવે હું તે જરૂર ઉત્પન્ન કરવાનો અને તને તથા સાયરને સાથમાં રાખી......" જોધમલ આગળ બોલતો અટક્યો, કારણકે તેણે જોયું કે પોતાના શબ્દોથી હરનામના મુખ પર જરાએ ઉત્સાહ પ્રકટતો નહોતો, પરંતુ તે એકસરખો ભાવહીન અને શિથિલ જણાતો હતો.

હરનામે પૂછ્યું : "હંઅ, હું બરાબર સાંભળું છું: આપ શું કહેતા હતા ?"

"એ વાત પછી; પણ આપણે એક વાત નક્કી કરી લઇએ. સાયરને અને તને હું મારી સાથે રાખવા ઇચ્છું છું: બોલ, તારો શો વિચાર છે ?" જોધમલે પૂછ્યું.

"એ તો ઘણો ગુંચવણભરેલો સવાલ છે, અને તે માટે મારે બહુ વિચાર કરવો જોઇએ. વળી સાયરની સાથે મળીને વિચાર ચલાવ્યા વિના કશું થઇ શકે નહિ."

જોધમલ હરનામને એકીદષ્ટે જોઈ રહ્યો અને વિચારમાં પડી ગયેલો જણાયો. થોડી વારે તે બોલ્યો : "હરનામ ! મારૂં બળ તું કેટલું જાણે છે ?"

"પહેલાં તો હું એ બળ બસો–ત્રણસો માણસનું ધારતો હતો પરન્તુ હવે મને લાગે છે કે એ બળ પાંચસો–સાતસો માણસનું હશે."

"એ તારી ગણત્રી ભૂલભરેલી છે. મારૂં બળ એવું અને એટલું છે કે જે હજી તારી દષ્ટિમાં આવ્યું નથી. થોડા ડાહ્યા માણસો જ મારૂં બળ જોઇ શકે છે."

"પણ આપનું કહેવું શું છે ?"

"મારૂં કહેવું એ છે કે મારો સાથ કરવામાં તને કે સાયરને કાંઇ ભય કે શંકા રહેતાં હોય તો મારે તને કેટલીક વાત કહેવી છે. સાંભળી લે, વીસ વરસ સુધી આ ડુંગરામાં સંતાઈ રહીને લૂટફાટ કરી પેટ ભરવાનો જ ધંધો હું કરી રહ્યો નથી. મેં તો મંદારગઢના આખા

રાજ્યને સળગાવી મૂકયું છે! દાનગઢ પરગણું જો એક વાર બંડ કરે તો તે મંદારગઢ રાજ્યને ભારે પડી જાય એવી સ્થિતિ મેં ઉત્પન્ન કરી છે. આખા પરગણામાં મેં હજારો તલવારો, બંદૂકો અને ભાલાં તથા બીજાં હથિયારો મુફત વહેંચી આપ્યાં છે અને લોકોમાં અશાંતિ તથા અસંતોષનાં બીજ વાવીને તે ઉછેર્યાં છે. એટલેથી હું અટક્યો નથી. આખા મંદારગઢના રાજ્યની અને તેના નાના ઠાકોરોની સહાનુભૂતિ પણ મેં જીતી લીધી છે. પ્રકટ રીતે તેઓ મને મદદ કરતા દેખાશે નહિ, પરન્તુ અંદરખાનેથી તેઓ મારી પ્રત્યે એટલી સહાનુભૂતિ ધરાવે છે કે એક વાર જો દાનગઢ પરગણું બંડ કરે, તો તેને શમાવવા માટે મંદારગઢને તેના ઠાકોરો મદદ કરે નહિ. વિજ્જુલ-કુંવરનો અધિકાર શરૂ થયા પછી તો મંદારગઢ વધુ પાંગળું બન્યું છે એવી મારી ગણત્રી છે. આ ઉપરથી તું જોઇ શકીશ કે અત્યારે હું રાજ્યની સામે સશસ્ત્ર બળવો ઉઠાવવાની સ્થિતિ પણ ધરાવું છું અને મારા બળની સાથે શામેલ રહી દાનગઢ સાયરને પાછું સોંપાવવામાં મદદગાર થવામાં તારે કોઈ ગંભીર સાહસ ખેડવાનું રહેતું નથી."

હરનામે જે કાંઇ સાંભળ્યું નહોતું, જે વાતોનો હરનામને કશો ખ્યાલ પણ નહોતો, તે વાતો જોધમલને મુખેથી સાંભળીને હરનામ ઉંડા વિચારમાં પડી ગયો. જોધમલને જેર કરવાને કેટલાક વખતથી હરનામે તૈયારીઓ કરવા માંડી હતી, પરંતુ જોધમલના આ શબ્દો સાંભળ્યા પછી તેને લાગ્યું કે તે બધી તૈયારીઓ ખરેખર તુચ્છ હતી. જોધમલના દેખાતા બળ કરતાં તેનું અણદેખાતું બળ ઘણું વધારે હતું તે તે જોઇ ચૂકયો અને તેણે જોધમલને કશો જવાબ વાળ્યો નહિ.

જોધમલ આગળ બોલ્યો: "સાંભળ હરનામ! મારા બહારવ-ટાનું ધ્યેય લોકોને લૂંટીને પેટ ભરવાનું અને છેવટે મરવાનું નથી. મારૂં ધ્યેય મારૂં પરગણું પાછું મેળવવાનું છે. આજસુધી એ જાગીર મને મળવાની હતી, પરન્તુ હવે તે જાગીર મારા ભાઇના પુત્ર સાયરની છે, પરન્તુ તેથી મારો ઉત્સાહ જરાએ ઘટવાનો નથી. મારા પોતાના સ્વા-

ર્થની દૃષ્ટિથી જ મેં બહારવટું ખેડયું નથી. મેં તો મારી રાજપૂતી જાળવવા અને અધર્મને ઉચ્છેદવા જીવનાં જોખમ વેઠયાં છે, અને દાનગઢની ગાદી ઉપર સાયરને બેસાડતાં તો મારી રાજપૂતી ઓર ઉજળી થશે, એટલું જ નહિ પણ હવે તો મંદારગઢની સામે બંડ કરીને તેને રંજાડવામાં હું વધારે ફાવીશ. લોકોને હું જણાવીશ કે મારા ભાઇના પુત્રને તેની જાગીર સોંપાવવાનો મારો ઉદ્યમ છે, મારો પોતાનો સ્વાર્થ નથી, તેથી તો લોકોનો વધુ ટેકો મને મળશે, દાનગઢ પરગણું પોતાના સાચા જુવાન ઠાકોરને જોઇને વધુ ઉમંગમાં આવશે અને અત્યારે મંદારગઢમાં જે દુષ્ટ, સ્વાર્થી અને ખટપટી તંત્ર પેઠું છે તે જોતાં હું, આ જોધમલ્લ, ભવિષ્ય ભાખું છું, હરનામ! કે મંદારગઢનું રાજ્ય ધૂળમાં રોળાયા વિના રહેવાનું નથી!"

જોધમલ આ શબ્દો પૂરી ગંભીરતાથી બોલ્યો હતો પરંતુ હરનામ તેટલી ગંભીરતાથી ગ્રહણ કરી શક્યો નહિ. તે હસીને બોલ્યો: "મંદારગઢનું તંત્ર દુષ્ટ સ્વાર્થી અને ખટપટી?! મંદારગઢમાં રહીને હું ન જાણું તેટલું તમે જાણો?!"

"હા, ભાઇ હા! તારી આંખે તો મહંતનાં જાદૂનાં પડળ ચડયાં છે એટલે તું શું જાણે? હું જાણું છું એટલું મંદારગઢમાં કદાચ કોઈ નહિ જાણતું હોય પણ મારા કથનનો મુદ્દો એ છે કે હવે તારો ધર્મ તારે સમજી લેવાનો છે. જ્યાંસુધી તું તને પોતાને ઓળખતો નહોતો ત્યાંસુધી તેં મંદારગઢની નોકરી લીધી, મારી સામે તું હલ્લો લાવ્યો, એ તેં બરાબર કર્યું છે; પરંતુ જ્યારે આપણે એક બીજાને ઓળખી શક્યા છીએ, ત્યારે તો તારો ધર્મ સ્પષ્ટ છે. મંદારગઢની નોકરી છોડી, સાયરને લઈ, તારે અહીં આવવું; ત્યારપછી હું મંદારગઢ રાજ્યને અને દાનગઢની પ્રજાને સાયરની ઓળખાણ પાડીશ: તે પહેલાં આ વાત ગુપ્ત રાખવાની છે. મારા બહારવટાનું ધ્યેય મોડું સફળ થાત, તે હવે તારાથી અને સાયરથી વહેલું સફળ થશે એવી મને સંપૂર્ણ આશા છે અને તેટલા માટે હું તને આટલું કહું છું."

હરનામ વિચારમાં જ ગુપચુપ બેસી રહ્યો. તે સાહસિક હતો, પરંતુ અત્યારે તેની સાહસિક બુદ્ધિ તેને છોડી ગઇ હતી. જે વાતાવરણમાં મનુષ્યની મનોદશા ઘડાઇ હોય છે તે વાતાવરણમય મનુષ્ય બની જાય છે, અને તે વાતાવરણની બહારની વસ્તુ તેને અનિષ્ટ લાગે છે. મનોદશાના ઘડતરનું એ પરિણામ હોય છે. ખડ્ગસિંહની રાજનિષ્ઠાની છાયા હેઠળ રહીને હરનામની મનોદશા પણ રાજનિષ્ઠામય બની ગઇ હતી. રાજ્યની નોકરી લઇને જેનું લૂણ ખાધું, તેની પ્રત્યે પોતે લૂણહરામ થઈ શકે જ નહિ, અને એવી લૂણહરામી કરવી તે પાપ છે, એવી દૃઢ માન્યતા હેઠળ રહેલો હરનામ એકદમ રાજ્યની નોકરી છોડી બહારવટીઓ બનવાનું સાહસ કેવી રીતે કરી શકે? આ કારણથી રાજ્યનું લૂણ ખાઇને રાજ્યની સામે બંડખોર બનવાને તેની મનોવૃત્તિ તૈયાર થઇ નહિ, એટલે તે જોધમલના પ્રશ્નનો સામો જવાબ નહિ વાળતાં ચૂપ જ બેસી રહ્યો.

જોધમલ બોલ્યો: "હરનામ! આમાં લાંબો વિચાર કરવા જેવું છે જ નહિ. સાયર તારો ભાઇ છે, મારો ભત્રીજો છે; તેના હિતમાં મારે મારો જાન આપવો પડે અને તારે તારો જાન આપવો પડે તોપણ તે વધારે નથી. રાજપૂતનો દીકરો વખત આવ્યે કૂદી ન પડે તો તેની રાજપૂતી લજાય!"

એવા ઉત્તેજક શબ્દો છતાં હરનામના મનમાં બળ આવ્યું નહિ. તે બોલ્યો: "કાકાશ્રી! આ બાબતમાં બે વાત ઉપર મારો નિશ્ચય આધાર રાખશે. એક તો એ કે એક વાર સાયરને મળીને મારે તેનો વિચાર જાણવો; અને બીજું એ કે મેં મંદારગઢનું લૂણ ખાધું છે, તો તેની સામે જ બંડ ઉઠાવીને મારે લૂણહરામી કરવી તે વાજબી છે કે નહિ."

"ઠી......ક!" જોધમલ જરાક કટુતાથી બોલ્યો: "અને સાથે એક વધુ વાત પણ તારા મનને પૂછીને તેનો નિશ્ચય કરજે કે રાજદ્રોહ અને આત્મદ્રોહ એ બેમાંથી કયું પાપ વધુ ગંભીર છે?"

જરા વિશેષ કટુતાથી તેણે પૂછ્યું: "હરનામ! તને ખબર છે કે, કેટલીક વાર રાજદ્રોહ એ ધર્મરૂપ હોય છે?"

"હા, તે મને ખબર છે: પરંતુ આ પ્રકરણમાં તે બરાબર લાગુ પડે છે કે નહિ તે મારે વિચારવું પડે અને સાયરનો તેમાં મત મેળવવો પડે."

જોધમલ કટાણું મ્હોં કરીને બોલ્યો: "તારી રાજપૂતીનાં પાણી ઓસરવા લાગ્યાં, બાપ! રાજ્યના વૈભવથી અંજાઇ ગએલાને મન આ બહારવટીઆની ગુફાનું સામર્થ્ય ક્યાંથી સમજાય? હશે; ચાલો હવે આપણે એ વાત જવા દો."

થોડી વાર બેઉ જણા પોતપોતાના વિચારમાં રમણ કરતા રહ્યા અને વાતચીતનો પ્રવાહ અટકી પડયો. છેવટે વિચારતંદ્રામાંથી જાગ્રત થએલાની પેઠે જોધમલ બોલ્યો: "કહે હરનામ! તું ચડાઇ કેમ લાવ્યો છે?"

"હું ચડાઇ કેમ લાવ્યો છું?" હરનામે સામો પ્રશ્ન કર્યો અને હસીને કહ્યું: "જાણે તમે કશું જાણતા જ નથી!"

"હું જાણું છું કે મને જેર કરવાનો રાજ્યે આ એક અખતરો કરી જોયો છે અને એ અખતરામાં સોએક માણસ અને તેનો સેનાપતિ જોધમલની ઉદારતાથી બચી શકયા છે." જોધમલે ટોણો માર્યો.

હરનામ ગમ ખાઇને બોલ્યો: "કાકાશ્રી! શું તમે કશું જ જાણતા નથી? તમે અજાણ્યા થઈને પૂછો છો, એમ તો હું કેમ કહું, પણ મંદારગઢના સેનાપતિની કુંવારી પુત્રીનું હરણ બહારવટીઆઓ કરે અને તમે તે જાણતા હો નહિ તે કેમ બને?"

"શું? શું?!" જોધમલ ચમકી ઉઠયો. તેના કપાળે કરચલીઓ પડી. તે ઉંચો નીચો થવા લાગ્યો.

"ગઈ કાલે સ્હવારમાં મારા દેખતાં તમે તો નહિ પણ તમારા માણસોએ સેનાપતિ ખડ્ગસિંહની પુત્રી રાધાકુંવરનું હરણ કર્યું છે, અને તેની પાછળ હું વ્હાર લાવ્યો છું."

જોધમલને મહંત સાથેની વાતચીત સાંભરી આવી. તેના કપાળ પર વધુ કરચલીઓ પડી. તેણે પ્રશ્ન કર્યો: "રાધાકુંવરનું હરણ કે વિલાસકુંવરનું ?"

"રાધાકુંવરનું ! તમે હજી એ બનાવથી અજાણ્યા હો તેમ લાગે છે એટલે એ હરણ કીશનમલે કર્યું હશે એવું મારૂં અનુમાન છે. પણ એ કામ તમારા પુત્રને કે તમારા માણુસોને શોભે નહિ."

જોધમલને કપાળે આંટીઓ પડવા લાગી. કીશનમલને રાત્રે બે વાર બોલાવવા માણુસ મોકલ્યો પણ તે બહાર ગયો હતો તે ઉપરથી જોધમલે કાંઇ કાંઈ અનુમાનો કર્યા. આજે દિવસનો ચોથો પહોર થવા આવ્યો, તોપણ તે દેખાયો નહિ તેની અર્થસૂચકતા તે સમજી ગયો. પરન્તુ હજી તેને સમજાતું નહોતું કે સેનાપતિની પુત્રીનું હરણ કીશનમલ શામાટે કરે ? મહંતે તેને બ્હેકાવ્યો હોય, તો તે વિલાસકુંવરનું હરણ કરે, પણ રાધાનું હરણ શામાટે ?" તેના વિધવિધ તર્કો કશો નિર્ણય કરી શક્યા નહિ. તે ઊભો થયો. એક બાંકોરામાંથી તેણે બહાર દૃષ્ટિ કરી અને તે ઉઠયો.

## પ્રકરણ ૩૧ મું

## અંધારીની ખીણમાં

જોધમલે જ્યારથી જાણ્યું કે રાધાકુંવરનું હરણ થયું છે અને તેમાં પોતે કલંકિત લેખાય છે, ત્યારથી તેના ચિત્તમાં ચટપટી જાગી હતી. કીશનમલ આવ્યો નહિ તેથી તેને ખાત્રી થઇ કે એ અપરાધ તેના ઉછાંછળાવેડાનું જ પરિણામ હોવું જોઇએ. અત્યારે જ્યારે સાત્તધારામાં પ્રવેશ કરવાનાં મુખ્ય નાકાં મંદારગઢના લશ્કરથી ઘેરાઇ ગયાં છે, ત્યારે કીશનમલ બહાર ભટકતો હશે કે અંદર હશે તેની કશી ચોક્કસ ખબર જોધમલને મળી નહોતી. લશ્કરના ઘેરા છતાં બહારથી અંદર પ્રવેશ કરવાના ગુપ્ત માર્ગો તો બહારવટીઆઓને માટે સલામત

જ હતા, એટલે તે વિષેની ચિંતા જોધમલને નહોતી, પરન્તુ રાધાકુંવરના હરણવાળા બનાવથી તે બહુ જ ચિંતા તથા ક્રોધથી ઘેરાઇ ગયો. એ બનાવને લીધે પોતાના બહારવટાની ખ્યાતિ અને તેનું તેજ પાણીની રેલની પેઠે વહી જતાં હોય એમ તેને લાગ્યું. તે હરનામની પાસેથી ઉઠ્યો ત્યારે તેણે બાંકોરામાંથી બહાર નજર કરી તો જણાયું કે હવે સાંજ પડવાને બહુ વાર નથી. તે ગુફાની અંદર ઉતાવળો ચાલ્યો. પોતાના બે મુખ્ય માણસોને તેણે ધીમેથી કાંઈ સૂચના કરી અને એકને સાથે લીધો. માત્ર બે જ ક્ષણમાં બીજો માણસ મશાલ લઈને આવ્યો અને જોધમલ તથા તેનો વિશ્વાસુ માણસ મશાલના પ્રકાશમાં ગુફાઓની અંદર ઉંડા ને ઉંડા ચાલ્યા.

એકાદ ઘડી સુધી ચાલ્યા પછી તેઓ એક સ્થળે થોભ્યા. પાંચેક વાર જેટલી એક લાંબી વજનદાર શિલા મશાલના અજવાળામાં દેખાઇ. મશાલચી એ શિલાના સામા છેડાની ઉપર જઇને ઊભો કે તુરત શિલા બીજે છેડેથી ઉંચકાઇ અને જોધમલ એ ઉંચકાયલા છેડાની નીચેના ખાડામાં પેસી ગયો, તથા અદૃશ્ય થઇ ગયો. તેની પાછળ શિલા પાછી હતી તેમ ને તેમ ગોઠવાઈ ગઇ કારણકે મશાલચી નીચે ઊતરી ગયો.

હવે જોધમલ ગુફાની બહાર એક ઉંડા કોતરની કિનારી પર આવીને ઊભો. અસ્ત પામવાની તૈયારી કરતા સૂર્યનો પ્રકાશ એ કોતરના ખડબડચા ખડકો અને વચ્ચે વચ્ચે ઊગી નીકળેલાં ઝાંખરાંને સીંદુરીયા રંગે રંગી રહ્યો હતો. કોતરની અંદર ઊતરવાને જોધમલે પોતાનો માર્ગ નક્કી કરવા માંડયો. જો એક વાર પગ લપસે તો હાડકાં રંઝાય તેવો સોદો હતો, એટલે પગને ઠરાવવાનાં સ્થાનો એક વાર નક્કી કર્યા વિના અંદર ઊતરવાનો યત્ન કરવો તે જોખમ ખેડવા બરાબર હતું. થોડી ક્ષણો ઊભા રહીને તેણે પોતાનો માર્ગ નક્કી કરી લીધો અને પછી તેણે કોતરમાં ઊતરવા માંડયું. પગ ઠરાવવા માટે ખડકો બહુ ઉપયોગમાં આવતા નહિ કારણકે ઢોળાવ ઘણો આકરો હતો

અને ખડકો એટલા મોટા કે મજબૂત નહોતા. આ કારણથી ઝાંખરાંનાં થડીયાં નીચે ઊતરવા માટે વધુ મદદગાર થતાં હતાં. જોધમલ બહુ જ ખબરદારીથી એ કપરો માર્ગ ઊતર્યો અને તે ઠેઠ કોતરને તળીયે પહોંચ્યો. હાથપગ છોલાવાથી લોહીના તસીયા ફૂટી આવ્યા હતા અને નજીક પાણી વહી જતું હતું, પણ અત્યારે હાથ-મ્હોં ધોવાને થોભવા જેટલો વખત તેની પાસે નહોતો, કારણકે પશ્ચિમ દિશાની ક્ષિતિજમાં સૂર્ય હોવા છતાં આ લાંબા-ઉંડા કોતરમાં તો સંધ્યાકાળ પ્રસરી ગયો હતો.

પાણીના વહેળાની કિનારીએ-કિનારીએ તે દક્ષિણ દિશાએ આગળ વધ્યો. એકાદ ઘડી તે એમ ને એમ ચાલ્યો હશે એટલામાં તેણે દૂર દૂર કાંઇ અદ્‌ભુત રંગ જોયો, અને તે ખમચ્યો. દિવસ અને રાત્રિની સંધિના સમયમાં એ રંગ પાણીની અંદર સૂર્યનાં કિરણોનું પ્રતિબિંબ પડવાથી ભાસતો હશે એવો તેને પહેલાં તર્ક થઇ આવ્યો પરન્તુ એ તર્ક થતાંની સાથે જ ઉડી ગયો, કારણકે એ કાંઈ સ્થિર શાન્ત પ્રકાશનું પ્રતિબિંબ નહોતું એવું તેની આંખોને સ્પષ્ટ દેખાયું. એ અદ્‌ભુત રંગમાં કસુંબલ છાંય હતી કે જેવો રંગ આ સાતધારા પહાડમાં જોધમલે કોઇ વાર જોયો નહોતો! તે બે ડગલાં આગળ ચાલ્યો અને તેને માલૂમ પડયું કે કોઇ સ્ત્રીની ઓઢણીનો એ રંગ છે! જોધમલ આશ્ચર્ય પામતો થોડાં ડગલાં આગળ વધ્યો અને પુનઃ ખમચાઇને ઊભો.

કારમી એક આકૃતિ એક બાજુની ખડકોમાંથી સ્પષ્ટ થતી દેખાઈ અને આગળ વધી. નીચી વળીને જોઇ રહેલી એ કસુંબલ ઓઢણીવાળી સ્ત્રીનું બાવડું તેણે પકડયું. રાધા ચમકી, કીશનમલને જોઇને તે ગભરાઈ, પણ હિંમત હારી નહિ. કીશનમલની આંખમાં વિજયનો ઉન્માદ અને નાસી જતાં પકડાયલી અબળાની હાંસી હતી. કાંઇ અનિષ્ટ બનાવ બને તે પહેલાં ત્યાં જઇ પહોંચવાને જોધમલ દોડયો, કીશનમલે તે પગલાં સાંભળ્યાં અને તેણે અન્યમનસ્ક થઈ

પાછું વાળી જોયું, તે જ ક્ષણે સમયસૂચક રાધાએ પોતાની નાજૂક કટારી કાઢીને કીશનમલની પાંસળીમાં મારી! રાધાના બાવડા પરનાં તેના હાથનાં આંગળાં ઢીલાં પડી ગયાં અને તે ભોંયે પછડાયો!

જોધમલ આવીને મંત્રમુગ્ધ ઊભો. તેણે અનુમાનથી ધારી લીધું કે આ બાળા રાધાકુંવર પોતે જ હોવી જોઇએ. રાધા તેને જોઇને પુનઃ હિંમત હારવા લાગી. એક પુરૂષની નજર ચુકાવીને પોતે તેને ઘાયલ કરી શકી, હવે બીજા પુરૂષને પોતે મ્હાત કરી શકે તેવી તેને આશા નહોતી. જોધમલે પૂછ્યું: "તમે જ રાધાકુંવર?"

"હા, અને તમે?"

"આ અધમ પુત્રનો પિતા!"

"જોધમલ ઠાકોર?" રાધા ચમકી ગઈ.

જોધમલે કશું બોલ્યા વિના કીશનમલને સંભાળ્યો. તેની પાંસળીમાં કટારી વાગી હતી અને તેમાંથી લોહી વહી જતું હતું. કીશનમલે કુમારિકાનું હરણ કરી પોતાની કીર્તિને કલંક લગાડ્યું તેથી જોધમલ તેના પર ગુસ્સે થયો હતો, પરન્તુ અત્યારે કીશનમલ ઘાયલ થયો હોવાથી તે કશું બોલ્યો નહિ. તેણે પોતાના માથા પર બાંધેલા ફાળીયામાંથી ટુકડો કાપી કીશનમલના ઘા ઉપર મજબૂત બાંધ્યો. કીશનમલ લોહી વહેવાથી બેભાન થતો જતો હતો. તેને હવે ત્યાંથી ઉપાડી જવાની જરૂર હતી. જોધમલ ખડકોમાં અદૃશ્ય થયો અને અધઘડીમાં બે માણસોને તેડી લાવ્યો. તે માણસો કીશનમલને ઝોળીમાં ઘાલીને ઉંચકી ગયા, અને ખડકોની અંદર જ અદૃશ્ય થઇ ગયા. રાધા સમજી કે આ ખડકોમાં દ્વાર હોવું જોઇએ અને એ દ્વાર સુધી એક વધુ ભોંયરૂં બંધાયલું હોવું જોઇએ.

રાધા બોલી: "જોધમલ ઠાકોર! કીશનમલજીને ઘાયલ કરવાનો મારો અપરાધ—"

"નહિ, દીકરી! એ તારો અપરાધ નથી. તારી ઉપર અત્યાચાર કરનારનો તેં ઘાત કર્યો હોત, તોપણ હું તેને તારો અપરાધ

લેખત નહિ. એ કુલાંગારે એક કુમારિકાનું હરણ કરી મારી કીર્તિને કલંક લગાડયું છે; પરન્તુ દીકરી! તેણે તારી ઉપર અત્યાર પહેલાં કાંઇ અત્યાચાર કર્યો નથીને?"

"ના, મારી સાથે કીશનમલજીએ કશો દુષ્ટ વહેવાર કર્યો નથી, પરન્તુ હું તેમના કબજામાંથી છટકી ગઇ અને પકડાઈ તેથી તે મારી ઉપર અત્યાચાર કરશે એવા ભયથી લાગ મળતાં મેં કટારી વાપરી છે."

જોધમલનો ઉદ્વેગ આ જવાબથી કાંઇક શમ્યો. તેને લાગ્યું કે પોતાનું બહારવટું કલંકિત થતું હજી બચી શકે તેમ છે. તેણે છૂટકારાનો દમ લીધો. એટલામાં તેની દૃષ્ટિ ભોંયે પડેલા એક મુડદા ઉપર પડી. તેણે જોયું કે મંદારગઢના લશ્કરનો કોઇ માણસ મૂએલો પડયો છે. મુડદા પાસે બેસીને તેણે ધારીને જોયું. "અરે! આ તો ધારણ! મારો વિશ્વાસુ માણસ!"

જોધમલના દિલ ઉપર આઘાત થયો. ધારણે હરનામને ફસાવી અધારીના કાંઠા સુધી આણ્યો, પરન્તુ તે અત્યારસુધી જોધમલ પાસે પાછો આવ્યો નહોતો તેનું કારણ તેને સમજાવ્યું. તેને સાંભર્યું કે પોતાનાં જ માણસોએ મંદારગઢના એક માણસ ઉપર તીર છોડયું હતું અને તે માણસ અધારીમાં ગબડી પડયો હતો તે મંદારગઢનો માણસ નહિ હોય પણ મંદારગઢના સૈનિકનો વેશ ધારણ કરનાર પોતાનો જ માણસ ધારણ કોળી હતો. જે વેશ તેણે હરનામને ઠગવાને સ્વીકાર્યો હતો, તે વેશે જ તેનો જીવ લીધો હતો! જોધમલે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તેણે પોતાની ભેઠ પર બાંધેલી પિછોડી છોડી નાંખી અને ધારણના મુડદા ઉપર ઢાંકી દીધી.

રાત્રી પડી ગઇ હતી. જોધમલના મનોભાવને તેનાં અંગોપાંગની હીલચાલ ઉપરથી મંત્રમુગ્ધ રીતે જોઇ રહેલી રાધા થોડાં ડગલાં દૂર ઊભી હતી. જોધમલ બોલ્યોઃ "રાધા! મારી પાછળ પાછળ ચાલી આવ. તું મારી પુત્રી છે, જરાએ ડરીશ કે વહેમાઇશ નહિ."

"તમે મને ક્યાં લઈ જશો ? શું તમે મને છૂટી નહિ કરો ?"

"કીશનમલના કબ્જામાંથી છોડાવીને હું તને મારા નિવાસમાં લઇ જઉં છું, તને છોડવા—ન છોડવાનું અત્યારે હું કશું કહી શકતો નથી. પણ એટલું કહું છું કે મારા રક્ષણ હેઠળ તું મારી પુત્રીની પેઠે નિર્ભય છે, રાધા !"

વાચકને કહેવાની જરૂર નથી કે જે સાંજે રાધા કીશનમલના નિવાસમાંથી છટકી હતી, તે જ સાંજે જોધમલ પોતાના નિવાસમાંથી કીશનમલના નિવાસ તરફ તેની ખબર કાઢવા જતો હતો અને માર્ગમાં કારમાં જ આ બનાવ બન્યો હતો.

રાધા મૂગી મૂગી જોધમલની પાછળ અંધારામાં ઠેબાં ખાતી ચાલવા લાગી.

---

## પ્રકરણ ૩૨ મું

---

### પ્રેમના અંકુરે તોડેલાં બંધન

જોધમલ રાધાને લઇને પોતાના નિવાસસ્થાનમાં પાછો ફર્યો ત્યારે એક પ્રહર રાત્રિ વીતી ગઇ હતી. જે માર્ગેથી જોધમલ એધારીની ખીણમાં ઊતરીને કીશનમલના નિવાસસ્થાન પ્રતિ જવા લાગ્યો હતો, તે માર્ગેથી તેઓ પાછા ફર્યા નહોતાં પરન્તુ ફેરમાં જતા બીજા લાંબા માર્ગેથી તેઓ પાછાં ફર્યાં હતાં, કારણકે એ ગુપ્ત માર્ગ રાધાના જાણવામાં ન આવે તેવો જોધમલનો હેતુ હતો, અને તેથી જ તેઓને પાછા ફરતાં આટલું મોડું થયું હતું. રાધાને લઇને સીધો જોધમલ હરનામ પાસે આવ્યો. એ ઓરડીના એક ખૂણામાં એક લાકડું બળતું હતું અને તેના ઝાંખા પ્રકાશમાં હરનામ રાધાને જોતાં જ આનંદના આવેશથી એકદમ ઊભો થઇ ગયો. જેને શોધી કાઢવાને હરનામે આટલી તકલીફ વેઠી હતી અને જીવનું જોખમ માથે લીધું હતું, તેને દૃષ્ટિ સમીપે આવેલી જોતાં જ એકદમ ભેટી પડવાને તે અધીરો થઇ ગયો, પરન્તુ

તેની વિવેકબુદ્ધિએ તેને તેમ કરતાં અટકાવ્યો. હરનામને જોતાં રાધાને આનંદ થયો ખરો, કેદમાંએ પોતાના એક હિતસ્વીનું દર્શન થતાં જેવી ધીરજ એક કેદીને મળે છે તેવી ધીરજથી રાધા હૃદય તુષ્ટ થયું, પરન્તુ તેને સાંભર્યું કે જેની કેદમાં પોતે આવી પડી છે તેની જ કેદમાં હરનામ પણ સપડાયો છે, એટલે તેનો આનંદ ઉડી ગયો. તેણે પહેલો જ પ્રશ્ન પૂછ્યો: "હરનામસીંગ! તમે વળી અહીં કેવી રીતે સપડાયા ?"

"તમારી શોધમાં જ હું અહીં આવી ચડચો છું; પરન્તુ એક વાર મને કહો કે તમે સુખરૂપ તો છો ?"

"હા, મને તકલીફ ખૂબ પડી છે, પરન્તુ મારા અમંગળ ભયો ખરા પડયા નથી, અને ઠાકોર જોધમલજીની ઉદારતાએ મને અણીને વખતે બચાવી લીધી છે. હવે અહીંથી આપણો છૂટકારો થશે કે નહિ ?"

હરનામે કશો જવાબ નહિ આપતાં જોધમલની સામે જોયું. જોધમલ બોલ્યો: "તમારો છૂટકારો માત્ર એક શરતે થશે."

"કઈ શરતે ?" હરનામ અને રાધા બેઉ એકી સાથે બોલ્યાં.

"તમારે સોગંદ લેવા પડશે કે તમે અમારા ઉપરની કોઇ પણ ચડાઇમાં હવે પછી સાથે નહિ આવો."

હરનામ જરા વિચારમાં પડી ગયો. "જો સેનાપતિ મને ફરમાવે કે મારે ફરીથી બહારવટીઆઓ સામે ચડાઇ લઈ જવી, તો શું મારે ના કહેવી ? ત્યારે શું મારે મંદારગઢની નોકરી છોડવી કે જે રાજ્યમાં મારો ઉદય થયો છે ? શું મારે એવી શંકાને કારણ આપવું કે હું પણ બહારવટીઆને મળી ગયો છું ? અત્યારે સોગંદ લઇને છૂટવું અને પછી વખત આવ્યે જોઇ લેવાશે, એમ કરૂં તો ?"

હરનામને વિચારમાં પડેલો જોઇને જોધમલ બોલ્યો: "હરનામ ! તું ક્ષત્રિય બચ્ચો છે. સોગંદ કાંઇ તલ્વાર કે બંદૂક નથી, પરન્તુ ક્ષત્રિયના સોગંદ તો વજ્રથીએ કઠીન હોય છે એમ માનીને હું તારી સાથે વાત કરૂં છું. તું વિચારમાં પડચો છે, તેટલા માટે હું તને કહું છું કે સોગંદ તોડવાનો વિચાર તું કરીશ નહિ, તેમાં તારૂં અકલ્યાણ

છે. તે કરતાં તું સોગંદ ન લે અને અહીં જ રહે એ વધારે ઠીક છે; તારે માત્ર કેદમાં રહેવું પડશે, તને કોઈ કશી હરકત નહિ કરે."

"સાચી વાત છે; સોગંદ લીધા પછી તોડવાનો વિચાર હું કરતો જ નથી. જો મારો તેવો વિચાર હોત તો મેં આટલો વિચાર જ ન કર્યો હોત, પણ તત્કાળ સોગંદ લેવાની તૈયારી બતાવી હોત, પરંતુ તમારી એ શરત વિષે મારે જરા વધુ વિચાર કરવો પડશે." હરનામે જવાબ આપ્યો.

જોધમલ તુરત ત્યાંથી ચાલ્યો ગયો. થોડી વારે રાધાને માટે ભોજન આવ્યું. રાધાને ભૂખ લાગી હતી, પર્વતમાં રખડવાથી થાક લાગ્યો હતો અને હરનામને જોઇને હવે તેને કાંઇક ધીરજ મળી હતી એટલે તેણે ખીચડી અને ભાજી પણ ધરાઇને ખાધાં.

એકાન્ત મળતાં હરનામ અને રાધા હવે વાતે ચડયાં. રાધાએ પોતાની વીતકવાર્તા અથથી ઇતિ સુધી હરનામને કહી અને હરનામે પોતાની કહાણી રાધાને કહી. રાધા બોલી: "હરનામસીંગ! તમારી કટારીની ભેટ મને અણીને વખતે ઉપયોગી થઇ; પહેલી વખતે નિરૂપયોગી નીવડી હતી, પણ આ વખતે તે બરાબર ઉપયોગી થઈ. તમારી પાસેથી મેં એ કટારી લીધી, તેમાં પણ કાંઇ દૈવી સંકેત જ હશે ને?"

"આ બહારવટીઆઓના પ્રદેશમાં આવી ચડયા પછી તો મને કાંઈ કાંઇ દૈવી સંકેતોનું દર્શન થયું છે; પણ જો હું અહીંથી છૂટવા માટે સોગંદ લેવાની ના કહું તો કેમ? હું તમારો વિચાર જાણવા ઇચ્છું છું."

"તો મારે પણ અહીં કેદમાં જ રહેવું પડે."

"એવી કાંઇ જરૂર નથી. તમે સોગંદ લઇને છૂટી શકો છો; હું ભલે કેદમાં જ રહું. મારે તો રાજ્યની નોકરી બજાવવી પડે અને ફરી પણ બહારવટીઆ સામે ચડાઇ લાવવી પડે. તમને તેવી જરૂર કાંઇ નહિ પડે."

હરનામની વાત સાચી હતી; પણ રાધાના હૃદયમાંથી કાંઈ

જૂદો જ ધ્વનિ નીકળી રહ્યો હતો. " મને છોડાવવા માટે આટલું જોખમ વેઠનાર હરનામને હું કેદમાં મૂકીને શું ચાલી જઉં ? તે કેદમાં રહે તેની સાથે હું પણ કેદમાં રહું, તો મને શી હરકત પડવાની છે?" એ ધ્વનિના મૂળમાં કાંઇ ઉંડા ઉંડા પરપોટા ઉઠતા હતા અને તે હરનામ પ્રત્યેના અનુરાગના હતા. તે બોલી : " નહિ, નહિ, હરનામસીંગ ! તો પછી આપણે બેઉ બહારવટીઆની કેદમાં જ રહીશું અને ભાવિ જ્યારે છોડાવશે ત્યારે છૂટીશું. "

" પણ તમારા પિતાજી અત્યારે કેટલા અકળાઇ રહ્યા હશે, તે તમે જાણો છો ? તમને જોયા વિના તેમને ચેન પડશે નહિ. "

" અને મને છોડાવવા આટલું જોખમ વેઠનારને હું કેદમાં મૂકીને જઉં તો મને ચેન પડશે એમ તમે માનો છો ? હરનામસીંગ ! તમે મને નિષ્ઠુર માનો છો, મારી અવગણના કરો છો. " એટલું કહેતાં રાધાના વદન ઉપર ઉદાસીનતા છવાઇ ગઇ.

હરનામ ઉંડો નિઃશ્વાસ નાંખીને ચૂપ રહ્યો. કેટલીક વાર પછી તેણે પૂછ્યું: " આપણે અહીં ક્યાંસુધી કેદમાં રહીશું ? "

" જ્યાંસુધી આપણને કોઇ છોડાવે ત્યાંસુધી, અથવા જોધમલ ઠાકોર પોતાની મેળે છોડે ત્યાંસુધી. "

" ત્યારે આપણે બેઉ સોગંદ લઇને છૂટીશું. છૂટીને તુરત હું મંદારગઢ છોડી જઇશ, કારણકે એવા સોગંદ લીધા પછી મારાથી મંદારગઢમાં નોકરી થઇ શકે નહિ." હરનામે પોતાનો મનોભાવ જણાવ્યો.

" એમ શામાટે ? પિતાજી તમને બહારવટીઆઓ ઉપરની ચડાઇમાં ન મોકલે એવું હું તેમને કહીશ. "

" નહિ, નહિ, એવી ભલામણની કશી જરૂર નથી; સીપાઇગીરીની નોકરી શરત સાથે કરવી તેમાં કાંઇ મજાહ નથી. હું તો પરદેશી છું; મારે માટે આખો દેશ પડ્યો છે; વળી બીજે ક્યાંય ચાલ્યો જઇશ." એ ઉદ્ગાર કાઢતાં જ હરનામ ગમગીન બની ગયો.

" રહેવા દો, એ વિચાર જવા દો. હું પોતે જ સોગંદ નહિ લઉં, અને કેદમાં રહેવાનું પસંદ કરીશ."

" તેનું કારણ ? "

" મને છોડાવવા માટે તમને તમારા હૃદયની વિરુદ્ધ સોગંદ લેવા પડે અને તેટલા માટે મંદારગઢ છોડવું પડે, એવું હું પોતે જ ઇચ્છતી નથી. "

મમતાનું શાન્ત ઝરણુ રાધાના હૃદયમાંથી નીકળીને હરનામના હૃદયને સ્પર્શતું–શીતલ કરતું વહેતું હતું. એ મધુરી શીતળતા હરનામનાં રોમે રોમમાં વ્યાપતી હતી અને આ કષ્ટમય વાતાવરણમાં આછેરૂં સુખ ઉપજાવતી હતી. પરદુઃખે દુઃખને વહોરી લેવાની વિરલ તત્પરતા આગળ કયું હૃદય આભારના ભારથી નમતું નથી ? હરનામ બોલ્યો : " રાધાકુંવર ! એ વિચાર તમે જવા દો. તમારે તો છૂટીને પિતાજી સમક્ષ જઈ પહોંચવું જ પડશે. જો તમે નહિ જાઓ, તો કાંઇ કાંઈ લડાઈઓ અને અનર્થો થશે, કારણકે હું અને તમે બેઉ અહીં રહીશું એટલે વધારે મોટી સેના આવ્યા વિના રહેવાની નથી."

" અને હું છૂટીને જઇશ, તોપણ તમને છોડાવવા સેના આવશે."

" તમે કહેજો કે બહારવટીઆઓનો કિલ્લો દુર્ભેદ્ય છે અને સો બહારવટીઆને મારતાં કે પકડતાં એક હજાર સૈનિકોનો ભોગ આપવો પડશે, તેટલા માટે મને બહારવટીઆની કેદમાં જ રહેવા દેવો કિંવા તેમની દયા ઉપર રહેવા દેવો એ જ વધારે ઠીક છે."

એટલામાં જોધમલ આવ્યો. તેણે પૂછ્યું : " કેમ હરનામ ! શો નિશ્ચય કર્યો ? "

રાધાએ જવાબ આપ્યો : " અમે કોઈ એવા સોગંદ લેવા તૈયાર નથી. અમે તમારી કેદમાં રહેવાનું વધારે પસંદ કરીએ છીએ. "

" ના, " હરનામ બોલ્યો : " રાધાકુંવર સોગંદ લેશે કે તમારી સામેની ચડાઇમાં તે પોતે સાથે નહિ આવે. હું તો તેવા સોગંદ લેવાનું વાજબી માનતો નથી એટલે તમારી કેદ જ સ્વીકારી લઉં છું. "

રાધા બોલી : "ના, મારે એવા સોગંદ લેવા નથી. જોધમલ ઠાકોરને ત્યાં મને કશો ભય નથી એટલે હું એવી રીતે છૂટવા ઇચ્છતી નથી."

જોધમલ હસ્યો. તે બોલ્યો : "તમે મારાં પુત્ર અને પુત્રી સમાન છો, પરંતુ હું તમને કહું છું કે તમે બેઉ તમારા મનોભાવ છુપાવો છો! મારી આશીષ છે કે તમારા પ્રેમના અંકુર ખીલો અને વાધો; અને તમને બેઉને કશીએ બંધણી વિના હું છોડી મૂકું છું." એટલું કહીને જોધમલ ચાલ્યો ગયો.

હરનામ અને રાધા એક બીજાનાં મ્હોં જોઇ રહ્યાં. બેઉની આંખો મળતાં લજ્જાપૂર્વક આંખોનાં પોપચાં ઢળવા લાગ્યાં. પુનઃ આંખો મળી અને રાધા નીચું જોઇ ગઇ! તેના બેઉ ગાલ ઉપર ખંજન પડયાં. બેઉ સમજી ગયાં કે પોતાની વાતો જોધમલે ગુપ્ત રહીને સાંભળી હોવી જોઇએ.

થોડી પળો વીતી ગઇ. લજ્જા અને આશ્ચર્યનો કારમો ઊભરો કાંઇક શમ્યો, એટલે બેઉના મુખમાંથી સ્મિત ફરકવા લાગ્યાં. હરનામ બોલ્યો : "જોધમલ કોઇ વિચિત્ર માણુસ છે હોં!"

પરન્તુ રાધાનું હૃદય લજ્જાના ભારથી એટલું દબાઇ ગયું હતું કે તે કશું બોલી શકતી નહોતી. પોતાનો ગુપ્ત મનોભાવ, પોતાના અંતર્‌ને પણ સંપૂર્ણ રીતે અવગત નહિ એવો અકથ્ય ભાવ એક ત્રીજા મનુષ્યે પારખીને મ્હોંએ કહી સંભળાવ્યો, તે કરતાં વધારે લજ્જાજનક બીજું શું? જ્ઞાતયૌવના કુમારિકાનું મ્હોં તેથી સીવાઇ જાય તેમાં નવાઇ પણ શું?

બેઉનાં હૃદયનાં વહેણુ હજી ચાલતાં જ હતાં, એટલામાં ચાર માણુસો તેમની સમીપે આવીને ઊભા. "ચાલો, અમારી સાથે."

"ક્યાં?" રાધાનું મ્હોં હવે ઉઘડયું.

"અમે લઇ જઇએ ત્યાં." એમ કહેતાં જ તેઓએ હરનામ તથા રાધાની આંખે પાટા બાંધ્યા.

એક માણસે હરનામને દોર્યો, પણ રાધાને કોણ દોરે ? હરનામના હાથમાં હાથ ભેરવીને રાધા દોરાઈ અને એ મંડળ ગુફામાંથી નીકળીને પહાડ પર અંધારામાં અથડાતું કુટાતું આગળ વધવા લાગ્યું.

ચાર ઘડી પછી જ્યારે તેમની આંખોના પાટા છૂટયા ત્યારે પણ તેઓ અંધકારમાં જ આગળ વધતાં હતાં. પરોઢ થયું એટલે વળી ફરીથી તેમની આંખે પાટા બંધાયા અને તેમને એક સ્થળે બેસાડી બહારવટીઆઓ થાક ખાવા બેઠા. રાધા અને હરનામ બંધ આંખે વાતો કરતાં બેઠાં હતાં. એક ઘડી ગઇ, બે ઘડી ગઇ, પણ ત્યાંથી આગળ ચાલવાની કોઇની આજ્ઞા થઇ નહિ. હરનામે પૂછ્યું: “ હવે આપણે અહીં ક્યાંસુધી બેસીશું ? ” પણ કશો જવાબ મળ્યો નહિ ! હરનામે આંખનો પાટો પોતાની મેળે છોડયો, તો જણાયું કે બહારવટીઆઓ પોતાને ત્યાં જ બેસાડી રાખીને ક્યારના પલાયન કરી ગયા હતા અને પૂર્વાકાશમાંથી ઉગતા અરૂણનો પ્રકાશ બહાર નીકળતો હતો ! હરનામે રાધાની આંખો પરનો પાટો છોડી નાંખ્યો. આવા વિચિત્ર રીતના છૂટકારાના આનંદથી બેઉ એક બીજાનાં મ્હોં સામે જોઇ હસી પડયાં.



# ગાંધીજીની લંડનયાત્રા

મહાત્મા ગાંધીજી મુંબઇનો કિનારો છોડીને લંડન ગયા, ત્યારથી માંડીને લંડનમાં ગોળમેજી પરિષદમાં અને પરિષદની બહાર તેમણે ભાષણો આપ્યાં, મુલાકાતો લીધી, મેળાવડાઓમાં ભાગ લીધો, અને પાછા લંડનથી વિદાય થયા, ત્યારસુધીનો બધો વૃત્તાંત સંખ્યાબંધ ચિત્રો સાથે આ પુસ્તકમાં આપ્યો છે. આખું પુસ્તક આર્ટપેપર ઉપર છાપ્યું છે, ડઝનબંધ ચિત્રો તો આખાં–આખાં પૃષ્ઠો રોકે છે અને બીજાં નાનાં–મોટાં ચિત્રોમાં જ તમને ગાંધીજીની લંડનયાત્રાનો પૂરો ખ્યાલ આવી જશે. 'કનુ' દેસાઇએ તૈયાર કરેલું તેના મુખપૃષ્ઠનું એક ચિત્ર જ તેનું ૧૨ **આના** જેટલું મૂલ્ય વસુલ કરી દેશે.

પ્રકાશક :

**કપીલપ્રસાદ મહાસુખભાઇ દવે,**

ન્યુસએજન્ટ, બુકસેલર અને પબ્લીશર,

ગાંધીરોડ, રતનપોળને નાકે, **અમદાવાદ.**

# કનુ દેસાઈની કલા

છાયાચિત્રોના વિશીષ્ટ આલેખનાર તરીકે ગુજરાતીઓમાં અને હિંદભરમાં જાણીતા થયેલા શ્રી. કનુ દેસાઈની કલા પ્રતિભાને કેટલાક અતિ તેજસ્વી કિરણો છે. એમના આલેખનોમાં સૌન્દર્ય અને માર્દવ બંને છે; અને એના ઉડ્ડયનમા ખાલી લક્ષહીનતા કે હવાઈપણું નથી, પણ સુબદ્ધ વૈવિધ્ય અને સંગીતભવ્યતા છે. આવી શક્તિ વડે ગુજરાત અને સારા હિંદમાં નામ કાઢનાર એ યુવાન કલાકારના ચિત્રોમાંથી ચુંટાયેલાં..

## બાર ત્રિરંગી ચિત્રોનું નવું પ્રકાશન

વિદ્વાન કલામિમાંસક શ્રી. નાનાલાલ ચમનલાલ મ્હેતા (આઇ. સી. એસ)ના પરિચય લેખ સાથે ટુંક વખતમાં બ્હાર પડશે. ૮॥" × ૧૧"ની સાઇઝના ઉંચીકોટિના જાડા અને સુંદર માઉન્ટ ઉપર રંગનો સુમેળ વિચારીને ચોઢેલા સુંદર પુર્ણ રંગી ચિત્રો. નવા રૂપરંગવાળુ પુઠું, મોહક ઉઠાવ, અને કુમાર પ્રીન્ટરીનું મુદ્રણ. કિંમત બે રૂપીઆ. પેકીંગ પોસ્ટેજ જુદું. અસારે ત્યાંથી તથા કુમાર કાર્યાલય. રાયપુર અમદાવાદથી પણ મળી શકશે.

| | |
|---|---|
| રતનપોળના નાકે<br>ગાંધીરોડ,—અમદાવાદ | કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે.<br>ન્યુસ એજન્ટ, બુકસેલર એન્ડ પબ્લીશર. |

# અમારો ઉદ્દેશ

ગુજરાતી સાહિત્યમાં આજે પ્રતિદિન અવનવાં પુસ્તકો સંખ્યાબંધ પ્રગટ થતાં આપણે જોઇ રહ્યા છીએ. રાષ્ટ્રીય, સામાજીક, બાળોપયોગી તથા લોક સાહિત્યના લેખકો તેમજ પુસ્તકો પણ ખુબ વધતાં જાય છે પરંતુ બધું સાહિત્ય સમાજને લાભદાયી નીવડે એવું ના હોય એ સંભવિત છે. ટ્રેનોમાં કે બીજે સ્થળે આપણે ધાસલેટીયાં સાહિત્ય ખુબ વેચાતાં જોઇએ છીએ. ધાસલેટીયાં સાહિત્ય આપણા સમાજને નુકસાનકારક નીવડે છે એ દ્રષ્ટિબિંદુ જો પુસ્તકો વેચનારાઓ તથા પ્રકાશકો ધ્યાનમાં રાખીને પોતાનું કાર્ય કર્યે જાય તો તેમાં તેઓ સમાજની સુંદર સેવા બજાવે છે એમ પણ લેખી શકાય. આ ઉદ્દેશને ધ્યાનમાં રાખીને તેમજ સમાજમાં નુકસાનકારક તત્વો દાખલ કરતાં સાહિત્યનો પ્રબંધ થાય એ દ્રષ્ટિથી અમોએ આ પુસ્તક પરિચય પ્રકટ કર્યો છે. આમાં કેવળ નવા સાહિત્યને જ અમોએ અગ્રસ્થાન આપેલું છે અને જેનો શિષ્ટ સાહિત્યમાં સમાવેશ થઇ શકે એવાં જ પુસ્તકોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ પરિચયમાં હાલ ઘણાં ઓછાં પુસ્તકોનો સમાવેશ કરવામાં આવ્યો છે પરંતુ ટુંક મુદતમાં આવું જ એક પુસ્તક પરિચય વિદ્વાન લેખકોના સહકારથી બહાર પાડવા ઉમેદ છે. આશા છે કે પ્રજા અમારી આ શુભ ઉદ્દેશથી બહાર પડતી યોજનાને વધાવી લેશે અને અમોને પુસ્તકો ખરીદી સારો સહકાર આપશે.

રતનપોળના નાકે<br>ગાંધીરોડ—અમદાવાદ.

કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે<br>ન્યુસએજન્ટ, બુકસેલર એન્ડ પબ્લીશર

# સૌરાષ્ટ્રનાં પ્રકાશનો.

નીચેનાં પુસ્તકો ' સૌરાષ્ટ્ર ' સાહિત્ય મંદિર તરફથી પ્રકટ થયેલાં છે. સૌરાષ્ટ્રે પ્રાણવાન સાહિત્યને પ્રજામાં સંચારવા જે યત્ન કર્યો છે તે દરેકને પરિચીત છે. સૌરાષ્ટ્રનાં પુસ્તકો લગભગ બધાં શ્રી. ઝવેરચંદ મેઘાણીની તથા શ્રી. કકલભાઈ કોઠારીની કલમનાં જ છે. જેણે તેમની કૃતિનું એક પણ પુસ્તક વાંચ્યું હશે તે તેમનાં બીજાં પુસ્તકો વાંચ્યા વિના મુકે તેમ નથી. તે પુસ્તકોની પ્રશંસા કરવી તે કેવળ સોના ઉપર ઓપ ચઢાવવા જેવું જ છે.

**સોરઠી ઋતુગીતો:**—ગુર્જરી ભાષાની અંદર ચારણોએ તેમજ સ્ત્રીજનોએ ઋતુઓની અનેકવિધ રમણીયતાને કેવા અનોખા ભાવથી લલકારેલ છે, તે નવો પ્રદેશ દેખાડનારો લોક–ગીતોનો સંગ્રહઃ એના પ્રવેશકની અંદર વેદનું, સંસ્કૃત કવિઓનું, આધુનિક ગુજરાતીઓનું, પંજાબી તેમજ હિન્દી લોકસાહિત્ય માંહેનું ઇત્યાદી ઋતુ સાહિત્ય તુલના-દષ્ટિએ ચર્ચાયું છે અને ચારણી છંદોમાં ગીતોની મીમાંસા થઇ છે. મૂલ્ય ૦–૧૦–૦ પાનાં ૧૩૨ ટ, ખ. ૦–૨–૦

**કંકાવટી:**—ફૂણા, કરુણ અને નિર્મળા કુટુંબભાવે નીતરતી વ્રત કથાઓ અવનવાં ધ્વનિચિત્રો સાથેની સુંદર નવી આવૃત્તિ
મૂલ્ય ૦–૮–૦ પાનાં ૧૮૦ ટ, ખ. ૦–૧–૬

**ડોશીમાની વાતો:**–કોણ હલાવે લીંબડી! કોણ હલાવે પીપળી! ભાઇની મારેલ બેનડી! ભોજાઇની રંગેલ ચુંદડી! એવી બ્હેનોના સુખ દુઃખની, માવિહોણાં ભાઈબ્હેનોની, દેડકા અને સિંહમાંથી બની જવા રાજકુમારોની, મોરલા–રાજાઓની વગેરે બાલ રંજક સચિત્ર પરીકથાઓ સહુને એવી ગમી છે કે અત્યારે એની ત્રીજી આવૃત્તિ ચાલે છે: મૂલ્ય ૦–૮–૦

**દાદાજીની વાતો:—(ભાગ પહેલો)**-બાળકોની કલ્પનાને સાહસ, શૌર્ય અને સ્વાર્પણના પ્રદેશોમાં દોડાદોડ કરાવતી પાંચ વાર્તાઓ: એવું લાગે કે જાણે આપણે વાંચતા નથી પણ કોઈ બુઢો ચારણ ગોઠણભર થઈને પોતાની જોરદાર ને ઝમકદાર શૈલીમાં કહીજ રહ્યો હોય ને આપણે મ્હોં ફાડી સાંભળી રહ્યા હોઈએ! એવી આબાદ ચારણી ધાટીએ ઉતારેલી વાતો. મૂલ્ય ૦-૧૦-૦

**સોરઠી સંતો (ભાગ પહેલો)**:—પાંચ સંતોની લોકોમાં પ્રચલિત જીવન-કથાઓ સાંગોપાંગ આપી છે, પરંતુ પુસ્તકની વિશિષ્ટતા તો એના પ્રવેશકમાં છે. એમાં સોરઠી સંતોનાં શુભ શુભ તત્ત્વોનો પરિચય કરાવી પરચાઓનાં પાખંડોનો અનર્થ ચર્ચેલ છે.

મૂલ્ય. ૦-૧૦-૦ : પાનાં ૧૫૦ : ટ. ખ. ૦-૧-૬

**સોરઠી બહારવટીઆ: ( ભાગ ૧ થી ૩ )** સૌરાષ્ટ્રને ખૂણે ખાંચરે ભમી ભમી, સંખ્યાબંધ જાણભેદુઓને મળી મળી મેળવેલી અને તે પછી પણ ચાળી ચાળી સાફ કરેલી આ હકીકતો છે. કલ્પનાનાં કોઈ પાત્રો ઉમેર્યાં નથી. આ પુસ્તક એકવાર હાથમાં લીધા પછી મુકવું નહિ ગમે. ભાગ. ૧ લો, ૨ જો તથા ૩ જો દરેકની કીંમત અનુક્રમે રૂા. ૦-૧૦-૦, ૧-૪-૦ તથા ૧-૮-૦

**રઢીયાળી રાત: ( ભા. ૧ થી ૩ )** જુના યુગની અભણ, ભોળી બ્હેનોને શેરીમાં રમવાના રાસ ગરબા, માતાનાં કૂણાં હાલરડાં ને બ્હેનોનાં નિર્દોષ બાલગીતો. ગુજરાતીમાં પહેલવહેલો પૂર્ણ સંગ્રહ.

ભા. ૧. ૦-૧૦-૦ ભા. ૨. ૦-૧૨-૦

ભા. ૩. ૦-૧૦-૦ ટ. ખ. દરેકનું ૦-૨-૦

**સોરઠી ગીત કથાઓ**—સાડા ચારસો સોરઠી દુહાઓને સંગ્રહતી તેર પ્રેમકથાઓ: દુહાઓના સાચા શુદ્ધ પાઠ: પૂરેપૂરા અર્થો: પહાડી જનોનાં સ્નેહદર્દને આલેખતી વાર્તાઓના મર્મ ખુલ્લા કરતો લાંબો પ્રવેશક. મૂલ્ય એક રૂપિયો પાનાં ૧૭૫ ટ. ખ. ૦-૨-૬

**ચુંદડી:**—આપણાં જૂના લગ્નગીતો, એની અંદર ગુંજી રહેલી દાંપત્ય, વાત્સલ્ય, સમાજ—સંબંધ વગેરેની ઉન્નત ભાવનાઓ સ્પષ્ટ કરવામાં આવી છે. રાજપૂત, કાઠી, ચારણ વગેરે નોખનોખી કોમોનાં ગીતોની વિશિષ્ટતા બતાવી છે. લગ્નભેટ તરીકે આ ચોપડીઓ આપવા જેવી છે. બે ભાગ. દરેક ભાગના દસ આના ટ. ખ. બબ્બે આના.

**સોરાષ્ટ્રની રસધાર:**—(પાંચ ભાગ) આ કથાઓ કલ્પિત નથી. સોરઠી મધ્યયુગનું સાચું જીવન પ્રગટ કરનાર એ ઇતિહાસ-કથાઓ છે. સોરઠી શૌર્ય, સોરઠી પ્રેમ, સોરઠી મહેમાની ને સોરઠી કવિતા એમાં ગુંથાયાં છે. ગુજરાતને એમાં એક નવીન જ બળનું દર્શન થયું છે. દરેક ભાગની કીંમત અનુક્રમે રૂા. ૧, રૂા. ૧।, રૂા. ૧।, રૂા. ૨।, તથા રૂા. ૧। દરેકના ટપાલ ખર્ચના અઢી આના વધુ.

**નરવીર લાલાજી**:—સ્વ. લજપતરાયની આ જીવન-કથા એમના મૃત્યુ પછી તૂર્તમાં જ એમના વિષેની મળી શકેલી તમામ અંગ્રેજી, હિન્દી અને ઉર્દૂ સામગ્રી પરથી તેમજ સ્વર્ગસ્થનાં પોતાનાં પુસ્તકો પરથી તારવી કાઢવામાં આવી છે. એમનું જીવન-વૃત્તાંત અને જીવન-પ્રસંગો બે જૂદા ભાગોમાં વ્હેંચી નાખેલાં છે. એક જ બેઠકે એ મહાપુરૂષની અનેકવિધ જીવન-દિશાનો પરિચય કરી લેવાય એવી કાળજી રાખીને આ ટુંકું વૃત્તાંત વલોવી લેવામાં આવ્યું છે. સ્વર્ગસ્થની ચાર તસ્વીરો આપી છે. કીં. ૦-૧૦-૦ ટ. ખ. ૦-૧-૬ પૃષ્ટ ૧૩૬. નાની આવૃત્તિ ૦-૪-૦ ટ. ખ. ૦-૧-૦

**બુઝાતો દીપક**:—તે વખતે મોગલ સામ્રાજ્યનો દીવો બુઝાતો હતો, એ મહોજ્જવલ વંશનો છેલ્લો વારસદાર બાદશાહ ઝફર અને તેનાં સંતાનો કંપનીના કારોબાર અને ૫૭ ના બળવાની અંદર ખતમ થઇ રહ્યાં હતાં. દુનિયાની કરૂણતમ ઘટનાઓ માયલી એ એક ઘટના હતી. એ પ્રત્યેક મુગલ સંતાનની જીવન-સંધ્યાનાં હૃદયદ્રાવક શબ્દચિત્રો આ બન્ને ભાગમાં અંકાયેલાં છે. આવી વેધક શૈલીએ આ ઘટનાઓ પ્રથમ વાર જ પ્રગટ થઇ છે.

| | | |
|---|---|---|
| ભા. ૧. મૂલ્ય ૦-૧૨-૦ | : પાનાં ૧૬૦ : | ટ. ખ. ૦-૧-૬ |
| ભા. ૨. મૂલ્ય ૦-૮-૦ | : પાનાં ૧૩૨ ; | ટ. ખ. ૦-૧-૬ |

**કુરબાનીની કથાઓ** :–બૌદ્ધ, રાજપૂત, શીખ, મરાઠા આદિની તવારીખોમાંથી આદર્શ વીરત્વ અને આત્મ–સમર્પણના ઉજ્જવલ પ્રસંગો પીણી કાઢી રવિબાબુએ જે વિશ્વ–વિરલ કાવ્યો રચ્યાં છે, તે પરથી ભાવવાહી ગુજરાતી ગદ્યમાં ઉતારેલી આ કથાઓ કુમાર વયનાં બાલકો માટે પ્રેરણાનાં ઝરણાં સમાન થઇ પડેલ છે. મૂલ્ય ૦–૬–૦ કથા ૨૦–ટ. ખ. ૦–૧–૦

**રાજા–રાણી** :–કર્તવ્ય–ભ્રષ્ટ બનેલા વિલાસમગ્ન રાજાને સ્નેહના ફાંસલામાંથી છૂટો કરવા માટે સતી રાણી નાસી જાય છે, પોતાના ભાઇને શરણે ભરાય છે. ભાન ભૂલ્યો રાજા વ્હેમાઇને પોતાના સાળા પર વેર જાહેર કરે છે. ચડાઇ લઇ જઇ આખા દેશમાં પ્રજા પર કેર વર્તાવે છે. પ્રજાનો નાશ અટકાવવા માટે રાણીનો ભાઈ પોતાનું માથું વધેરી આપે છે. અભાગિની બ્હેન એ માથાની ભેટ સ્વામીને અર્પણ કરી રાજદરબારમાં પ્રાણત્યાગ કરે છે. એ કથાને નાટક રૂપે ગુંથતી રવિબાબુની કલમે કરૂણારસ, રૌદ્રરસ અને આત્મ સમર્પણનો આદર્શ જમાવવામાં અવધી કરી છે.

મૂલ્ય ૦—૧૦—૦ : પાનાં ૧૬૨ : ટ. ખ. ૦–૧–૬

**બે બાલ–નાટકો** :–રાજાને પોતાનું રાજત્વ ગુંગળાવી નાંખે છે : ગુપ્ત વેશે નીકળી પડી રોજ ગામડિયાં છોરાંની સાથે ઉન્મુક્ત મનથી રમે જંમે છે. બીજી બાજુ ધનલોભી શ્રીમંતોને બાલકોનાં તોફાન મસ્તી અંતરાયરૂપ લાગે છે. એ બે પ્રકૃતિઓ પ્રગટ કરતું નાટક : ઋતુ–ઉત્સવો ને મસ્ત ગીતનૃત્યોની જમાવટ : બાલકો ને બાલપ્રેમીઓ ભજવી શકે તેવું.

મૂલ્ય ૦—૬—૦ : પાનાં ૧૩૭ : ટ. ખ. ૦–૧–૬

**અમર મહાજનો** :–દેશ દેશમાં મુક્તિ–સંગ્રામો માંડી રાજ્ય–પલટા આણવા મથનાર યુગાવતારી પુરૂષોની આ ચરિત્રાવલી શરૂ થાય છે. તેમાંના પ્રત્યેક ચરિત્રની અંદર તે તે પ્રજાની ઝુમ્બેશનો સર્વસ્પર્શી છતાં સંક્ષિપ્ત ઇતિહાસ પણ ગુંથી લેવામાં આવ્યો છે.

જગતની તવારીખમાં બેઠેલા નવા યુગની ઓળખ માટે આ બલવાન સામગ્રી બનશે. કીં. ૦–૧૨–૦ ટ. ખ. ૦–૨–૦, પાનાં ૧૬૦.

**રાજસ્થાનોની સમસ્યા** :–આ પુસ્તકમાં આટલી સંગીન સામગ્રી છે: બટલર કમીટીનો સંપૂર્ણ અહેવાલ–એટલે કે સામ્રાજ્ય સત્તાનું દેશી રાજ્યો પ્રતિનું દૃષ્ટિબિન્દુ :–સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ તરફથી બટલર કમીટીને પેશ થયેલું નિવેદન–એટલે કે રાજસ્થાની પ્રજાનું દૃષ્ટિબિન્દુ : નેહરૂ સમિતિનું રાજસ્થાનો પરનું પ્રકરણ–એટલે કે બ્રિટિશ હિન્દી પ્રજાનું દૃષ્ટિબિન્દુ : લોર્ડ રીડીંગે નિઝામ પર લખેલો મશહૂર પત્ર : રાજસ્થાનોને ઉદ્દેશીને આજ સુધી નીકળેલાં શહેનશાહી જાહેરનામાંઓમાંથી અગત્યનો ભાગ ; અને તે તમામનું દોહન કરી એક બારીક મીમાંસા આપતો પકવ લાંબો પ્રવેશક. રાજસ્થાનોના પ્રશ્નના પ્રત્યેક અભ્યાસીએ, રાજાએ, દરબારે, તાલુકદારે અને કારભારીએ આ પુસ્તક વાંચવું ને વસાવવુંજ જોઇએ. કીં. ૧–૮–૦, ટ. ખ. ૦–૨–૬, પાનાં ૨૦૦

**કાઠીઆવાડનો રાજદ્વારી ઇતિહાસ** :–કાઠીઆવાડ પ્રદેશ કેટકેટલાં રાજદ્વારી પરિવર્તનોને અંતે અત્યારે કેવી રીતે ને કોના કબ્જામાં આવી પડ્યો છે : એનું શાસન ને બંધારણ, એના કાયદા ને કોર્ટો, એની રાજસત્તાઓ ને પ્રજાસત્તાઓ, વગેરે કેવા પ્રકારનાં છે : તે બધી માહેતી તદ્દન જ ટુંકાણમાં ને સરલ રીતે આપતી આ નાની ચોપડી કાઠીઆવાડના વર્તમાન અને ભાવિમાં રસ લેનારા પ્રત્યેક કાઠીઆવાડીએ પ્રાથમિક જ્ઞાન માટે વાંચવી જોઇએ. કીં. ૦–૬–૦ ટ. ખ. ૦—૧—૦

**ઝંડાધારી** :–હિન્દી, અંગ્રેજી વગેરે સામગ્રીઓમાંથી દોહન કરીને રચેલા આ ન્હાના પુસ્તકમાં મહર્ષિ દયાનંદ સરસ્વતીએ હિન્દુ, મુસલમીન, ઇસાહી વગેરે પંથોનાં પાખંડો સામે જે ત્રિવિધ સંગ્રામ ખેલ્યો છે અને ધર્મની જડતા તોડવા જતાં દેહનું જે બલિદાન દીધું છે, તેનો સંપૂર્ણ ખ્યાલ આપેલો છે. એ પુરૂષની જીવન–કથા ઉપ–

રાંત એની મહત્તા પ્રગટ કરનાર પુષ્કળ જીવન-પ્રસંગો વીણી કાઢીને અલાયદા આપેલ છે. કીં. ૦–૧૦–૦ ટ. ખ. ૦–૧–૬ પાનાં ૧૫૬.

**રાષ્ટ્રવીર શિવરાજ** :–શિવાજી એટલે ડુંગરાઉ ઉંદરડો અથવા લુંટણીયો મરાઠો નહિ, પણ કુટિલ વિદેશી સલ્તનત સામે એકલે હાથે બાખડી, પતિત હિન્દુપતને તારનાર : માત્ર વિનાશક નહિ, પણ સામ્રાજ્યનો ક્રાંતદર્શી સ્થાપક : રાજયોગી અને પરમ ત્યાગી : એ નિર્ણયનું અનેક ઐતિહાસિક પુસ્તકોમાંથી દોહન કરી એની રચેલી ટુંકી છતાં સાંગોપાંગ જીવનકથા. વીર-કથાને શોભે તેવી જ બલવાન લેખન શૈલીએ લખાએલી. શિવાજી મહારાજનાં વિધવિધ ચિત્રો સાથે કીં. ૦–૧૦–૦ ટ. ખ. ૦–૧–૬, પાનાં ૧૬૦.

**એશિયાનું કલંક** :–કોરિયા નામના એક ન્હાના પાડોશી દેશ પર સામ્રાજ્યવાદમાં અંધ બનેલા જાપાને કૂડી નજર કરીને તલવારનો દોર ચલાવ્યો છે અને કોરિયાની શસ્ત્રહીન છતાં મક્કમ પ્રજાએ આ વિદેશી સત્તાનો તિરસ્કાર કરી દારૂણ દુઃખોની બરદાસ્ત કરી છે. કોરિયાની જુગજૂની સંસ્કૃતિ, જાપાનનો છલભર્યો પગપેસારો, જાપાની સૈન્યના અકથ્ય દમન-દોર, ને તે સામે કોરિયાની મહિલાઓએ સુદ્ધાં માંડેલો જીવલેણ સંગ્રામ : એ બધાનાં સાચાં શબ્દચિત્રો આંકતી આ સચિત્ર શૌર્ય–કથા છે. કીં. ૦–૧૦–૦ ટ. ખ. ૦–૧–૬ પાનાં ૧૩૮

**રાજમુગટ** :–ટુંકી- કથાઓના ક્ષેત્રમાં અદ્વિતીય ગણાએલા, ‘તણખા ’ના લેખક શ્રી. ધૂમકેતુની રચેલી આ નવલ–કથામાં પેમલા–પેમલીની વેવલાઇ નથી, અથવા તો અરેબીયન નાઇટસની ફુરસદીયા અદ્ભૂતતાઓ નથી. એમાં રજવાડાનાં સડેલા તંત્રનો–ઘણા ખરા રાજ્યોને બંધબેસતો વાસ્તવિક ચિતાર છે અને એવી પાશવતાઓમાં રમતા રાજમુગટોને ધૂળમાં રોળવા માથાં મેલનાર ક્રાંતિવાદી નવયુવકોની સૃષ્ટિ સરજાઇ છે. મૂલ્ય ૦–૧૨–૦ : પાનાં ૨૧૦ : ટ. ખ. ૦–૨–૦

**રાણા પ્રતાપ** :–બંગાળી નાટ્ય–સમ્રાટ દ્વિજેન્દ્રલાલ રૉયનાં પંદર વીસ નાટકો પૈકી વીણેલી આ બે સર્વોત્તમ કૃતિઓ છે. મેવાડી

મહારાણા પ્રતાપનું મહોજ્જવલ ચરિત્ર અને મુગલ શહેનશાહ શાહ-જહાંની મહા કરૂણ મનોવ્યથાઓ : અકબરના સામ્રાજ્યવાદનું મોટું તર્કટ અને ઔરંગઝેબનું યુક્તિભર્યું કુલનિકંદન : અધોભ્રષ્ટ રાજપૂતોના રણવાસમાં ધર્મ -જાગૃત રજપૂતાણીઓને મુગલ જનાનાની નિર્દોષ સુંદર સુશિક્ષિત રસિકાઓ: ભ્રાતૃપ્રેમ, દંપતિપ્રેમ અને પ્રભુ–શ્રદ્ધાની અંદર ઉપજતાં તુમુલ તોફાનો : સ્વદેશભક્તિ અને સ્વાર્થાંધતા વચ્ચેનાં સંગ્રામો : એવાં અનેક તત્વોની કલામય મેળવણીમાંથી નીપજાવેલાં આ બે નાટકો ઠેર ઠેર શાળાઓ, કોલેજો, કલબો અને કલા મંડ-ળીઓમાં રસભેર ભજવાઈ રહ્યાં છે. કીં ૧–૦–૦ ટ. ખ, ૦–૨–૦ પાનાં ૨૩૫

**શાહજહાં**: કીં. ૦–૧૦–૦, પાનાં ૧૧૦. ટ. ખ. ૦–૨–૦

**દેશબંધુ**—સ્વ. દેશભકત ચિત્તરંજન દાસના જન્મથી માંડી એમની સમાજીક, સાહિત્યવિષયક અને રાજદ્વારી જીવન–પ્રવૃત્તિઓની ઝીણી ઝીણી રેખાઓ આંકતી, ગુજરાતીમાં પ્રથમ પહેલી ને એકલી અટૂલી જીવનકથા: એમની ભવ્ય કાવ્ય–કૃતિ સાગર–સંગીતનું ભા-ષાન્તર: એમની સ્મશાનયાત્રા સુધીની અનેકવિધ તસ્વીરો. કીં. રૂ. ૧–૦–૦ પાનાં ૨૧૦ ટ. ખ. ૦–૨–૦

**સત્યવીર શ્રદ્ધાનંદ**—મહર્ષિ દયાનંદનો ઝંડો ઉઠાવી લઈ દેશોદ્ધારના અનેકવિધ રણક્ષેત્રોમાં યુદ્ધ ખેલનાર અને પોતાની પ્રમા-ણિક માન્યતાઓને ખાતર એક ધર્માંધ મુસ્લીમની છુરીને પ્રાણ–રકત દેનાર એ પુરૂષસિંહની આ જીવન–કથામાં એના ગૃહ–સંસારનાં ગુપ્તમાં ગુપ્ત અને મહા પાવનકારી પ્રસંગ–વર્ણનો છે. દરેક મહાપુરૂષને સૃજવામાં એની સ્ત્રીનો હાથ કેટલો છુપો રહી કામ કરી રહ્યો હોય છે તે શ્રદ્ધાનંદજી સ્વમુખેથી જ વર્ણવી બતાવે છે. કીં. ૦–૮–૦ પાનાં ૧૩૨ ટ. ખ. ૦–૧–૬

**વેણીનાં ફુલ**:—જૂના ઢાળોમાં નવાં રચેલાં ગરબા—ગીતો, હાલરડાં ને જોડકડાં : ગૃહપ્રેમ, શૌર્ય અને પ્રકૃતિપ્રેમના નિર્મલ

સૂરો : ન્હાના ભાઈ-બ્હેનોની જીભપર રમવા લાગે તેવી સરલ લલિત શબ્દગુંથણી, 'તલવારનો વારસદાર, બેનીબાની આંખડી, સૂરજ ધીમા તપો, બેન હિન્દવાણી, દાદાજીના દેશમાં,' વગેરે ગીતો એક જ વર્ષમાં ગુંજાતાં થયાં છે. મૂલ્ય ૦-૪-૦ ટ. ખ. ૦-૧-૦

**હાલરડાં**:—જૂના યુગની નિરક્ષર લેખાતી માતાઓ સંતાન નાનાં હોય ત્યારથી એને ગીતો સંભળાવતી ! પારણાની દોરી ખેંચતી કાવ્યના પ્રથમ પાઠો પઢાવતી. એવાં સ્વયંસ્ફુરિત કાલાઘેલાં બાલગીતો અને જગતની અન્ય જનેતાઓના વાત્સલ્ય સૂરો સાથે સરખામણી કરતો પ્રવેશક મૂલ્ય ૦-૪-૦ ટ. ખ. ૦-૧-૦

**હંગેરીનો તારણહાર**:—બહાદૂર હંગેરીયનોને છ઼ગથી પોતાના પગ નીચે ખુંદનાર આસ્ટ્રીયન સલ્તનતનું પરિબલ વગર શસ્ત્રે કેવળ અસહકારથી તોડનાર એકલવીર ફ્રાંસીસ ડીકની રોમાંચક જીવનકથા મૂલ્ય ૦-૮-૦ પૃષ્ટ ૧૧૦ ટ. ખ. ૦-૧-૬

**કોઈનો લાડકવાયો અને બીજાં ગીતો**:-( લેખક:—રા. ઝવેરચંદ મેઘાણી ) આ પુસ્તક લેખકે પોતાના જેલ નિવાસ પછી જાતી અનુભવને અંગે પ્રસિદ્ધ કરેલ યુદ્ધ ગીતો તથા એ પ્રસંગને અનુસરતા ગીતોનો સંગ્રહ છે. પ્રત્યેક પત્રકારે તેની પ્રશંશા કરેલ છે. તેમાં મૃત્યુનો ગરબો, ઝંડા વંદન વિગેરે ગીતો એવાં આકર્ષક છે કે તે અનેકવાર વાંચ્યા છતાં હાથમાંથી મૂકવાનું મન થતું નથી.કીં.૦-૬-૦

**છેલ્લો કટોરો**:-મહાત્માજીની લંડનની વિદાય વખતે સુપ્રસિદ્ધ કાઠિ૦ કવિ. શ્રી. ઝવેરચંદ મેઘાણીએ જે ભાવવાહી કાવ્ય મહાત્માજીને ભેટ ધર્યું હતું તેની નોંધ 'નવજીવન'ને પાને શ્રી. મહાદેવભાઇએ પ્રકટ કરી છે. એ કાવ્ય આ પુસ્તિકારૂપે પ્રકટ કરવામાં આવેલ છે. મૂલ્ય રૂા. ૦-૦-૬.

**મીસરનો મુક્તિ સંગ્રામ**-(ખંડ પહેલો) ભારત વર્ષ જેટલી જ પુરાતન સંસ્કૃતિ ધરાવનાર આદેશ ઉપર યુરોપી પ્રજાઓએ વર્તાવેલા સિતમોની અને છેવટે બ્રિટને કૂડકપટથી મીસરની વીર પ્રજાને રોળી

નાખ્યાની કથા. મિસરી રાષ્ટ્રધર્મનો ખાનદાન વીરતાનો ઉજ્જવળ ઇતિહાસ કીં. ૦-૧૨-૦

**ચિતાના અંગારા**--આ પુસ્તકમાં શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લખેલી હિન્દુ સંસારના ગૃહજીવનની અદભુત રોમાંચક કથાઓ જરૂર તમારા હૃદયને હચમચાવી મુકશે. કીં. ૦-૪-૦ ટ. ખ. ૦-૧-૦

**બહારવટીઓ જોગીદાસ**-સાચા બહારવટે નીકળી પડેલા આ બહારવટીયાનું જીવન વૃત્તાંત તમે એકવાર વાંચવા હાથમાં લીધા પછી પડતું નહિ મુકો ૦-૪-૦ ટ. ખ. ૦-૧-૦

**ઓળીપો અને પ્રેમકથાઓ**--આ પુસ્તક પણ શ્રી. ઝવેરચંદ મેઘાણીની કલમનો પ્રાસાદ પીરસે છે. જરૂર ખરીદો. ૦-૪-૦

---

# શિષ્ટ સાહિત્ય.

**જય ગુજરાત**-( લેખકઃ શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી) તેરમી સદીના ગુજરાતનો ઇતિહાસ આ પુસ્તકમાં રમ્ય નવલકથા રૂપે રજુ થયો છે. ઉપોદ્દ્ઘાત શ્રી. જયકૃષ્ણવર્માએ લખ્યો છે, જેમાં તેઓ લખે છે " ઐતિહાસિક વસ્તુ સાથે કલ્પનાને એવી રીતે સાંકળી લીધી છે કે ઇતિહાસના અભ્યાસી ન હોય એવા સામાન્ય વાચકને એમણે રચેલાં પાત્રો કલ્પિત છે કે કેમ તેનો ભાગ્યેજ ખ્યાલ આવે. એટલા પૂરતી આ નવલકથાની સફળતા વિશેષતઃ આંકી શકાય.' સાક્ષર શ્રી. છગનલાલ પંડયા લખે છે કેઃ " અતિઆદરણીય ગ્રંથ પ્રસિદ્ધ કરીને આપણા સાહિત્યની લેખકે જેવી સેવા કરી છે તેવી નિરંતર કરતા રહે." ગાંડિવ પત્રનો અભિપ્રાયઃ " ગુજરાત 'જય ગુજરાત' ને અવશ્ય સત્કારશે," **બહુરૂપી** નો અભિપ્રાયઃ " વસ્તુ ગુંથણી મજાની છે અને ભાષાની સરળતા સામાન્ય વાચકને પણ આકર્ષે છે." **એઘડી મોજ**નો અભિપ્રાયઃ "આ

કથાની ભાષાશૈલી સરળ અને હૃદયંગમ હોઇ પુસ્તક વાંચવા યોગ્ય છે." કિંમત રૂા. ૧-૮-૦ વી. પી. થી રૂા. ૧-૧૪-૦

**નવદંપતીને શિખામણ**—( લે. શ્રી. ચુનીલાલ—શાહ ) અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવ, વિહારનો અતિયોગ, વાંઝીયાપણું, ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ સંબંધી અજ્ઞાન ઈત્યાદિ કારણોને લીધે અનેક નવ-દંપતીઓનો ગૃહસ્થાશ્રમ જીવતાં નરકાવાસ ભોગવવા જેવો જણાઇ આવે છે. સર્વ પ્રકારની શિખામણો, આહાર વિહારના સ્પષ્ટ નિયમો, દરદોનાં લક્ષણો અને તેની સમજ, દર્દોના ઘરગથ્થુ ઉપાયો વગેરે સર્વ કોઈ વિષયો આ પુસ્તકમાં સ્ત્રીઓ પણ સમજે તેવી સરલ ભાષામાં સમાવેલા છે. જુવાની આવવાનો સમય અને તેનાં ચિહ્નો, સુવાનું સ્થળ અને રીત, સ્ત્રીસમાગમ સંબંધી નિયમો અને તેના સારા માઠા પ્રકાર સંબંધી સમજણ, કેટલીક કુટેવો અને તેનાં માઠાં પરિણામો, સ્ત્રીના સૌન્દર્ય સંબંધી વિગતો, ઋતુની શરૂઆત અને માસિક ઋતુ ઋતુ સંબંધી દર્દો અને તેના ઉપાયો, જુવાન સ્ત્રીઓને થતો હિસ્ટીરિયા, તેનાં કારણો અને તે મટાડવાના ઉપાયો, પુરૂષનું વીર્ય અને સ્ત્રીના આર્તવ સંબંધી સમજુતી તથા તેનો ઉપયોગ, ગર્ભસંચાર સંબંધી સમજણ અને તે જાણવાની રીત, વંધ્યત્વ પ્રાપ્ત થવાનાં કારણો અને તેના ઉપાયો, સગર્ભાવસ્થામાં રાખવી જોઈતી સંભાળ, ગર્ભ ધારણ થયો હોય તો તે ઓળખવાની રીત, ઇત્યાદિ તેમાં આપવામાં આવેલ છે. પૃષ્ટ ૩૨૦ કીં. ૨-૪-૦

**અદ્ભુત ડિટેકટીવ**:-ડિટેકટીવની વાર્તાઓથી સુપ્રસિદ્ધ થયેલા 'બહુરૂપી'ના તંત્રી શ્રી. ચંદુલાલ જેઠાલાલ વ્યાસની કલમથી લખાએલ આ એક ડિટેકટીવ પુસ્તક છે. કીં. ૦-૮-૦

**રાસરમણા**:-(લેખક. શાંતિકુમાર પંડયા.) લોકગીતો, સામાજિકગીતો તથા રાષ્ટ્રીયગીતો તથા રાસોનો મળી આશરે પચીસ ભાવવાહી ગીતોનો સંગ્રહ છે. કીં. રૂ. ૦-૧૧-૦

**પુરસ્કાર અને બીજી વાતો**–ટુંકી ટુંકી વાર્તાઓનો આ એક હિંદી અનુવાદ છે. આ પુસ્તકમાં એકંદર નવ વાર્તાઓ આપવામાં આવી છે. પૃષ્ઠ સંખ્યા. ૬૪ મૂલ્ય. રૂ ૦–૬–૦

**પરિણીતા**–બંગાળી નવલકથાકાર શ્રી. શરદ બાબુની એક ટુંકી અને સુરેખ સામાજિક નવલકથાનો આ એક સુંદર અનુવાદ છે. મૂલ્ય રૂ. ૦–૮–૦

**જીવનનું રહસ્યઃ**–રશીઆના મહાન ફીલસુફ અને વિચારક મહાત્મા ટોલસ્ટોયની ચૂંટી કાઢેલી નવ નવલિકાનો આ એક સંગ્રહ છે. પૃષ્ઠ સંખ્યા. ૧૧૨ કીં. રૂ. ૦–૮–૦

**સ્વૈરવિહારઃ**–(લેખક. શ્રી રામનારાયણ પાઠક) જીવનના વિવિધ પ્રશ્નોપર ગંભીરતાથી અને છતાંએ હાસ્યરસિક શૈલીથી લખાયેલા લેખોનો સંગ્રહ. પૃષ્ઠ સંખ્યા ૨૫૦ મૂલ્ય. રૂ. ૧–૮–૦

**દ્વિરેફની વાતોઃ**–(લેખક શ્રી. રામનારાયણ પાઠક) સામાજિક તેર વાર્તાઓનો આ એક સંગ્રહ છે. પૃષ્ઠ ૨૧૬, કીં. ૧–૪–૦

**જીવનનાં** દર્દઃ–મૂળ લેખક પ્રેમચંદજી. સામાજિક જીવનને સ્પર્શ કરતાં વિવિધ વિષયો ઉપર મનોવેધક શૈલીમાં લખાયેલી સુંદર વાર્તાઓનો સંગ્રહ. પૃષ્ઠ ૨૦૦ કીં. ૧–૪–૦

**પ્રેમનો** દંભઃ–(મૂળ લેખક મહાત્મા ટોલસ્ટોય) લગ્નનું શું રહસ્ય છે અને આજના લગ્નોમાં કેવો વિષયી પ્રેમ હોય છે તેનો સુંદર ચિતાર આપતું પુસ્તક. કીં ૧–૪–૦

કયે **રસ્તે ?**–આ એક સામાજિક પુસ્તક હોઈ તેને સુંદર તેમજ કલામય બનાવવામાં આવ્યું છે. જુદા જુદા આઠ ચિત્રો આપવામાં આવ્યાં છે. કીં. ૧–૮–૦

**ભારત પૂણ્ય પ્રવાસઃ**–ચિત્રકાર શ્રી. કનુ દેસાઇ. છેલ્લા બાર માસમાં લડાએલા જગ પ્રસિદ્ધ હિંદ સ્વાતંત્ર્યની લડતમાં સુંદર અમર થવા યોગ્ય બાર પ્રસંગો દર્શાવતું આ એક આલબમ છે. અનેક વર્તમાનપત્રોએ તેની મુકતકંઠે પ્રશંસા કરેલ છે. કીં રૂ ૧–૦–૦

**ગાંધી મણીમહોત્સવાંકઃ**—ગુજરાતના વિચારકો, કાર્યકર્તાઓ અને લેખકોના સહકારથી તૈયાર થયેલો મહાત્માજીના જીવન કાર્યની મીમાંસા કરતો પ્રસ્થાને બહાર પાડેલો ખાસ અંક છે. કીં રૂ. ૧–૪–૦

**કાકાની શશીઃ**—શ્રી, કનૈયાલાલ મુનશીની કલમે લખાયલું આ એક સુંદર નાટક છે. કીં. રૂ. ૧–૪–૦

**કુદરત અને કળાધામમાં વીસ દીવસ**—"આવું પુસ્તક ગુજરાતના જનસમાજની કેળવણીમાં અતિ ઉપયોગી તત્વ આપનારૂં થઈ ડશે. તેમાં વર્ણવેલી વીસરાતી સંસ્કૃતિ અને ભારતનાં ભવ્ય દર્શનોની હકીકત અનેકને એ તરફ આકર્ષણ કરશે જ. સુરૂચી ધરાવતા નાગરિકો આ પુસ્તક ભેટ કે ઇનામ માટે આપે લે તો તેના પ્રચારને બહુજ સહાય મળે." (શ્રી. રવિશંકર રાવળ)

**ફુઇબા કાકીઃ**—શ્રી. જાગીરદારના હસ્તે લખાયેલું આ એક સુંદર હાસ્યરસનું પુસ્તક છે. આખુંએ પુસ્તક એકવાર હાથમાં લીધા પછી પુરૂ વાંચ્યા વિના મૂકવું ગમતું નથી. પાકું પુઠું પૃષ્ઠ સંખ્યા ૨૨૫, મૂલ્ય. રૂ ૧–૮–૦

**આહુતિઃ**—સુપ્રસિદ્ધ હિંદી નવલકથાકાર શ્રી. પ્રેમચંદજીની સુંદર વાર્તાઓનો આ એક સંગ્રહ છે. કીં. રૂ. ૦–૮–૦

**આશાની ઈમારતઃ**—(લેખક શ્રી. ચાંપશી વી. ઉદેશી.) આ પુસ્તકમાં લેખકે નારી હૃદય ઉકેલવાનો પ્રયાસ કર્યો છે. પુરૂષ હૃદયની અર્ધસ્થિરતા તેમજ દૃઢ આદર્શ પુરૂષની સ્થિરતા વિગેરે સુંદર શૈલીમાં આલેખવામાં આવ્યાં છે. કીં. રૂ ૦–૧૨–૦

**ધુમ્રશીખાઃ**—શ્રી. સીતાદેવી પ્રણિત નવલીકાઓ ઉપરથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં હિંદુ સામાજિક જીવનના ઉંડાણમાં ઉતરવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે. પાત્રોનાં નામ ગુજરાતી અને ધામો પરિચિત યોજી વાતાવરણ ઠીક ઉત્પન્ન કર્યું છે. પૃષ્ઠ ૨૧૨ પાકું પુઠું મૂલ્ય રૂ. ૧–૪–૦

**સંપૂર્ણ દારૂનિષેધઃ**–દારૂનિષેધ સંબંધમાં મહાત્માજીએ લખેલા કેટલાક લેખનો આ એક સંગ્રહ છે. પૃષ્ઠ ૧૮૦ કીં. ૦–૮–૦

**ઈલુરાનાં ગુફામંદિરોઃ**–ઈલુરાની સુપ્રસિદ્ધ ગુફાઓ તથા તેનાં દૃશ્યોનું વિવેચનાત્મક તુલના કરતું આ એક પુસ્તક ૭ ચિત્રો સહિત પ્રસિદ્ધ કરવામાં આવેલું છે. કીં. ૦–૮–૦

**મોતીનાં તોરણ:**–સ્ત્રીઓને વિવિધ પ્રકારનાં તોરણો ભરવાની અનેક રીતો દર્શાવતું આ એક ઉપયોગી પુસ્તક છે. ભા ૧ લો તથા ૨ જો બંને મળી મૂલ્ય. રૂ. ૨–૦–૦

**ટહૌકાઃ**—રા. દેશળજી પરમારનાં ચૌદ બાળ કાવ્યોનો આ એક વિવિધ રંગમાં છપાએલો સુંદર સંગ્રહ છે. દરેક ગીતને અનુસરતાં સુંદર ચિત્રો બાળકોને ખૂબ ગમી જાય તેવાં છે. કીં. ૦–૫–૦

**ઓલીઆની આરસીઃ**–લેખક અગ્નિકુમાર. આ પુસ્તકમાં લેખકે હાસ્યરસના ફુવારાઓ છોડતી અનેક વાતો લખી છે, જે વિષે સાપ્તાહિકો અને માસિકોના વિદ્વાન તંત્રીઓએ વખાણ કર્યાં છે. કીં રૂા. ૦–૧૨–૦

**પડછાયા:**–(લેખક ધૂમકેતુ) નવલકથાઓના સિદ્ધહસ્ત લેખકની વધુ વર્તાઓનું આ પુસ્તક છે. વાંચનારાઓએ તે વખાણ્યું છે કિં રૂા ૦ાા

**ધ્રુવ સ્વામિની દેવી:**-શ્રી. કનૈયાલાલ મુન્શીએ લખેલુ એક ઐતિહાસિક નાટક છે. કિં. રૂ. ૧ા

**હાથીના દાંત**-(લેખક શ્રી પુરૂષોત્તમ ત્રિકમદાસ, બેરીસ્ટર.) વ્યભિચારી પતિની પત્નીએ કેવી રીતે કામ લેવું એ સંબંધમાં ચર્ચા જગાડતું રમતીઆળ શૈલીમાં લખાયલું આ નાટક છે. કિં રૂા ૧

**રૂપેરી રાજહંસ** (લેખકઃ–શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી) આ એક અદ્ભુત રસભરી ડીટેક્ટિવ નવલકથા છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય પાછી મૂકવાનું મન થાય નહી એવી ચમત્કારિક વસ્તુસંકલના એમાં જણાશે. કી. રૂા. ૧–૮–૦

**શ્રી. અરવિંદ ઘોષના પત્રો**—શ્રી. અરવિંદ ઘોષના મકાનની ઝડતી લેવામાં આવેલી તે વખતે મળી આવેલા ત્રણ પત્રો તથા તેમણે ઇ. સ. ૧૯૨૦માં શ્રી. બારીન્દ્ર કુમાર ઘોષ ઉપર લખેલા પત્રનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પૃષ્ઠ ૪૦ કીં. ૦–૨–૦

**સ્વરાજ્યનાં ગીતો**—જુદા જુદા રાષ્ટ્રીય ગીતો તથા રાસોનો સંગ્રહ પૃષ્ઠ સંખ્યા ૧૭૨ મૂલ્ય રૂા. ૦–૧૦–૦

**રાસપુંજ**—વિવિધ પ્રકારના સ્ત્રીઓપયોગી રાષ્ટ્રીય તથા સામાજિક રાસોનો આ એક સુંદર સંગ્રહ છે. પૃષ્ઠ ૫૬. કી. ૦–૬–૦

**વીરાંગનાની વાતો**—ભારત માતાની ગોદમાં અનેક સ્ત્રી રત્નોની જીવનકથા આપણે વાંચી હશે. આ પુસ્તકમાં એવીજ અપૂર્વ હિંમત તથા સાહસના પંથે વીચરતી વીર રમણીઓનાં બલીદાન તથા વીરતાનો ઇતિહાસ આપેલો છે. પુસ્તકમાં આકર્ષક ૮૦ચિત્રો આપેલાં છે. પૃષ્ઠ ૩૫૦ કીં. ૨–૮–૦ હરેક રીતે યોગ્યજ છે.

**વીરની વાતો**—( ત્રણ ભાગ ) આ ત્રણે દળદાર પુસ્તકોમાં વીર રસથી ભરપુર એવી અનેક અવનવી વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. દરેક ભાગમાં રંગબેરંગી સંખ્યાબંધ ચીત્રો મુકવામાં આવેલાં છે. દરેક ભાગની કીં. રૂા. ૨–૮–૦ ઘરમાં વસાવવા યોગ્ય છે.

**ઉંધીયું**—(બે ભાગ) હાસ્યરસના ઈજારદાર શ્રી. જાગીરદારની કલમથી લખાયલું આ પુસ્તક જરૂર તમને હાસ્યરસમાં ગરકાવ કરી નાખશે. કીં. દરેક ભાગની ૧–૮–૦

**ફૈઈબાકાકી**—આ પુસ્તક પણ શ્રી. જાગીરદારના હસ્તે લખાયલું છે. તેમાં પણ તમે હાસ્યની સારી જમાવાટ જોશો. કીં. ૧–૮–૦

**વિનોદ વિહાર**—( લે. ધનસુખલાલ મહેતા ) આ પુસ્તક સચિત્ર તથા હાસ્યરસથી ભરપુર હોઇ જરૂર તમને વાંચ્યા વિના મુકવું નહિ ગમે. કીં. ૨–૮–૦

આ ઉપરાંત બીજાં હાસ્યરસીક તથા સામાજીક તથા ડીટેકટીવ પુસ્તકો નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| મસ્ત ફકીરની મસ્તી | રૂા. ૨–૦–૦ |
| બોઘાના બખેડા | „ ૧–૦–૦ |
| હાસ્ય વિહાર | „ ૩–૦–૦ |
| વિનોદ વાટીકા | „ ૨–૦–૦ |
| હાસ્યકુંજ | „ ૧–૪–૦ |
| રસનાં ચટકાં | „ ૧–૪–૦ |
| દાલ ચીવડાની વાર્તાઓ | „ ૧–૮–૦ |
| બીરબલનો હાસ્યભંડાર | „ ૨–૮–૦ |
| દેવોને ખુલ્લા પત્રો | „ ૧–૪–૦ |

**અ. સૌ. કુમારી**—એક કુમારી સૌભાગ્યવતી વિધવાની કરૂણ કથા જેમની વચ્ચે વય તેમજ વિચારોનું અંતર હોય છે તે એકબીજાને વફાદાર છતાં તેમનું આંતરિક જીવન કેવું નિરાળું અને અકારૂં રહે છે તેનું આમાં સચોટ ચિત્ર દોરાયું છે. શ્રી. કનુ દેસાઇનાં પાંચ ચિત્રો પાનાં ૨૦૦. કીં. ૧–૦–૦

**મદન મંદિર:** (લે. યશવંત પંડયા) કૃષ્ણ અને કુબ્જા, શંકર અને મોહિની, વિષ્ણુ અને વૃંદા, બ્રહ્મા અને સરસ્વતી વચ્ચેનાં પુરાણુ-સિદ્ધ પ્રસંગોનાં નાટકો. આપણા દેવો પણ મનુષ્યમાંથી જ દેવો થએલા તેની આમાં આકર્ષક રીતે ઝાંખી કરાવવામાં આવી છે સુંદર રૂપરંગ પાનાં ૧૨૫ કીં. ૦–૧૦–૦

**પતંગીયાં**--બાળકો હોંસથી ગાય એવાં ટુંકાં ટુંકાં સરળ શબ્દોનાં ગીતોનો આ સંગ્રહ છે. પુસ્તકને આખું કળાની દ્રષ્ટિએ તૈયાર કરવામાં આવ્યું છે કીં. ૦–૧૦–૦

**બાળવાર્તાવલી** ( બે ભાગ–સંપાદક સૌ. હંસા મહેતા. ) આ પુસ્તક બાળકોને એકવાર હાથમાં લીધા પછી મુકવું ગમે તેમ નથી. ટુંકી ટુંકી રસીક વાર્તાઓ સચિત્ર હોઇ આકર્ષક છે. કીં. દરેક ભાગનો દોઢ રૂપીઓ.

**સ્કાઉટીંગ અને બીજી વાતો**—સ્કાઉટીંગમાં રસ ધરાવનાર દરેક વ્યક્તિએ આ પુસ્તક મનન કરવા યોગ્ય છે કીં. રૂા. ૧–૦–૦

**કિરીટ અને બીજી વાર્તા**—કિરીટની લાંબી રસમય વાર્તા 'કુમાર'માં પ્રકટ થયેલી તે તથા બીજી ૭ વાર્તાઓનો આ સંગ્રહ છે. પુસ્તક સચિત્ર હોઇ તેની કીં. રૂા. ૧ છે.

**હિંદ પર્યટન**—દક્ષિણ હિન્દ, આંધ્ર, રજપુતાના, સીંધ, આસામ, નેપાળ વિગેરે ભારતદેશનાં સ્થળોની માહિતી આ પુસ્તક પુરી પાડે છે. મુસાફરી કરનારાઓને આ પુસ્તક ઘણી બાતમીઓ આપતું હોઈ ઉપયોગી થઇ પડે તેમ છે. પૃષ્ટ ૩૫૦ કીં. ૩–૮–૦

**પચાસ વર્ષ પછી**—( લે. શ્રી. રામનારાયણ પાઠક ) અહિંસા પરમોધર્મનો સિદ્ધાન્ત સુચવતું આ પુસ્તક ઘણું આકર્ષક નીવડે તેમ છે. જરૂર ઘરમાં વસાવો પૃષ્ટ ૨૦૦ કીં. રૂા. ૧–૦–૦

**દુઃખી હિન્દ**—સ્વ. લાલા લજપતરાયે 'Unhappy India ના લખેલા પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. આ પુસ્તકમાં સ્વ. લાલાજીએ અમેરીકાની લેખીકા મીસ મેયોને જવાબ આપ્યો છે એટલું જ નહિ પરંતુ હિન્દની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિનો ચીતાર રજુ કર્યો છે. કીં. રૂા. ૪–૦–૦

**ત્રિવેણી અને બીજાં નાટકો**—બાળકો સારી રીતે ભજવી શકે એવાં સુંદર બાલ નાટકોનો આ એક સંગ્રહ છે. ઘણે સ્થળે તે ભજવાય છે. કીં. પાંચ આના.

# "ઇશુ અને ગાંધી" વિષે વર્તમાન પત્રો

'આ પુસ્તકમાં મહાત્માગાંધીજી તથા ઇશુના જીવન વચ્ચે સામ્ય દર્શાવવાનો એક સુંદર પ્રયાસ કરવામાં આવ્યો છે. આખું પુસ્તક ઉંચા આર્ટપેપરમાં ઘણુંજ કલાત્મક દ્રષ્ટિએ છપાયલું હોઈ વાચકવર્ગનું સ્હેજે ધ્યાન આકર્ષે છે. બન્નેના જીવનના વિવિધ પ્રસંગોનાં સામ્ય દર્શાવતા સુંદર ફોટાઓ અને દરેક પૃષ્ટની નીચે કલાત્મકરીતે ગોઠવવામાં આવેલાં સુવર્ણોપદેશામૃતો ખરેખર સર્વ કોઇને રંજીત કરે છે. પુસ્તકનું મુખપૃષ્ટ ત્રિરંગી હોઇ તેમાં કનુ દેશાઈની કલાકૃતિ અને તેમાં પણ ઈશુનો ક્રોસ, મહાત્માજીનો રેંટીઓ, તકલી અને રાષ્ટ્રધ્વજની ગુંથવણી એવી આકર્ષક રીતે કરવામાં આવી છે કે તે જોતાંજ નયનો તૃપ્ત થાય છે. આખુંય પુસ્તક સર્વાંગ સુંદર હોઇ તેની કીંમત ચાર આના હરેકરીતે યોગ્ય છે." ( સર્જાતું સાહિત. )

" આ નાનકડી સુંદર ચોપડીમાં ઈસુખ્રીસ્ત તથા ગાંધીજીના જીવનમાંથી સમાન ઘટનાઓ તારવીને તેના વિવરણ સાથે તેની તસ્વીરો આપેલી છે. બન્ને પુરૂષોત્તમ વચ્ચે સંક્ષેપમાં દોરાયલું આ સામ્ય વાંચનારના અંતઃકરણોમાં ગંભીર આલ્હાદ સીંચે છે. પ્રયોજકે એ આખી ભાવનાસૃષ્ટિને કલામય સ્વરૂપે રજુ કરી છે." (સૌરાષ્ટ)

" આર્ટ પેપર પર છપાયલું આ પુસ્તક સર્વ કોઇને પસંદ પડે તેવું છે. છતાં તેની કીંમત ચાર આના રાખવામાં આવી છે. શ્રી. કપીલપ્રસાદે ટુંક સમયમાં સારાં અને ઉપયોગી પુસ્તક પ્રકટ કરવા માંડયાં છે. અને તેમનાં બીજાં પુસ્તકોની માફક આ પુસ્તક પણ જનસમાજ વચ્ચે આવકાર દાયક થઈ પડવું જોઇએ.'' (મુંબઇ સમાચાર)

આ ઉપરાંત 'પ્રજાબંધુ' 'ગુજરાતી પંચ' 'સાંજવર્તમાન' ઇત્યાદિ વર્તમાનપત્રોએ પણ ઘણાજ ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યા છે. કીં. ચાર આના ટપાલ ખર્ચ એક આનો અલગ.

પ્રકાશક,

| | |
|---|---|
| રતનપોળના નાકે | કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે |
| ગાંધી રોડ, અમદાવાદ. | ન્યુસ એજન્ટ, બુકસેલર એન્ડ પબ્લીશર |

# " ફુત્કાર વિષે વર્તમાનપત્રો—

ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક રા. ચુનીલાલ વર્ધમાન શાહની કસાયલી કલમથી લખાયલી નવલિકાઓનો આ સંગ્રહ છે. સુંદર કાગળ, ૮૦ પૃષ્ટો છતાં કીં. ટ. ખ. સાથે પાંચઆના

'આ છએ વાતો વાંચનારને જરૂર આનંદ થશે. અને એ આનંદ કેવો ? આનંદ આનંદના પણ પ્રકાર હોય છે. ટુંકી વાતોમાં અમુક જાતનો જેવો આનંદ જોઇએ તેવો આમાંની દરેકમાં વસેલો છે. ટુંકી વાત એટલે લીંબુની મીઠી ગોળી–લેમનડ્રોપ. એ ગોળી જેવી રીતે મોંમાં પથરાય એવી રીતે સારી અને સફળ ટુંકી વાતે મનુષ્ય હૃદયમાં પેસારો કરવો જોઇએ. ભાઈ ચુનીલાલની વાતોમાં આવી જાતની આબાદ સફળતા આપણે જોઇએ છીએ......વાતો લખવાની એમની પદ્ધત પણ વખાણવી પડે " (સાહિત્ય)

'પ્રકાશકે સમાજને આવું બોધક નવલિકા સાહિત્ય પ્રમાણમાં સસ્તી કીંમતે પીરસી ગુજરાતી વાચકોની સેવા બજાવી લેખાશે.' ( પ્રજાબંધુ )

'ગુજરાતના એક પ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની છ સુંદર નવલિકાઓની આ ગુંથણી છે. ઉર્મીના આવેશમાં લખાએલી એ છએ નવલિકાઓ વાંચનારનું ચિત આકર્ષે છે અને પુસ્તકમાંની છએ નવલિકાઓ પુરી કર્યા સીવાય ઉઠવાનું મન થતું નથી. પુસ્તક ઘણું આકર્ષક અને રસમય છે. લેખકની શૈલીથી તો આજે આખો ગુજરાત પરિચિત છે એટલે તે વિષયમાં તો કાંઇપણ કહેવાનું રહેતું નથી. ગુજરાતના નવા સાહિત્યયુગમાં બીજાં પુસ્તકોની સાથે આને પણ સ્થાન મળે છે. તેનાં બાહ્ય અને આંતર લક્ષણો જોતાં તેની કીંમત ચાર આના વધારે પડતી ગણાય નહિ. "( સંદેશ )

"ચાર આનામાં પુસ્તક મફત જેવું છે ' (પ્રતાપ)

# રાષ્ટ્રીય સાહિત્ય

**મહાત્માજીની ૧૧ શરતો**—ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક દરેકે ઘરમાં રાખવા લાયક છે. મહાત્માજીએ સરકાર સમક્ષ રજુ કરેલી અગીઆર માગણીઓ વિગતવાર સમજાવવામાં આવી છે. કી. ૦–૪–૦

**સ્વતંત્રતાના સંદેશ** (લે કેશવ હ. શેઠ) સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે મરી મથનાર કેટલાક વીરોની છાયા ચીતરતું આ એક પુસ્તક છે પૃષ્ઠ ૮૦ કી ૦–૫–૦

**બાપુની કુચ**—નાના બાળકોના મગજમાં મહાત્માજીની પ્રવૃતિઓ આકર્ષક રીતે ઠસાવી શકે એવા પ્રકારનું આ એક ૪૦ પૃષ્ઠોનું પુસ્તક છે. દાંડી કુચનાં સંસ્મરણોનો ખ્યાલ બાળકબુદ્ધિમાં ઉતારી શકે એવી રીતે લેખકે સરળ ભાષામાં આલેખેલ છે. મૂલ્ય. રૂ ૦–૫–૦

**બેવડું પાપ યાને હિંદુસ્થાનની પાયમાલી**—આ પુસ્તકમાં અંગ્રેજ સરકારના તંત્રમાં હિન્દના ઉદ્યોગોની સ્થિતિમાં કેવી રીતે પરિવર્તન થયું તેનો, ચીનના વેપારના ઇતિહાસનો, તેમજ અંગ્રેજ સાથેના બીજા દેશોના વેપારનો ખ્યાલ આપવામાં આવેલો છે. પૃષ્ઠ ૮૦ કીં. ૦–૬–૦

**શહીદોની સૃષ્ટિ**—લેખક શ્રી સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. ભારતવર્ષની સ્વતંત્રતા માટે અનહદ ભોગ આપનાર શીખ વીરોનો લેખકે સુંદર ખ્યાલ આપ્યો છે. પૃષ્ઠ સંખ્યા ૫૦૦ કીં. રૂ. ૨–૦–૦

**દણુરસીઆના રાસ**—આ એક રાષ્ટ્ર કાવ્યોના સંગ્રહનું પુસ્તક છે જેમાં ‘ તકલીના તાર ’ ‘નવયુગની નારી ’ ‘ ભારતની કુજ’ વિગેરે કેટલાંક કાવ્યો પ્રેરણાનું પાન કરાવે છે. મૂલ્ય રૂ ૦–૬–૦

**મહાત્માજીના અંતરનાદ**—મહાત્મા ગાંધીજીએ જુદા જુદા પ્રસંગે આપેલાં ભાષણોમાંથી ખાસ ચુંટી કાઢેલા કેટલાક ફકરાઓનો સંગ્રહ છે. પૃ. ૮૦ કી. ૦–૪–૦

**બાપુજીના સંદેશા**–ભા. ૧ લો તથા ૨ જો. મહાત્મા ગાંધીજીએ છેલ્લી લડત દરમ્યાન યરોડા જેલમાંથી લખેલા પત્રોનો સંગ્રહ. કીં. ૦–૫–૦

**સૌભાગ્યની સાડી**–વિદેશી માલના બહિષ્કારને અને સ્વદેશીના પ્રચારને પોષતી આ એક નાની નવલિકા છે. મૂળ લેખક શ્રી. પ્રેમચંદજીની કૃતિ ઉપરથી અનુવાદ કરવામાં આવ્યો છે. કીં ૦–૧–૦

**સબરસઃ**—હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોનો મીઠા વેરાનો ઇતિહાસ, સરકારની તે વિષેની રાજ્યનીતિ તથા વેરાથી થતી હાની. વિગેરેનું મુદ્દાસર વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવેલ છે. પૃષ્ઠ સંખ્યા. ૧૬૦ કીં. ૦–૯–૦

**પંડિત જવાહિરલાલઃ**–આ પુસ્તકમાં પંડિત જવાહીરલાલ નેહેરૂના જીવનના વિવિધ પ્રસંગોનો તેમજ તેમની પ્રવૃતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. પૃષ્ઠ સંખ્યા આશરે ૮૦ મૂલ્ય રૂા. ૦–૫–૦

**પંડિત મોતીલાલ નહેરૂઃ**—આ પુસ્તકમાં પંડિતજીનાં બાલ્યકાળ, તેમનાં આંદોલનો તથા તેમના જીવનની અતિ ગૂઢ મિમાંસા કરવામાં આવી છે. મુખપૃષ્ટ ઉપર પંડિતજીનું ચિત્ર ઘણુંજ સુંદર રીતે છાપવામાં આવેલ છે. પૃષ્ઠ સંખ્યા ૮૦ મૂલ્ય રૂ. ૦–૫–૦

**ફાંસીઃ**—સુવિખ્યાત ફ્રેંચ લેખક વીકટર હ્યુંગોના એક અપ્રતિમ પુસ્તકનો આ અનુવાદ છે. આ અનુવાદ એમના માનસ શાસ્ત્રના અભ્યાસનો સુંદર ખ્યાલ આપે છે. ફાંસી પામેલા એક સજ્જનનું માનસ તે આપણી સમક્ષ ખડું કરે છે. કીં. ૦–૫–૦

**રાજ્ય આવક વેરો અને આપણી દરિદ્રતાઃ**–

લેખક શ્રી. જે. સી. કુમ્મારાપ્પા. આ સુપ્રસિદ્ધ હિંદના આર્થિક ઇતિહાસના પ્રખર લેખકના હસ્તે આ પુસ્તક આલેખવામાં આવ્યું છે. તે સરકારની જોહુકમીનો ખ્યાલ આપતું ઉચ્ચ કોટીનું પુસ્તક છે. કીં. ૦–૫–૦.

## સ્વરાજ્ય સેવકો:-

આ પુસ્તકમાં સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહીરલાલ, ભાલ-સિંહ, ગોપાળ કૃષ્ણ ગોખલે તથા વિજયસિંહ પથિકના જીવનનો આછો ખ્યાલ આપવામાં આવેલો છે. પૃષ્ઠ સંખ્યા ૬૦ કીં. ૦-૪-૦.

## વીરાંગનાઓની વીરહાક:-

આ પુસ્તકમાં છેલ્લી મહાન્ રાષ્ટ્રીય લડાઇ દરમ્યાન પૂ. કસ્તુરબા, શ્રી. હંસા બહેન, શ્રી કમળાદેવી ચટોપાધ્યાય, તથા શ્રીમતી સરલાદેવી વગેરે દેશ સેવિકાઓએ આપેલી કુરબાનીનું વર્ણન તથા ભાષણો વગેરે આપવામાં આવેલ છે. પૃષ્ઠ સંખ્યા ૫૦ કીં. ૦-૨-૬.

## વીર વિઠ્ઠલભાઇની ગર્જનાઓ:-

હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધમાં અપ્રતિમ ભોગ આપનાર વીર વિઠ્ઠલભાઈ પટેલનાં હૃદયસ્પર્શી ભાષણોનો આ એક સુંદર સંગ્રહ છે. પૃષ્ઠ ૭૦ કીં. ૦-૪-૦.

## હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ:-

ઈસ્ટ ઇન્ડીઆ કુંપનીએ હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો કેવી રીતે નાશ કર્યો તેનો સવિસ્તર ઇતિહાસ અંગ્રેજ લેખકો અને પાર્લામેન્ટની કમીટીઓ આગળ જુબાની આપનારા અંગ્રેજ લોકોના જ શબ્દોમાં આપે છે. 'નવજીવને' આ પુસ્તક માટે ઘણો સારો અભિપ્રાય આપ્યો છે. પૃ. ૬૪ કીં. ૦-૮-૦.

## બોમ્બયુગનું બંગાળા:-

આ પુસ્તકમાં બંગાળમાં બોમ્બને ધડાકે ઈંગ્રેજનો દોર તોડવા યુવકોએ મંડળો સ્થાપ્યાં, જાતજાતની તરકીબો રચી, ટ્રેનો ઉથલાવવાનાં, બંગાળના ગવર્નરનો પ્રાણ લેવાના ને તેગાર્તને જમલોક પહોંચાડવાના પ્લાનો કર્યા. એ બધું કેમ થયું, કેવી રીતે થયું, કેમ નિષ્ફળ ગયું ? એનો અતિશય રસભર્યો ઇતિહાસ આપેલો છે. કીં. રૂા. ૧.

**કાળાપાણીની કથાઃ-**

શ્રી. બારીન્દ્રઘોષ, ઉપેન્દ્ર બેનરજી, ઉલ્લાસકર વગેરે બોમ્બ-વાદીઓની આત્મકથાઓનો સમાવેશ થઈ જાય છે. બદમાશ બારી-સાહેબ પોતાને પરમેશ્વર માની કેદીઓને જાતજાતની કેટલી હેરાન-ગતી આપતો, કેદીઓ હડતાળે જતા, ભૂખમરો વેઠતા, ખડી હાથ-કડીએ લટકતા, લોહીના કોગળા કરતા, એ બધું તેમાં આપેલું છે. કીં. રૂ. ૧-૮-૦.

**હાય આસામઃ-**

આસામના ચ્હાના બગીચાઓની દિવાલો પાછળ ગોરા સાહેબો અને તેમના સાગ્રીત કાળા મુકાદમો કેવા કેવા જુલમો કરે છે તેનું જીવતુંજાગતું સાચું ચિત્ર ગિરીશ નામનો નાસી આવેલો મજૂર આ ચોપડીમાં રજુ કરે છે. કીં. રૂ. ૧).

**કલકત્તાનો કારાયુગઃ-**

આ પુસ્તક ૧૯૨૧ માં બંગાળામાં થયેલી પકડાપકડી અને ત્યાંની જેલોની સ્થિતિનો ચીતાર રજુ કરે છે. કીં. રૂ. ૧-૪-૦.

**પંજાબનું પ્રચંડ કાવતરૂંઃ-**

૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં બંગાળાના અને પંજાબના જુવાનોએ મળી બ્રિટીશ સલ્તનતને ઉથલાવી પાડવા મોટી તરકીબ રચી હતી. ઠેરઠેર લશ્કરને ફોડી નાંખ્યું, રાષ્ટ્રીય લશ્કર માટે પાટલૂનો શિવાઈ વાવટો થયો, છ છ ફુટ ઉંચા શીખો તૈયાર થયા. વિગેરેની અદ્ભુત કહાણી. કીં. ૧-૮-૦.

**નિહિલિસ્ટોના પંજામાંઃ-**

રૂશિયાને સ્વતંત્ર કરી તેની પ્રજાને ઝારની જહાંગીરીમાંથી. બચાવવા ઇચ્છનાર નિહિલિસ્ટ મંડળ ઝારના દીકરાને સકંજામાં લઇ પોતાનું ધાર્યું કામ કેવી રીતે પાર પાડે છે, એક રૂશિયન સ્ત્રી જાસુ-સની ખટપટોનો કેવો અંજામ આવે છે, એનું આબેહૂબ ચિત્ર. કીં. આના બાર.

### કાળું ગુલાબઃ-

બ્લેક ટયુલિપ નામની એની એક ઘણી સુરસ અને પંકાયેલી નવલકથાનો આ અનુવાદ હોલેંડમાં રાજક્રાન્તિ થયેલી તે વખતનું રમ્ય ચિત્ર રજુ કરે છે. કીં. રૂ. ૧-૮-૦.

### બ્રહ્માંડનો ભેદઃ-

( ભાગ ૧-૨ ) જુનાગઢના ડો૦ પ્રતાપરાય અને એના બહાદુર સાથી બહાદુરસિંહના પરાક્રમોની આ સાહસિકતા ઘણીજ નવાઇ ભરેલી સૃષ્ટિનું દિગ્દર્શન કરાવે છે. કીં. બે ભાગના રૂ. ૫-૮-૦.

### આનંદમઠઃ-

આ પુસ્તકમાં ઇંગ્રેજો સામે સંન્યાસીઓએ કરેલા બળવાની એક રોમાંચક કહાણી છે. પ્રો. બળવંતરાય ઠાકોરે એનો પરિચય કરાવ્યો છે. મજબૂત બોર્ડના રંગબેરંગી પુંઠા સાથે કીં. રૂ. ૧ાા.

### દેવી ચૌધરાણીઃ-

સો સવાસો વરસપર ઇંગ્રેજોને ત્રાહિ ત્રાહિ પોકરાવનાર વીસ વરસની નાજુક આર્યબાળા પ્રફુલ્લનાં પરાક્રમોની આ કથની બંગ નવલસમ્રાટ બંકિમચન્દ્રની મોંઘી પ્રસાદિ છે. આર્ય રમણીના ત્યાગ અને શૂરાતનનું એ હૃદયને જકડી લે તેવું ચિત્ર છે. પાકું પુંઠું. કીં. રૂ. ૧-૮-૦.

### બંગાળનો બળવોઃ-

મહાન જગતજંગ વેળા હિન્દને મુક્ત કરવા માટે યુરોપમાં વસતા હિન્દી ક્રાન્તિવીરોએ જર્મન સમ્રાટ કયસર સાથે મળીને કરેલા અદ્દભુત પ્રયાસની કહાણી. જર્મનીએ આપેલી ૫૦ લાખની લોન, અફઘાનીસ્તાન ગયેલું ડેપ્યુટેશન, અનવરપાશાનું વલણ, × × × તો આજે હિન્દના નકશાનો રંગ જુદો હોત—વગેરે વગેરે હકીકતોનું બયાન ચોપડીમાં છે. કીં. રૂ. ૧-૮-૦.

**ગોરા કે ગોઝારા:–**

લાખ રૂપિયાના નોબલ ઈનામને ઠોકરે મારનાર સમર્થ લેખક બર્નાડ શૉ આ નાનકડી ચોપડીમાં ઇંગ્રેજોના સત્તા–લોભનું કારમું ને ભયંકર ચિત્ર રજુ કરે છે. ઇજીપ્તને ઇંગ્રેજોએ કેવી રીતે પગની એડી તળે કચડયું તેનો એ નમુનો છે. કીં. આના બે.

**વિષવૃક્ષ:–**

ઘણાં વરસોથી ગુજરાતમાં નહિ મળતી આ અતિશય રસિક વાર્તાને નવેસરથી સુઘડ ભાષામાં અને આકર્ષક રૂપરંગમાં તૈયાર કરી છે. ચાર ચિત્રો. સ્ત્રીઓનાં ચારિત્ર્યનું ઘણુંજ મનોહર આલેખન આ નવલકથામાં બંકિમચંદ્રે કર્યું છે. કીં. રૂ. ૧–૮–૦.

**લોહીની ઇમારત:–**

ડચ પ્રજાની મુક્તિનો ઇતિહાસ મૉટલીએ ઇંગ્રેજીમાં લખ્યો છે તેનું સંક્ષિપ્ત સ્વરૂપ. જ્યારે એ પ્રજામાંથી અનેક માણસો જીવતાને જીવતા સળગી જવા તૈયાર થયા, શહીદ બન્યા ત્યારેજ એ સ્વતંત્ર બની. એનો ઇતિહાસ બહુજ રોમાંચક છે. ૫૦૦ પાનાં. કીં. રૂ. બે.

**ઘોડાચોર:–**

બર્નાડ શૉનું એક અતિ રસભર્યું સુંદર નાટક. અમેરિકામાં ગોરાઓ હબસીઓ પર કેવો ભયંકર જુલમ ગુજારતા તેનું કંપારી ઉપજાવે એવું, છતાં સુરસ ને સાચું ચિત્ર તેજસ્વી બાનીમાં રજુ કરે છે. આ નાટક ભજવવાની વિલાયતમાં મનાઈ છે. કીં. આના પાંચ.

**તકલી:–**

આ પુસ્તકમાં તકલીથી કેવી રીતે કાંતવું તે ઉપરાંત પીંજણની રીતો, સુતરને ફૂંકારવાની રીતો, છડી બનાવવાની રીતો, સુતરની પરીક્ષા કરવાની રીતો, સુતરનો આંક કેમ કાઢવો તે તથા તેની રીતો વગેરે સચિત્ર હકીકત રજુ કરવામાં આવેલ છે. કીં. માત્ર રૂ. ૦–૨–૦

## અમેરિકાનો આત્મભોગઃ—

આ પુસ્તકમાં અમેરિકાની પ્રજાએ પોતાના દેશની સ્વતંત્રતા માટે આપેલ ભોગનો ટુંક વૃત્તાંતનો સંગ્રહ કરીને પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. કીં. ૦–૧–૦.

## ક્રાન્તિઃ—

રૂશીયાના મહાન શહીદ શેપોટ કીનનાં ક્રાન્તિ સંબંધી ત્રણ લેખો તેમ જ તે વીર પુરૂષનું ટુંક જીવન. કીં. રૂ. ૦–૬–૦.

## ક્રાન્તિકારી લગ્નઃ—

રૂશીયન વીરાંગનાઓએ આઝાદીને ખાતર સાહસ, સંયમ અને વીરતાદ્વારા કેવી રીતે સામાજિક ક્રાન્તિ કરી તેની આ એક વીરતા ભરી લગ્નકથા છે. કીં. રૂ. ૦–૩–૦.

## ઇટાલીનો મુક્તિયગ્નઃ—

ઈટાલીના નવજુવાનોએ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા જે બલીદાનો આપ્યાં તેનો તથા વીર સેનાપતિ ગેરીબાલ્ડી અને તેનાં પત્નીએ જે સંકટો સહન કર્યાં તેનો સંક્ષિપ્ત ઇતિહાસ. કીં. રૂ. ૦–૬–૦.

## ગરીબની હાયઃ—

સામાજિક જીવનની ત્રણ હૃદય સ્પર્શી કરૂણ કથાઓનો આ એક અનુવાદ છે. કીં. રૂ. ૦–૩–૦

## અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધઃ—

લેખક શ્રી. જીવણલાલ દીવાન. અમેરિકાએ દોઢસો વર્ષ પર પોતાપર લદાયેલી ઇંગ્લાંડની ધુંસરી ફેંકી દઇ સ્વતંત્રતા કેમ પ્રાપ્ત કરી. તેનો ટુંક પણ માર્ગદર્શક ઇતિહાસ કીં. રૂ. ૦–૪–૦.

## રાસ રમણાઃ—

વિવિધ પ્રકારના સામાજિક તથા રાષ્ટ્રીય પચીસ રાસ ગીતો આ પુસ્તકમાં આપવામાં આવેલ છે. પૃષ્ઠ સંખ્યા ૧૨૫ કીં. રૂ. ૦—૧૧—૦.

**ભારતભૂષણ માલવીયાજી:-**

પંડિત માલવીયાજીના જીવવનો સાદો અહેવાલ તેમજ છેલ્લી લડત વખતે તેમણે આપેલાં કેટલાંક પ્રેરણાત્મક ભાષણોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. પૃષ્ઠ ૧૬૦ મૂલ્ય ૦—૫—૦.

**રાષ્ટ્રધ્વજ:-**

રાષ્ટ્રધ્વજનું મહત્વ, તેની પ્રાચીનતા અને તેની ખાતર કુરબાની આપનાર વીરોના જીવન ચરિત્ર આ પુસ્તકમાં આપવામાં આવેલાં છે. કીં. ૦—૪—૦.

**પ્લાસીનું યુદ્ધ:-**

હિંદુસ્તાન પરદેશીઓના હાથમાં કેવી રીતે સપડાયું તેનો ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવેલ છે. કીં. રૂ. ૦—૪—૦.

**બારડોલીની હીજરત:—**

આ પુસ્તક દરેકે વસાવવા જેવું છે. કીં. ૦–૨–૬

**બોરસદની વીરાંગના:—**

આ પુસ્તક પણ વસાવવા જેવું છે. કીં. ૦–૨–૬

**સરદારની રણહાક:-**

છેલ્લી લડત વખતે સરદાર વલ્લભભાઈએ આપેલા કેટલાક ભાષણોનો આ એક સંગ્રહ છે. કીં. ૦—૫—૦.

**તપસ્વીનાં તાતાં તીર:-**

સરકારની શોષણ નીતિ ઉઘાડી પાડતા ગાંધીજીના લેખોનો સંગ્રહ કીં. રૂ. ૦—૧—૬.

**સત્યાનાશ:-**

દારૂથી આપણા ગરીબ લોકોનું કેમ સત્યાનાશ જાય છે તે બતાવતી સચિત્ર વાર્તા. રૂ. ૦—૧—૬.

**પહેલો કલાલ:-**

દારૂ દેશમાં પહેલો કેમ આવ્યો તે - બતાવતું સંત ટોલસ્ટોયનું નાટક. કીં. ૦—૧—૦.

**જમનો દૂત**—દારૂથી કેવી રીતે માયથી થાય છે તે બતાવતી ૭ સુંદર ચિત્રોની પત્રિકા રૂ. ૦—૧—૦

**વીર વલ્લભભાઈ**—લેખક શ્રી. મહાદેવ દેસાઈ. સરદાર વલ્લભભાઇનું ટૂંકું અને રસિક જીવન આ પુસ્તકમાં આલેખાયું છે જેનાં મુક્ત કંઠે વખાણ થયાં છે. કિં રૂા ૦—૨—૬

**અયોધ્યા ઓહીયાં**—અયોધ્યા પ્રાંત કંપની સરકારે કેવી રીતે તાબે કર્યો તેની આ એક કથા છે, જેમાંથી હિંદમાંના બ્રિટિશ અમલ વિશે ઘણું જાણવાનું મળે તેમ છે. કીં. ૦—૩—૦

**લુંટાતુ હિંદ**—હિંદમાં કંપની સરકારની સ્થાપનાથી અત્યાર સુધી કેવી શોષણ નીતિ અખત્યાર થયેલી તેનો ખ્યાલ આપતું આ એક વાંચવા યોગ્ય પુસ્તક છે. કીં. ૦—૩—૦

**ભારતનું ઘડતર**—મહાત્મા ગાંધીજીએ સાબરમતી આશ્રમથી દાંડી સુધી કરેલી ઐતિહાસિક કૂચ અને તે દરમ્યાન કરેલાં ભાષણોના રસિક હેવાલો આ પુસ્તકમાં છે. કીં. બે ભાગના મળીને ૦—૧૩—૦ કુલ પૃષ્ઠ ૬૦૦

**રણના રાસ**—શ્રી. કેશવ. હ. શેઠ રચિત રાસનો આ એક સંગ્રહ છે. કી. ૦—૩—૦

## બાલ-સાહિત્ય

**ગોળીઆરની મુસાફરી**—લેખક શ્રી. હંસા મહેતા. ગુલીવર્સ ટ્રાવેલ્સનો આ એક અનુવાદ છે અને તે બાળકો સમજી શકે એવી ભાષામાં રજુ કરવામાં આવેલ છે. પુસ્તકમાં કેટલાંક ચિત્રો પણ આપવામાં આવેલ છે. કીં. રૂ. ૦–૭–૦

**છુટાં ફૂલ**—નાનાં બાળકોને રસ પડે એવી વાર્તાઓનો આ સુંદર સંગ્રહ છે. લગભગ ૧૦૦ પૃષ્ટ છતાં કીંમત માત્ર ત્રણ આના રાખેલ છે જે ઘણી સસ્તી કહી શકાય.

**રતનીઓ**—આ વાર્તાની માંગણી ઘણીજ વધી પડી છે. તેમાં વાંદરાના અદ્‌ભુત પરાક્રમો રમુજી શૈલીમાં ચિતર્યા છે તેમજ સંખ્યાબંધ ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. મૂલ્ય રૂ. ૦–૩–૦

**મોતીઓ**—બાળસાહિત્યના જાણીતા લેખક શ્રી. નાગરદાસ પટેલનું આ એક નાનું સુંદર બાળકોને રમુજ પડે તેવું એક કુતરાના પરાક્રમો દર્શાવતું સચિત્ર પુસ્તક છે. કીં. રૂ. ૦–૩–૦

**ગલગોટા**—શ્રી. દેશળજી પરમારે લખેલ બાળકો માટેનું આ એક સુંદર પુસ્તક છે. તેમાં દરેક પાને ચાર પાંચ રમુજી ચિત્રો એવાં સુંદર રીતે ગોઠવવામાં આવેલ છે કે જેનું નિરિક્ષણ બાળકો હોંસે કરતાં અટકે તેમ નથી. રા. ગીજુભાઈ આ પુસ્તક માટે કહે છે કે 'બાળકો હોંશે હોંશે વાંચશે.'

**જાતકકથા સંગ્રહ**:—ધર્માનંદ કોસંબીએ પાલી ગ્રંથમાંથી એકઠી કરેલી બુદ્ધ ભગવાનના પૂર્વજન્મની કથાઓ કીં. રૂા. ૦—૬—૦

**રાજાજીની વાતો**—શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યે લખેલી પાંચ સુંદર વાર્તાઓ જે બાળકો પણ સમજી શકે તેનો આ એક સંગ્રહ છે. કીં. ૦—૩—૦

**વડલો**—(પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર) વડલાની ઓથે રહી જીવનનો રસ અનુભવતાં વિવિધ પક્ષીઓ, વનસ્પતિ, ઝરણું, તળાવ, કમલિની ઉપર ઝઝુમતાં નક્ષત્રો, સૂર્યકિરણ, વાદળાં, વિજળી, ચંદ્ર, વાયુ, છાંયામાં મજા કરતાં બાળકો, ભતવારી, રબારી ઈત્યાદિ સર્વ પાત્રોનાં નૈસર્ગિક માનસને પ્રકટાવનારૂં આ એક નાટક છે. પુસ્તકને ચિત્રોથી શણગાર્યું છે. જાડા કાચા પુંઠાથી બાંધ્યું છે. પૃષ્ટ સંખ્યા ૧૬૦ અને મૂલ્ય રૂા. ૦—૧૦—૦

**દેશદેશની અદ્ભુત વાતો**—(પ્રયોજક રમણલાલ નાનાલાલ શાહ) બાળકો હોંશથી વાંચી શકે એવી જુદા જુદા દેશોની આકર્ષક બાલવાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. પુસ્તક સચિત્ર હોઈ તેની કીં. રૂા. ૦—૧૦—૦ રાખવામાં આવી છે, પૃષ્ઠ સંખ્યા ૧૨૫.

**દેશદેશની દંતકથાઓ**—(પ્રયોજક રમણલાલ નાનાલાલ શાહ) આ બાળોપયોગી પુસ્તકમાં ઈંગ્લાંડ, ચીન, જાપાન, ગ્રીસ, અમેરીકા વિગેરે દેશોની કેટલીક દંતકથાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કીં. ૦—૮—૦

**જગતના જવાંમર્દો**—(પ્રયોજક શ્રી. રમણલાલ શાહ) આ પુસ્તકમાં બાળકોને સરળ થઇ પડે એવી ભાષામાં લખાયેલી

વીર પુરૂષોની જીવનકથની આલેખવામાં આવેલ છે. પૃષ્ઠ આશરે ૧૦૦. કીં. ૦–૭–૦

**રમેશની મુસાફરી**—( લે. ચંદ્રશંકર મ. ભટ્ટ. ) આ એક ન્હાનકડા પુસ્તકમાં એક બાળકની મુસાફરીનું રસીક વર્ણન કરવામાં આવ્યું છે. કીં. ૦–૧–૬

**બાપુજીના પત્રો**—યરોડા જેલમાંથી મહાત્માજીએ નાનાં ભાઇ-બ્હેનો ઉપર લખેલા પત્રોમાંના કેટલાકનો આ સંગ્રહ છે. કીં. ૦–૧–૯

**કાગળપત્રો**—( લે. રમણુલાલ શાહ) બાળકો સંસ્કારી ભાષામાં પત્રો લખતાં શીખે એ ઉદ્દેશથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે અને તેમાં કેટલાક પત્રોના દાખલઓ મુકવામાં આવ્યા છે. પૃષ્ઠ ૪૮ કીં. ૦–૩–૦

**બાબુનાં અડપલાં** ( લે. શ્રી. આનંદીબાઇ જયવંત ). આ પુસ્તક મુળ મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થયેલું તેનો ગુજરાતી અનુવાદ છે. બાળકોને રસ પડે એવી શૈલીમાં લખાયલું હોવા ઉપરાંત લગભગ દરેક પાને રમુજી ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. પુસ્તકની કીંમત પાંચ આના છે. તે એક બ્હેનના હસ્તે. લખાયલું હોઇ ઉત્તેજનાર્થે ખરીદવા લાયક છે. દરેક અવશ્ય ખરીદે.

**વીરકથાઓ** ( લે. ચંદ્રશંકર ભટ્ટ ) પોતાના દેશ માટે જાનની કુરબાની કરી અમર નામના મેળવનાર કેટલાક વીર પાત્રોની આ પુસ્તમાં ઓળખ આપવામાં આવેલી છે. પૃષ્ઠ ૪૮ કીં. ૦–૨–૬

**વાર્તાગાડી**—( પ્રયોજક રમણુલાલ શાહ ) બાળકો માટે સુંદર વાર્તાનું આ એક મોટા અક્ષરે છાપવામાં આવેલું ૪૦ પૃષ્ઠનું પુસ્તક છે. કીં. ૦–૪–૦

**બાળકોની રંગભુમિ**—બાળકો ભજવી શકે એવાં અગીઆર બાલ નાટકો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ ૧૩૦ કીં. ૦–૧૨–૦ પુસ્તક ઇનામમાં આપવા જેવું છે.

**બાવલાનાં પરાક્રમો**—( લે. હંસા મહેતા ) ન્હાનાં બાળકોને ખુબ રમુજ પેદા કરે એવું સચિત્ર ૧૭૫ પૃષ્ઠનું આ પુસ્તક છે. કીં. રૂા. ૧––૦––૦

**ગાંધીજી**—શ્રી. જુગતરામ દવેએ બાળકો માટે લખેલું આ પુસ્તક દરેક બાળકને આપવા લાયક છે. ગાંધીજી અને તેમનાં કાર્યો બાળકોને મગજમાં સ્હેજે ઠસી જાય એવી શૈલીથી લખાયલું આ પુસ્તક છે. પૃષ્ઠ ૮૦ કીં. ૦–૨–૦

આ ઉપરાંત ગાંડીવ, સૌરાષ્ટ્ર ગાંડીવ, દક્ષિણામૂર્તિ તથા બીજાં ગુજરાતી સાહિત્ય પ્રકટ કરતી સંસ્થાઓનાં તમામ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકે છે. વધુ વિગત માટે તે સંસ્થાના વિગતવાર સુચીપત્ર મંગાવો.

## ગ્રાહકોને—

રૂપીયા એકની અંદરની કીંમતનાં પુસ્તકો મંગાવવા માટે ટીકીટો મોકલવી અથવા તો અગાઉથી મનીઓર્ડરથી નાણાં મોકલવાં એજ સારો માર્ગ છે.

ટપાલ ખર્ચ એક રૂપીયાની કીંમતના પુસ્તક પાછળ ચાર આના મુજબ ગણી લેવું.

**કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે.**

રતનપોળના નાકે
ગાંધીરોડ—અમદાવાદ.

ન્યુસ એજન્ટ, બુકસેલર એન્ડ પબ્લીશર.

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા : વસંત મુદ્રણાલય : ઘીકાંટા : અમદાવાદ